# નિવેદન

**ગુજરાતી** સાહિત્ય પરિષદનું ૧૭ મું સંમેલન જૂનાગઢમાં મળે એ અરસામાં "પ્રભાસ-સોમનાથ" ઉપર એક મહત્ત્વપૂર્ણ ગ્રંથ પ્રસિદ્ધ થાય એવી ભાવનાનું મૂર્ત સ્વરૂપ ગુજરાતી જનતા સમક્ષ સાદર કરતાં અમને આનંદ થાય છે. સભાએ ખંભાતનો તેમજ અમદાવાદનો એમ બેઉ ઇતિહાસગ્રંથ જાણીતા ઇતિહાસવિદ શ્રી. રત્નમણિરાવ ભીમરાવ પાસે લખાવી પ્રસિદ્ધ કર્યા પછી ગુજરાતનાં અન્ય મહત્ત્વનાં સ્થાનો ઉપર પણ ગ્રંથો લખવાની જે સંધાય વિચારી છે તેમાં આ "પ્રભાસ-સોમનાથ"થી પ્રગતિ આરંભાય છે. તે તે સ્થાનોનું ઐતિહાસિક ધાર્મિક સામાજિક રાજકીય અનેક રીતે જે મહત્ત્વ છે તેનાથી જનતા વાકેફ થાય એ આ ગ્રંથમાળાનો મહત્ત્વનો ઉદ્દેશ છે. ગુજરાત પાસે એની સંસ્કૃતિના અસામાન્ય ધામ હતાં અને એ ખરેખર જ હતાં એ આવા શોધપૂર્ણ ગ્રંથોથી જાણવાનું ખૂબ સરળ થાય છે.

પ્રભાસ-સોમનાથની વિશિષ્ટતા પ્રાગૈતિહાસિક કાળ જેટલી જૂની છે અમારા મિત્ર પ્રભાસપાટણના જાણીતા ઇતિહાસવિદ શાસ્ત્રીજી હરિશંકર પ્રભાશંકરનો તો એવો દૃઢ અભિપ્રાય, અનેક વિચારપૂર્ણ સંશોધનો પછી, થયો છે કે સોમનાથની ભૂમિનો પ્રાચીન સુમેરિયન સંસ્કૃતિ સાથે સંબંધ હતો. પૌરાણિક ઉલ્લેખોએ એમના

અભિપ્રાયને બળ આપ્યું છે અને ' સોમ ' ના ધામ તરીકે 'પ્રભાસ-સોમનાથ ' ખૂબ જૂના સમયમાં ચાલ્યું જાય છે ભાઈશ્રી રત્નમણિરાવે તો ' સોમ-વિદ્યા ' ના એક મહામૂલા ધામ તરીકે તેમજ દક્ષિણનાં મંદિરોની રીતિ-રસમો-પૂજાપદ્ધતિ વગેરેના મૂલસ્થાન તરીકે પ્રભાસ-સોમનાથને જોયું છે. ગ્રંથમાં જ એ વસ્તુ એમણે સવિશેષ ચર્ચી હોઈ એ વિશે વિશેષ લખવુ જરૂરી નથી.

પ્રભાસ-સોમનાથના સ્થાપત્યોની વિશિષ્ટતા વિશે પણ લેખકે સારી રીતે લખ્યુ છે સોલંકી કાળ પહેલાંના અવશેષ આજે ત્યાં આપ્ય, બેશક, નદીકાંઠાનાં ' સાવના ટી મા ' નામના પ્રસિદ્ધ સ્થાનમાંથી જૂની ઈંટો તેમજ સળગેલો કાટોડો મળે છે તે જૂનાં શહેરનાં નિશાન બતાવે છે. આજે જ્યાં પ્રભાસ-સોમનાથ પાટણ છે તે સ્થાન " દેવપત્તન " છે અને એ આજની કિલ્લાની દીવાલો વચ્ચે છે એની પૂર્વ બાજૂ 'સાવનો ટીંબો' ( Mound of the dead : સરખાવો મોહેં-જો-દડો–Mound of the dead) છેક હિરણના કાંઠા સુધી છે હિરણ પૂર્વમાંથી આવી દક્ષિણમાં વળાંક લે છે ત્યાં શીતળાનું મનાતું જૂનુ ખંડિત મંદિર છે તે ભાગમાં પણ શહેરના અવશેષ મળી આવે છે, જે એમ કહેવા માટે પર્યાપ્ત છે કે પ્રાચીન નગરનો વિસ્તાર ઘણો મોટો હશે હીરાકોટ એ તો સુત્રાપાડા નજીક લગભગ હોઈ જુદું જ સ્થાન છે. પદ્ધતિસર ખોદકામ કરવામાં આવે તો સમુદ્રથી બચ્યા જવા પામેલા આ પ્રાચીન ભાગોમાંથી પ્રભાસસંસ્કૃતિના સમૃદ્ધ અવશેષ મળવાની પૂરતી સંભાવના છે.

તા. ૨૪-૧૨-'૪૮ને દિવસે પ્રથમ વાર જ માઇપુરી મસ્જિદ અને મંગરોલીશાહની જગ્યા જોવાનો ( કે. કા શાસ્ત્રીને) યોગ મળ્યો-પ્રભાસમાં પચાશેક વાર આ પૂર્વે ગયેલ હોવા છતાં. મંગરોલીશાહની જગ્યામાં સ્થાપત્યની વિશિષ્ટતા નથી, પણ માઈપુરી મસ્જિદનો ઘૂમટ અને છત સોલંકી યુગની કલાનો સૂચક નમૂનો છે. કઝિન્સે એનું ચિત્ર આપ્યું છે.

ખાસ કરી ઘૂમટના કદોરામાં ચતુર્ભુજ જેવી લાગતી બેઠી મૂર્તિઓની માંડણી આપણને એ સ્થાન કોઈ પુરાણા મંદિરનો જોતાં વેંત જ ખ્યાલ આપે છે. જુમામસ્જિદના કહેવાતા મકાનમાં પણ એવી માંડણી સવિશેષ ધ્યાન ખેંચે છે. ગયા વૈશાખમાં જુમામસ્જિદની હિંદુ માંડણી જોવાનો તેમજ એની ઉત્તરે આવેલા અકબંધ જૈન દેરાસરને જોવાનો યોગ મળ્યો હતો. આ દેરાસરમાં આગલી ખુરથી ઉપરની છતમાં નાગદમન જેવી કોતરણી ખૂબ રોચક છે. આ પુરાણાં સ્થાન "રક્ષિત ઈમારતો" તરીકે વહેલામા વહેલી તકે સરકારી અંકુશ નીચે આવી માત્ર "દર્શનીય" તરીકે જ સચવાઈ રહે એ અત્યંત જરૂરી છે. સૌરાષ્ટ્ર સરકારનું એ દિશામાં ધ્યાન દોરિયે છિયે. કુમારપાળવાળા જૂના સોમનાથ મંદિરનો પુનરુદ્ધાર કરવામાં એ વસ્તુ સચવવા જેવી છે કે જૂનું મંદિર આજે જે સ્વરૂપમાં છે તે સ્વરૂપમાં જ સચવાઈ રહેવું જોઈયે, અને નજીકની યોગ્ય જગ્યા ઉપર પ્રાચીન વાસ્તુશાસ્ત્ર પ્રમાણે નવા મંદિરની રચના થવી જોઈયે.

આ વસ્તુ 'જીર્ણોદ્ધાર કરવાનો છે' એ સિદ્ધાંત ઉપર સરકાર હાથ ધરે છે એવી જ જો પરિસ્થિતિ હોય તો અમે એક ખાસ સૂચના રજૂ કરવા તક લઈયે છિયે. ચિત્તોડ, દેલવાડા, રાણકપુર વગેરેમાંનાં જૈન મંદિરોનો ઉદ્ધાર જૈનો તરફથી અવારનવાર થયા કરે છે. ચિત્તોડના કીર્તિસ્તંભમાં પણ સુધારા કરવામાં આવ્યા છે. આમાં ખાસ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે કે જ્યાં ક્યાંય તૂટભાંગ થઈ હોય ત્યાં તૂટેલો ભાગ કાઢી નવો ભાગ એવી રીતે દાખલ કરી દેવામાં આવે છે કે મૂળનું સ્વરૂપ બરાબર સચવાઈ રહે માત્ર એ નવો પથ્થર ઊજળો હોય—નવો હોવાને લીધે—એટલો જ જૂના નવા વચ્ચે ભેદ. આપણી પાસે સોમપુરા સલાટો આજે પણ મોજૂદ છે. એઓની સેવાઓ મેળવવાનો અવશ્ય પ્રયત્ન કરવો જોઈયે. આ જૂના સલાટોની મદદથી મંદિરનો સમગ્ર નકશો તૈયાર કરાવી, ખાર ખાઈ ન જાય તેવા સારા પથ્થરો મેળવી એ પથ્થરોથી,

જૂની કારીગરીવાળા ભાગ અકબંધ છે તે સાચવી, બાકીના ભાગ નવા, અદ્દલોઅદ્દલ તૈયાર કરાવવા જોઈએ રાણકપુરના મંદિરનો જે રીતે જીર્ણોદ્ધાર થયો છે તેમાંથી ઘણું અનુસરવા જેવું મળશે. આ માટે આ દિશામાં આણંદજી કલ્યાણજીની જાણીતી જૈન સંસ્થાના ટ્રસ્ટીઓની સલાહ સૂચના લેવામાં આવે તો ખૂબ ઉપકારક થઈ પડશે.

સમુદ્ધાર કરવાના મોહમાં ત્રિવેણી-કાંઠે પ્રભાસમાં સૂર્યમંદિરને સિમેંટથી ઢાંકી દેવામાં આવ્યું છે, કારીગરી સિમેન્ટના પ્લાસ્ટર નીચે નષ્ટ કરી નાખવામાં આવી છે આવું સર્વથા ન બને એવી સૌરાષ્ટ્ર સરકારને વિનંતિ કરિયે છિયે.

નવી ઈજનેરી વિદ્યાનો લાભ જતો કરવા પણ અમે ચાહતા નથી બેઉ વિદ્યાનો યોગ્ય સમન્વય સાધી જૂની-નવી ઈજનેરી વિદ્યાના જાણકારો જૂની વિદ્યાના જાણકારોની સહાયથી સમગ્ર નકશા ઊભા કરે તો કાર્ય ખૂબ સરળ બનશે. આ બધામાં કુમારપાળના મંદિરની માંડણી કોઈપણ રીતે બદલી ન જાય એ જોવું જરૂરી રહે છે

| | |
|---|---|
| અમદાવાદ<br>તા ૩૧-૧૨-'૪૮ | ચૈતન્યપ્રસાદ મો દીવાન<br>કેશવરામ કા શાસ્ત્રી<br>ધીરજલાલ ધ શાહ<br>મંત્રીઓ, ગુજ સા સભા |

# ભૂમિકા

**અમદાવાદની** ગુજરાત સાહિત્ય સભા જેવી પ્રતિષ્ઠિત સંસ્થાએ વીસ વર્ષ ઉપર પોતાની પચીસીનો મહોત્સવ ઊજવીને 'ગુજરાતનું પાટનગર-અમદાવાદ' લખવાનો મને આદેશ કર્યો હતો. 'ખંભાતના ઈતિહાસ'ના પ્રકાશનમાં પણ એ સંસ્થાએ રસ લીધો હતો. ઈતિહાસ માટે સભાની અભિરુચિ જોઈ ગુજરાતનાં ઐતિહાસિક સ્થળો માટે મેં એક યોજના સભા સમક્ષ રજૂ કરી હતી, એવામાં જૂનાગઢનું પ્રકરણ અને ભગવાન સોમનાથના પુનઃ જીર્ણોદ્ધારની વાત ચાલી અને ૧૭મું ગુજરાતી સાહિત્ય સંમેલન પણ જૂનાગઢમાં ભરવાનું નક્કી થયું : આ અવસર ધ્યાનમાં લઈને સાહિત્ય સભાએ **પ્રભાસ-સોમનાથ** ઉપર પુસ્તિકા તૈયાર કરવાનો મને આદેશ કર્યો

આ ગ્રંથ તૈયાર કરવામાં સમય ઘણો ઓછો મળ્યો છે. નવેંબર ૧૯૪૮ના પાછલા ભાગમાં સભાનો આ કાર્ય માટે નિર્ણય થયો. ડિસેંબરના અંતમાં સંમેલન પહેલાં પુસ્તક છાપીને બહાર પાડવાનું. એટલે લખવામાં અને છાપવામાં આજના સમયે જે વખત લાગે તે જોતાં જે ત્વરાથી આ પુસ્તક બહાર પડ્યું છે તે માટે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંચાલકોનો ઉપકાર ખાસ માનું છું. તે સાથે જે કાંઈ રહી ગયું હોય કે ખામી રહી હોય તેની માફી પણ માગી લઉં છું.

આ લખાણમાં મારા વિદ્વાન મિત્ર શ્રી કે. કા. શાસ્ત્રીજીનો તો મારે અંતઃકરણપૂર્વક આભાર માનવાનો છે. એમણે આ કાર્યમાં ઘણાં ઉપયોગી સૂચનો કર્યાં છે અને વેળાસર કાર્ય પાર પાડવામાં સહાય પણ કરી છે. ૧૧ ફર્મા સુધી એમણે પ્રૂફ જોયાં છે. પછી એમને માંગરોળ જવાનું થયું. પણ એ પ્રસંગનો લાભ લઈ એક રાત્રિ માટે એઓ પ્રભાસ-પાટણ જઈ આવ્યા ને માઈપુરી મસ્જિદ તેમજ મંગરોલીશાહ પીરની જગ્યા જોઈ ઉપયોગી માહિતી લેતા આવ્યા પુસ્તકનું કામ ઝડપથી પૂરું કરવાનું હોઈ બાકીના ફર્મા એઓ જોઈ શક્યા નહિ તેથી જોડણીની કેટલીક ભૂલો રહી જવા પામી છે તે સુધારી વાંચવા વાચકોને મારી નમ્ર વિનંતિ છે.

અહીં એક નોંધ સખેદ લેવી પડે છે. સોમનાથ પાટણના વતની મારા મિત્ર સ્વ. શ્રી શંકરપ્રસાદ હરપ્રસાદ દેસાઈ, જે ફારસી ભાષાના એક સારા વિદ્વાન હતા, એમણે સોમનાથ પાટણનાં સ્થળોની મને વાતો કહેલી. આજે એઓ હોત તો ઘણાં સૂચનો મળી શક્યાં હોત.

આ પુસ્તકમા સોમનાથને લગતા બધા લેખો મૂળ અને ભાષાંતર સાથે આપવા વિચાર હતો, પણ સમય ઘણો ટૂંકો હોવાથી માત્ર બે મુખ્ય લેખો જ પરિશિષ્ટમાં આપ્યા છે અને પ્રભાસની પૌરાણિક ભૂગોળની વિગત પણ પરિશિષ્ટમાં આપી છે. એ માટે તે તે ગ્રંથકારોનો હું ઋણી છું

અમદાવાદ,
તા ૨૬-૧૨-૧૯૪૮

ર. શી.

# અનુક્રમણિકા

સ્થિતિ કરીને સિદ્ધિ મેળવે છે–ઉમા સહિત શિવ તે સોમ–સોમ-વિદ્યા અને શૈવ યોગીઓ–સોમવિદ્યાનું વિશેષ સ્વરૂપ–સોમવિદ્યાના ઉપાસકો અને પ્રભાસ સોમનાથ–પુરાણોમાંથી મળતું સોમવિદ્યાનું સમર્થન–સોમનાથમાં સોમવિદ્યાના સંબંધની બીજી ચર્ચા. પૃ. ૪૯-૭૫

૫ :—**સોમનાથ અને મહમૂદ ગઝનવીની ચઢાઇ.** સોમ-નાથનું મંદિર પહેલું કોણે બાંધ્યું–વલભીના સમય પહેલાં ક્ષત્રપોના સમયમમાં બંધાયાની શકયતા–સોમનાથ પાટણની સમૃદ્ધિ તીર્થ તેમજ બંદરથી હતી–સોમનાથમાં મહમદ મંગરોલી શાહ–મહમૂદ ગઝનીથી પાટણ સુધી આવ્યો–પાટણથી વઢવાણ દેલવાડા થઇને સોમનાથ પહોંચ્યો–સોમનાથ પાટણનો ઘેરો અને લઢાઈ–મહમૂદ વટોળિયાની પેઠે જલદી પાછો ગયો તેનાં કારણ–પાછા ફરતાં મહમૂદને પડેલી મુશ્કેલીઓ ને ખુવારી–મહમૂદે લિંગના ટુકડા લઇને ગઝનીમાં રાખ્યા એ ખરું નથી–સોમનાથ ઉપર વિજયથી મહમૂદને મળેલા ખિતાબો–હિંદુ અને મુસલમાન લશ્કરની યુદ્ધપદ્ધતિની સરખામણી–સોમનાથની ચઢાઇના મુસલમાન ઉલ્લેખો મોટા ભાગે ખોટા નથી–સોમનાથ-ખંડનનો હિંદુ ઉલ્લેખ–ભારતની પરાધીનતાનું માર્ગદર્શન. પૃ. ૭૬-૧૦૫

૬ :—**સોમનાથ અને મુસલમાન તવારીખો.** મુસલમાન તવારીખોનું સ્વરૂપ–અલબીરૂનીની તારીખે હિંદ–ઇબ્ને અસીરની કામીલુત્તવારીખ–મંદિરનું વર્ણન–એ બને લેખકોનાં વર્ણનની સરખામણી–એના ખોટાખરાપણાની ચર્ચા-બીજી તવારીખોની મુખ્ય વિગતો–ફિરિસ્તા વગેરેના લેખકોની વિચિત્ર વાતો–તવારીખોની અસંબદ્ધ વાતો–હાજી મહમૂદશાહ મંગરોલી–સોમનાથની અધ્ધર મૂર્તિની વાત–મીરાતે અહમદી. પૃ. ૧૦૬–૧૨૬

૭ :—**સોલંકીઓના સમયનાં સોમનાથ: ગૂજરાતનું ધાર્મિક પાટનગર.** ગૂજરાતીઓ આ મોટું દુઃખ તરત ભૂલી ગયા–સોમનાથનું પથ્થરનું મંદિર ભીમદેવે નવું બાંધ્યુ–એના સ્થળની ચર્ચા–

મીનળદેવીએ સોમનાથનો મુંડકાવેરો માફ કરાવ્યો–મુંડકાવેરો બાહુલોદમાં લેવાતો–બાહુલોદના સ્થાનની ચર્ચા–સિદ્ધરાજે સોમનાથમાં વધારો કર્યાનો ઉલ્લેખ નથી–કુમારપાળે કરેલો ઉદ્ધાર–કુમારપાળ અને ભાવ બૃહસ્પતિ–એની પ્રશસ્તિ–એ મંદિરનું સ્થાન–સોમનાથની શ્રીધરપ્રશસ્તિ–ભીમદેવ બીજાનો લેખ–નાનાકનું સોમનાથમાં સારસ્વતક્રીડાસ્થાન–ત્રિપુરાંતક પ્રશસ્તિ અને જાહોજલાલીની ટોચ–ત્રિપુરાંતકે બાંધેલાં મંદિરો–બીજા લેખો પૃ. ૧૨૭–૧૫૧

૮ :—**મુસલમાન સમય અને સોમનાથ પાટણની પડતી.** અલ્લાઉદ્દીનના લશ્કરની ચઢાઈ–એનું કાન્હડદેપ્રબંધમાં આપેલું વર્ણન–એ સમયનું તવારીખોનું વર્ણન–જિનપ્રભસૂરિએ કરેલું વર્ણન–સોમનાથની પાંચ પ્રતિષ્ઠાઓનું કાન્હડદેપ્રબંધનું કલ્પિત વર્ણન–ચૂડાસમા મહીપાલદેવે કરેલો ત્રીજો જીર્ણોદ્ધાર–સુલતાન મુજફ્ફરશાહે કરેલો નાશ–મુસલમાન સમયમાં ધામધૂમ વિના પૂજા ચાલુ હતી–એ સમયમાં સૌરાષ્ટ્રની સ્થિતિ–ઔરંગઝેબે કરાવેલો નાશ–અહલ્યાબાઈ હોલ્કરે બંધાવેલું હાલનું મંદિર. પૃ ૧૫૨–૧૭૧

૯ :—**સોમનાથનું મંદિર, એનું સ્થાપત્ય અને બીજાં બાંધકામ.** મહમૂદે તોડેલા મંદિરનું વર્ણન–પુરાણા મંદિર અને ચાલુક્યોના મંદિરની સરખામણી–કુમારપાળના મંદિરના ખંડેરનું વર્ણન–એની વિગત–પૂતળીઓ અને મૂર્તિઓનો નાશ–મંદિર મસ્જિદમાં ફેરવાયું–મહીપાલદેવનું મંદિર–સોમનાથના દરવાજાનું જુઠાણું–જુમામસ્જિદ–ત્રિવેણી ઉપરનું સૂર્યમંદિર–જૈન મંદિર અને કોઠો–માઈપુરી મસ્જિદ–સોમનાથ પાટણનો કોટ અને સાતનો ટીંબો–સોમપુરા બ્રાહ્મણો અને શિલ્પીઓ–સોમનાથનું નવું મંદિર સોમપુરા જ બાંધી શકે. પૃ ૧૭૨–૧૯૨

૧૦:—**પ્રભાસમાં આવેલાં બીજાં સ્થળો** :–વેરાવળ–વેલાકુલ ઉપરથી વેરાવળ–બિલાવલ–બિલાવલ ગામ–વેરાવળનો ઇતિહાસ–બીજાં

## પરિશિષ્ટ અ



## પરિશિષ્ટ આ

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૨૧ | કોઠો | કઠિ |
| ૧૮ | ૧૦ | સર્વથા | સર્વથી |
| ૨૨ | ૧ | વર્ચસ્વ | વર્ચસ્ક |
| ૩૯ | ૧૪ | ભરવ- | ભૈરવ |
| ૪૧ | ૧૯ | નમા , | નાના |
| ૪૨ | ૧ | શવ , | શૈવ |
| ,, | ૧૪ | શેવ | શૈવ |
| ,, | ૧૯ | રુદ . | રુદ્ર |
| ૪૪ | ૧૨ | નીકળેલું | નીકળેલા |
| ૪૯ | ૧૯ | શવ | શૈવ |
| ૫૨ | ૧૧ | શવ | શૈવ |
| ૫૯ | ૭ | શ્રતિ | શ્રુતિ |
| ૬૦ | ૬, | ભમા, | ઉમા. |
| ૬૧ | ૫ | ચંદ્રના | ચંદ્રમા |
| ,, | ૫ | દ્વિતીમા | દ્વિતીયા |
| ૬૫ | ૯ | × અહંજપામિ | અહંજ્યોતિ |
| ૬૫ | ૧૮ | પાર્વતી | પાર્વતીની |
| ૭૦ | ૧૩ | શમોદયં | ક્ષયોદયં |
| ૭૨ | ૨૧ | શવ | શૈવ |
| ૭૮ | ૨૨ | ભોગાવો | ભોગાવો પાસે |
| ૯૧ | ૧૪ | અમને | એમને |
| ,, | ૧૮ | ચદાય | શકાય |
| ૯૮ | ૬ | પદ્દિત | પદ્ધતિ |

× આ ભૂલ ખાસ સુધારી વાંચવા વિનંતિ છે.

| | | | |
|---|---|---|---|
| ૧૧૦ | ૧૦ | આયો | આમો |
| ૧૧૧ | ૭ | ઓરંડો | ઓગડો |
| ૧૧૭ | ૧ | જોડાઈ | લડાઈ |
| ૧૨૦ | ૪ | હબીબુસ્સીમગ | હબીબુસ્સીયગ |
| ૧૪૦ | ૧૪ | ગર્ગેય | ગાર્ગેય |
| ૧૫૬ | ૧૫ | લેખ | લેખક |
| ૧૫૮ | ૧૬ | લશ્કરનો | લશ્કરે |
| ,, | ૧૭ | વિવિધ કલ્પ | વિવિધતીર્થકલ્પ |
| ૧૬૬ | ૧૨ | કેટલાક | કેટલીક |
| ૧૮૯ | ૧૨ | દેવપતન | દેવપત્તન |
| ૨૦૧ | ૨૧ | મહસૂદશાહ | મહમૂદશાહ |
| ૨૦૪ | ૪ | મૂકેલા | મૂકેલી |

## [૧] ભૂમિનો પ્રાચીન ઇતિહાસ

જય સોમનાથ ! ! ! શ્રીતાતના જલથી નહાતા, શ્રીપતિના શ્રી સાથે રમવાના વિલાસસ્થાન જેવા આપણા ગૂજરાતના એક સમયના ઈષ્ટદેવ તે સૌરાષ્ટ્રમાં સમુદ્રતટે બિરાજતા ભગવાન સોમનાથ 'જય સોમનાથ' એ એક સમયે ગૂજરાતીઓનો મહાનાદ હતો એ નાદથી ગૂજરાતીઓને પ્રેરણા મળતી. યુદ્ધ સમયે એ શબ્દથી ગૂજરાતનું આકાશ ગાજતું અને ગૂજરાતના શત્રુઓનાં હૃદયો એ ઘોષથી ચિરાતાં.

એ ભગવાન સોમનાથ ભારતવર્ષાંતર્ગત ભરતખંડના જે ભૂમિવિભાગમાં વિરાજેલા છે તે આપણો સુરાષ્ટ્ર–સૌરાષ્ટ્ર દેશ એને એક વખત આનર્ત પણ કહેતા હતા. એના દક્ષિણ ભાગમાં પ્રભાસક્ષેત્ર વેદવારાનું જૂનું છે પ્રભાસ અને સોમનાથનો ઇતિહાસ એક સાથે સંકળાયેલો છે. સૃષ્ટિની દરેક ચીજને નસીબ હોય છે તેમ ભૂમિને પણ નસીબ હોય છે. ચઢતી અને પડતી સ્થળને પણ દેખાય છે. નસીબની એવી ચઢતી પડતી જેટલી પ્રભાસ–સોમનાથના સ્થળે જોઈ છે એવી આપણા ઇતિહાસમાં ભાગ્યેજ કોઈ સ્થળે જોઈ હશે. પુરાણ કાળથી આરંભ કરીને ગઈ કાલની વાત સુધી–જૂનાગઢ

રાજ્યની સ્વાતંત્ર્યપ્રાપ્તિ સુધીનો ઇતિહાસ જોતાં એ સ્થળની ચઢતી પડતીનો ખ્યાલ આવે છે

### પ્રભાસની પ્રાચીનતા

આપણા પ્રાચીન પુરાણકારોને નવનો આંકડો ખાસ ગમતો હોય એમ દેખાય છે. કૂર્મરૂપી ભગવાનનાં નવ અંગો પ્રમાણે દેશના ભાગ પાડે છે. ભારતવર્ષના દ્વીપો સહિત નવ ભાગ. ભરતખંડના નવ ભાગ, તેમાં નૈર્ઋત્યે આવેલો ભાગ તે સુરાષ્ટ્ર[1]. સુરાષ્ટ્રના પણ નવ ભાગ. તેમાં સાગરસમીપ આવેલો એક ભાગ તે પ્રભાસ[2]. પાણિનિએ જણાવેલાં સ્થળો. ને આપણે લગભગ વેદકાલ જેટલાં પ્રાચીન માની શકીએ, તેમાં કચ્છ, સુરાષ્ટ્ર, અનૂપ, સિંધુ, સૌવીર વગેરે આપણા પ્રાંતનાં નામો મળે છે. પાણિનિ આનર્ત, બર્બર, મહીનગર, (ખંભાત), મહિષ્મતી, અને વલભી એટલાં શહેરો ગણાવે છે. આનર્ત એ પુરાણો પ્રમાણે તો દેશનું પણ નામ છે[3]. આપણી પૌરાણિક ભૂગોળમાં દેશ અને શહેરનાં નામો એક બીજા માટે વપરાયાના દાખલા મળે છે. ભરૂચ, સોપારા, દ્વારકા પણ સ્પષ્ટ રીતે પાણિનિએ ન જણાવ્યા છતાં પણ એટલાં જ પ્રાચીન શહેરો છે. પ્રભાસનું નામ મહાભારતા દિમાં મળે છે. પુરાણ પ્રભાસને આનર્તસાર—આનર્ત દેશના

---

૧. ઉત્તરમાં બેસીને ભૂગોળ લખનારા કેટલાક પૌરાણિકો આનર્ત સુરાષ્ટ્રને દક્ષિણમાં પણ ગણે છે. પણ વરાહમિહિર અને મુખ્ય પુરાણો નૈર્ઋત્યમાં ગણે છે. કોઈ એને અપરાંતમાં ગણે છે.

૨. સ્કંદ પુરાણ, પ્રભાસ ખંડ.

૩. જુઓ ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ પ્ર. ૧. શ્રી. વૈદ્ય સંસ્કૃત સાહિત્યના 'ઇતિહાસ'માં આ'ખ્યાબતની લાંબી યાદી આપી છે.

સારરૂપ કહે છે.[૪] દ્વારકા–કુશસ્થલીને આનર્તની રાજધાની કહે છે, અને દ્વારકાંનું બીજું નામ પણ આનર્તપુરી છે.[૫]

## આનર્ત અને સૌરાષ્ટ્ર

આમ આનર્ત અને સુરાષ્ટ્ર એ બે નામો આપણા પ્રાંતની ભૂમિ માટે પુરાણા પ્રાચીન સાહિત્યમાં એવી રીતે વપરાયેલાં દેખાય છે કે એ બન્નેની હદ નક્કી કરવી બહુ મુશ્કેલ છે. કેટલાક વિદ્વાનો તો એ બે નામો એક જ દેશ માટે અધ્ધર રીતે ગમે તેમ વપરાયાં છે એમ માને છે. પુરાણોમાં દ્વારકાં અને પ્રભાસ–બન્નેને સુરાષ્ટ્રમાં પણ ગણાવે છે તેમજ આનર્તમાં પણ ગણાવે છે.[૬] આનર્તપુર કે પુરી કુશસ્થલી દ્વારકાને કહે છે તેમજ ઉત્તર ગૂજરાતમાં આવેલા વડનગરને પણ કહે છે.[૭] આ કારણથી ઘણા વિદ્વાનો ઉત્તર

---

૪. સ્કં. પુ. પ્રભાસખંડ. પાણિનિ આનર્તપુરી ગણાવે છે અને એ દ્વારકાંનું નામ માનીએ તો દ્વારકા અને પ્રભાસના સાંનિધ્યે એનું પ્રાચીનપણું સિદ્ધ થાય છે. મહાભારતાદિમાં તો એનું નામ છે જ.

૫. શ્રીમદ્‌ભાગવત.

૬. જુઓ શ્રી. ઉમાશંકર કૃત 'પુરાણોમાં ગુજરાત.' એમાં એ બે શબ્દો માટે વિસ્તૃત આધારો આપ્યા છે.

૭. શ્રી. ઉમાશંકર વડનગરને અને ઉત્તર ગૂજરાતને આનર્ત-પુર અને આનર્ત દેશ માને છે એમ જણાય છે. ઐતિહાસિક સમયમાં ઉત્તર ગૂજરાત આનર્ત અને વડનગરનાં અનેક નામોમાં આનર્તપુર નામ ગણવાનું શરૂ થયું જણાય છે. પરંતુ એથી દ્વારકાંના પૌરાણિક ઉલ્લેખોને વાંધો આવે છે. મારો મત ઉપર જણાવ્યો છે. વડનગર હાટકેશ્વર ક્ષેત્ર અને એ ક્ષેત્ર આનર્તમાં, એટલે એ

ગૂજરાતના ભાગને આનર્ત અને દ્વીપકલ્પના ભાગને સુરાષ્ટ્ર કહેવાનું યોગ્ય માને છે. અહીં એટલું તો સ્પષ્ટ થાય છે કે આનર્ત શબ્દ જેમ ઉત્તર ગૂજરાત અને સુરાષ્ટ્ર બન્ને વિભાગો માટે વપરાય છે, તેમ સુરાષ્ટ્ર કે સૌરાષ્ટ્ર નામ ઉત્તર ગૂજરાતના કોઈ ભાગ માટે વપરાયું હોય એમ જણાયું નથી. એટલે મને તો એમ લાગે છે કે એક સંસ્કારિતાવાળા એક આખા ભૂમિવિભાગનુ નામ આનર્ત છે અને તેનો એક ભાગ સુરાષ્ટ્ર છે. સૌરાષ્ટ્રને થોડા વખત પહેલાં જ્યારે આપણે કાઠિયાવાડ કહેતા હતા[૮]—જો કે એ નામ દોઢસો વર્ષથી વધારે પ્રાચીન નથી–ત્યારે સામાન્ય રીતે 'ગૂજરાત–કાઠિયાવાડ' એવો પ્રયોગ થતો હતો અંદર નાના નાના વિભાગો ગમે તેટલા હોય પણ પ્રાંતની સર્વમાન્ય બાબતો માટે આવો પ્રયોગ થતો હતો. એટલે ગૂજરાતમાં કાઠિયાવાડનો સમાવેશ થતો હતો એવી જ રીતે પ્રાચીન કાળમાં આનર્ત, સુરાષ્ટ્ર બે નામ વપરાતાં હશે અને આનર્તમાં સૌરાષ્ટ્રનો સમાવેશ થતો હશે.[૯]

---

આનર્તપુર એમ વિદ્વાનો માનવા લલચાય છે અને નાગર ખંડમાં એવા ઉલ્લેખો મળે છે પણ ખરા. પરંતુ સ્કંદ પુરાણનો સમય જોતાં એ ઉલ્લેખો પાછળના જણાય છે. વડનગરમાં હાટકેશ્વર ક્ષેત્ર અને તેથી આનર્ત નામ પાછળથી આપ્યું છે, એવી મારી માન્યતાનાં કારણ ખંભાતના ઇતિહાસના પરિશિષ્ટોમાં મેં આપ્યા છે.

૮. સૌરાષ્ટ્રનું કાઠિયાવાડ નામ મરાઠા સમયમાં રૂઢ થયું છે.

૯. એક જ મોટા દેશમાં એની અંદરના નાના દેશોનાં નામો જુદા દેશો તરીકે લખવાની પૌરાણિક પ્રથાના ઘણા દાખલા છે. તે માટે મેં ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ પ્રં. પહેલામાં ચર્ચા કરી છે.

## વૈદિક સરસ્વતી અને પ્રભાસ

બે હજાર વર્ષ પહેલાં સૌરાષ્ટ્ર આજના ગૂજરાતની ભૂમિ સાથે જોડાયેલો નહોતો. કચ્છના રણની જગાએ સમુદ્ર હતો. એ રણ અને ખંભાતના અખાતને જોડતો નળકંઠાનો પ્રદેશ અને ખંભાતના રણને નામે ઓળખાતો ભાલ પ્રદેશમાં થઈને જતો રણનો પટો, એ પ્રાચીન સમયમાં ગૂજરાત–સોરઠને જુદાં પાડનારો જળમય પટો હતો. આ પટો કચ્છના અને ખંભાતના અખાતોને જોડનારો સમુદ્રનો જ પટો હતો એમ કેટલાક વિદ્વાનો માને છે, પરંતુ કચ્છ પ્રદેશ, કચ્છનો અખાત, અને ખંભાતના અખાતનો બરાબર અભ્યાસ કરતાં એ એક પ્રાચીન મહાનદનો પટો હોય એમ માનવાને કારણ છે. કેટલાક વિદ્વાનો હવે એમ માનતા થયા છે. વેદની મહાનદી સરસ્વતીના વેદમાં આપેલા તેમજ પુરાણોથી સમર્થન થતા ઉલ્લેખો જોતાં પ્રાચીન વૈદિક સરસ્વતી હિમાલયમાથી નીકળીને મારવાડ અને ગૂજરાતમાં પ્રવેશ કરી ગૂજરાત કાઠિયાવાડના પ્રદેશોને છૂટા પાડી, ખંભાતના અખાતમાં થઈ, દક્ષિણ સમુદ્રને મળતી હોય એવા પુરાવાઓ મળી આવે છે.[૧૦] આ બાબતની ઘણી જ વિસ્તૃત ચર્ચા ખંભાતના ઇતિહાસમાં જુદા

---

૧૦. કચ્છનો અખાત સરસ્વતીનું મુખ હોવાનું એક લેખક માને છે, પણ તે પૌરાણિક પરંપરાની વિરુદ્ધ છે એ સમુદ્રને દેખવા છતાં સરસ્વતીએ એમાં વડવાનલને ન નાંખ્યો એમ પુરાણ કહે છે. સિંધુ અને સતલજ પ્રાચીન સમયમાં કચ્છના રણના ઉપલા ભાગના સમુદ્રને મળતી હતી. સિંધ અને સુરાષ્ટ્રની વચ્ચે કચ્છ પ્રદેશ આ બે નદીના જલમલથી થયો છે એમ એનાં અશ્મીભૂત અવશેષોથી જણાય છે. એલેકઝાંડરના સમયમાં ત્યાં સમુદ્ર હતો. ઉતથ્યની કથા

પરિશિષ્ટમાં વૈદિક, પૌરાણિક આધારો, તેમજ ભૂસ્તર અને ઈજનેરી આધારો આપીને કરી છે, એટલે અહીં એનો વિસ્તાર નહિ કરીએ. અહીં એટલું કહેવું અગત્યનું છે કે પ્રાચીન સરસ્વતી આજે પ્રયાગમાં કલ્પિત રીતે ગંગાયમુનાને મળે છે એમ મનાય છે તે ઇતિહાસથી સિદ્ધ થતું નથી. દરેક પ્રાચીન આધારો એને સૌરાષ્ટ્રમાં પ્રભાસ આગળ સમુદ્રને મેળવે છે એમાં મતભેદ નથી. આજે એ મહાનદી ઉત્તરમાં પતિયાલામાં, મધ્યમાં ઉત્તર ગૂજરાતમાં સિદ્ધપુર–પાટણ પાસે, અને દક્ષિણમાં પ્રભાસ પાટણ પાસે, એમ ત્રણ કકડે બતાવવામાં આવે છે.[११] આ મહાનદી એક કાળે સળંગ વહેતી હતી એમ વેદ કહે છે.

---

એનો પૌરાણિક ઉલ્લેખ આપે છે. વધારે વિગત 'ખંભાતના ઇતિહાસ'માં નોંધી છે.

૧૧. શ્રી. ઉમાશંકર જોશી એમના ઘણા જ અભ્યાસપૂર્ણ ગ્રંથ 'પુરાણોમાં ગુજરાત'માં ત્રણ સરસ્વતીને જોડવાના પુરાણોના પ્રયાસને કવિઓની કલ્પના માનતા હોય એમ લાગે છે. એ માટે ભૂસ્તરના પુરાવાઓ જોઈએ એમ તેઓ કહે છે તે ખરું છે. વેદ અને પૌરાણિક સાહિત્યના પુરાવાઓ ઉપરાંત ભૂસ્તરના અને ભૂકંપના ઉલ્લેખો, ઇતિહાસમાં નોંધાયેલા તેમજ પુરાણોએ નોંધાયેલા જેટલા મળ્યા તેટલા મેં આપ્યા છે. તદુપરાંત નદીઓના પ્રવાહને લગતા ઈજનેરી ઉલ્લેખો પણ આપ્યા છે. આમ છતાં પણ વેદનું વચન **एका चेत् सरस्वती नदीनां शुचिर्मती गिरिभ्य ऽआसमुद्रात् ॥ ऋग्वेद** ૭-૯૫-૨ ॥ અને એને એની બધી સખીઓમાં મોટી કહી છે. ऋ. ૭–૯૫–૧ **मक्षोद्सा** ઇતિશ્રુતા ॥ આમ આ વેદ વાક્યનું પુરાણથી ઉપબૃંહણ કરવાનું–તો જ અર્થ બેસે. વિદ્વદ્વર્ય દી. બ.

## પુરાણો અને સરસ્વતી

ભૂકંપાદિથી સરસ્વતીના સળંગ પ્રવાહમાં જે ફેરફાર થયા એ ઘણી જ પ્રાચીન પરંપરા છે. પુરાણો હાલના સ્વરૂપમાં ગોઠવાઈને રચાયાં તેનાથીયે પરંપરા પ્રાચીન છે. એટલે હાલનાં પુરાણોએ માત્ર એ વેરાયેલી પરંપરાઓને નોંધી રાખવાનું કાર્ય કર્યું છે. અને એમ કરવામાં સ્વાભાવિક રીતે કેટલાક વિરોધો દેખાઈ આવે છે. એવા વિરોધોનો નિકાલ વેદમંત્રોની સાથે જ પુરાણોનાં કથનોને ટેકારૂપે મેળવવાથી થઈ શકે છે. એટલે પુરાણો આજે મળે છે એ સ્વરૂપે લખાયાં ત્યારે સરસ્વતી લુપ્ત થઈ હતી અને ઉપર જણાવેલા ત્રણ ટુકડા માત્ર મળતા હતા. સરસ્વતીનું મૂળ અને મુખની પરંપરાની પુરાણકારોને સ્પષ્ટ ખબર હતી. કેટલાંક તીર્થોનાં નામની ખબર હતી. એટલે આજે સરસ્વતીના જે ત્રણ ટુકડા દેખાય છે તેને અનુસરીને એમણે સરસ્વતીની વડવાનલને લઈને સમુદ્ર સુધી જવાની કથા યોજી. જ્યાં પ્રવાહ ન જણાયો ત્યાં વડવાનલના તાપથી પૃથ્વીમાં ગુપ્ત થઈ એમ લખ્યું. અને જ્યાં જણાયો ત્યાં પાછી ઉત્પન્ન થઈ એમ લખ્યું આ વડવાનલની કથા જ્વાલામુખી અને ભૂકંપનું સૂચન કરે છે. પ્રભાસ પાસે સમુદ્ર આગળ કૃતસ્મર નામે પર્વત આડો આવીને સરસ્વતીને પોતાની સ્ત્રી થવા કહે છે

---

નર્મદાશંકરભાઈએ કહેલું કે વેદ સગર્ભ છે, અને પુરાણો જ એને સ્પષ્ટ સમજાવે છે તે ખરું છે. સગર્ભાના દોહદ ન પુરાય તો ગર્ભ નિર્માલ્ય જન્મે. વેદના ગર્ભના દોહદ પુરાણ કથાઓ પૂરે છે. પાછળથી પુરાણોમાં ઘણા કલ્પનામય ઉમેરા થયા છે તે ખરું છે, પણ જ્યાં વેદાર્થને ટેકો મળતો હોય ત્યાં કવિની કલ્પના માનવી યોગ્ય નથી.

અને સરસ્વતી એને મધુર વચનથી વડવાનલનું પાત્ર થોડો સમય ઝાલી રાખવા કહે છે. વડવાનલના પાત્રને અડતાં કૃતસ્મર ભસ્મ થઈ જાય છે એ કોઈ જ્વાલામુખીથી નાશ થયેલા પર્વતની જ કથા છે[૧૨] આવા ફેરફારો પશ્ચિમ હિંદની ભૂમિ ઉપર નોંધાયેલા છે, અને પુરાણોમાં ભૂકંપો અને દટંતનોના ઉલ્લેખો પણ આવે છે[૧૩]

## પ્રભાસ પાસેની નાની સરસ્વતી

આમ છતાં પણ સરસ્વતીનો દક્ષિણનો પ્રવાહ મોટો અર્ણવ કહી શકાય તેવો અને ઘણે ભાગે ખારો પણ હતો એવા ઉલ્લેખો મળે છે અને પ્રભાસ પાસેની નાની ગીરમાંથી નીકળતી આજની સરસ્વતી એ આવા મોટા પ્રવાહને અનુરૂપ નથી, એટલે જ ખંભાતના અખાતને જ સરસ્વતીનું સમુદ્રને મળતું મુખ માનવાનું અનુમાન ખંભાતના ઈતિહાસમાં મેં કર્યું છે અને પ્રભાસનું સાંનિધ્ય લાક્ષણિક હોય એમ બતાવ્યું છે પુરાણકારોની એક ખાસ ટેવ ધ્યાનમાં રાખવા

૧૨. પ્રભાસ ખંડમાં સરસ્વતી વડવાનલને લઈને પ્રભાસ આગળ સમુદ્ર સમીપ આવી એનું વિસ્તારથી વર્ણન છે. અધ્યાય ૨૬–૨૭ અને ૨૮ કૃતસ્મરના પથ્થરો છૂટા પડતાં અને વડવાનલથી નરમ પડતાં શિલ્પીઓ એને કામમા લે છે એ ઉલ્લેખ અધ્યાય ૨૭ માં છે તે ઈતિહાસ માટે બહુ સૂચક છે. અહી પ્રભાસ પાસેની પાંચ નાની નદીઓનો મેળ બેસાડવા હિરણ્યા, ન્યંકુ, કપિલા, પ્રજની અને સરસ્વતી. સરસ્વતીને **પંચસ્રોતા** કહી છે.

૧૩. એવા ઉલ્લેખો ખંભાતના ઈતિહાસમાં નોંધ્યાં છે. વલભી સમુદ્રતટે હતું એટલો આજે અખાત પુરાયો છે. વલભી આરબોથી માત્ર લૂંટાયું, પણ એનો છેલ્લો નાશ દટંતરથી થયો છે.

જેવી છે કે કોઈ પરંપરા જ્યારે ભુલાઈ જાય ત્યારે પુરાણો પોતે જ તેનાં એક કરતાં વધારે કારણો અને એક કરતાં વધારે સ્થળોની કથાઓ યોજે છે. આમ પ્રભાસ પણ પાંચ કહ્યાં છે[૧૪] એમાંનું એક પ્રભાસ મૂળ પ્રભાસ હોવાનો સંભવ છે અને આર્યાવર્તમાંથી પ્રભાસ જવા માટે સરસ્વતીના વિશાળ પ્રવાહમાંથી તેનું મુખ પસાર કરી પાસે જ સમુદ્રકિનારે પ્રભાસ જવાતું હશે એમ માનવામાં વાંધો નથી.[૧૫] સરસ્વતીનો પ્રવાહ જ દક્ષિણ અને પશ્ચિમ તરફનો છે. તેને પૂર્વમાં લઈ જઈને ગંગાયમુનાને મેળવવાનો પ્રયત્ન બધી પરંપરા ભુલાયા પછીનો છે.[૧૬] સરસ્વતી અને પ્રભાસને લગતા ઉલ્લેખોની નોંધ યથાસ્થાને લઈશું

૧૪. પ્રભાસખંડ. અ. ૧૮૭. આદ્ય પ્રભાસ, વૃદ્ધ પ્રભાસ (દક્ષિણમાં), જલપ્રભાસ, કૃતસ્મર પ્રભાસ, જલ પ્રભાસ જે વૃદ્ધની પણ દક્ષિણે કહે છે તેનાથી દક્ષિણે મહા પ્રભાસ આદ્યપ્રભાસને આગળ આદિપ્રભાસ પણ કહ્યું છે. વધારે વિચાર આગળ કરીશું.

૧૫. સરસ્વતીને અર્ણવ એટલે સમુદ્ર કહી શકાય એવડો એનો પ્રવાહ હતો. વચ્ચે હોડીમાં રહેનારને બે કાંઠા ઝાખા દેખાય તેવો. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી નળકંઠાના પટાને માટે કોઈ મોટી નદીનું તળિયું માને છે અને ભૂસ્તર શાસ્ત્રીઓના મતે તે સિંધુનો પ્રવાહ ખંભાતના અખાતમાંથી સમુદ્રને મળતો એમ એમના ઐતિહાસિક સંશોધનના ગ્રંથમાં પૃ. ૫૭૩–૭૪ માં લખે છે.

૧૬. આજે ઉત્તરમાંથી આવતી સરસ્વતીનો અમદાવાદ પાસે કાલ્પનિક સંગમ યોજ્યો છે તેથી પ્રાચી નામ યોજ્યું છે. અને પ્રભાસ આગળ પ્રાચી નામ પાછળથી યોજાયું જણાય છે. તેની ચર્ચા આગળ કરીશું. આપણામાં એક રૂઢિ છે કે નદીનો જે દિશામાં સામાન્ય રીતે પ્રવાહ હોય તેથી ઊલટી દિશામાં જે સ્થળે પ્રવાહ થાય તે પવિત્ર

## પાતાળ અને સૌરાષ્ટ્રનો કિનારો

સરસ્વતીના પ્રવાહની પેઠે આપણા વિદ્વાનોના ધ્યાન બહાર રહેલો આપણી ભૂગોળનો બીજો વિષય તે પાતાલ. આ વિષય જ બહુ વિચિત્ર છે એની પરંપરાઓ પણ સરસ્વતીના અવિચ્છિન્ન પ્રવાહ જેટલી જ પ્રાચીન છે પણ એને પુરાણકારોએ પૃથ્વીની ભીતરમાં ગોઠવી દીધું છે. લોકોમાં તો એ પાણીનો વધુ ઊંડાણનો પર્યાય થઈ પડ્યું છે. પુરાણોએ એને નાગ અને અસુરોનું સ્થળ કહેવાનું રાખ્યું. અને એ લોકો દેવોએ હાંકી કાઢ્યાથી પાતાલવાસી થયા એવી કથાઓ જોડી.[૧૭] અન્ય કથાઓની પેઠે ઉમેરાઓ થયા છતાં પણ એમાં ઐતિહાસિક સત્ય રહેલું છે. ભારતવર્ષના નવ દ્વીપોમાંનો નૈઋર્ત્યનો—એટલે કે આપણા પ્રાંતની સાન્નિધ્યનો દ્વીપ એ નાગદ્વીપ. એ જ નાગલોક અથવા પાતાલ. એના સાત ભાગ પાડ્યા એટલે ભરતખંડનો નૈઋર્ત્ય કિનારો અને તેની પછીના ટાપુઓને પાતાલ સાથે ઘટાવી શકાય. સિંધથી મલબાર સુધીનો કિનારો એમાં ગણાય. એમાંનું એક પાતાલ-વિતલ પાતાલમાંથી હાટકેશ્વર-ગૂજરાતની નાગર

---

તીર્થ ગણાય. નર્મદા ઉત્તરવાહિની પવિત્ર ગણાય છે. સરસ્વતી પૂર્વવાહિની ગણાય છે. દક્ષિણમાં કાવેરી પૂર્વ તરફ વહે છે ત્યાં તે પશ્ચિમવાહિની ઉત્તમ ગણાય છે. મૈસૂર પાસે 'પશ્ચિમવાહિની' કાવેરીનું પ્રસિદ્ધ તીર્થ છે.

બ્રાહ્મણ જાતિના ઇષ્ટ દેવ–આવ્યા સિંધને દક્ષિણ કિનારે પાતાલ નામે પ્રસિદ્ધ બંદર હતું એ તો ગ્રીક ભૂગોળ લેખકોએ નોંધ્યું છે[૧૮] ઐતિહાસિક દૃષ્ટિએ પાતાલ નામનું કારણ અને પાતાલનું કેન્દ્ર એ નગર હતું એક સમયે કાશ્મીરથી દક્ષિણ ભારત સુધી પ્રસરેલા નાગજાતિના રાજાઓ અને લોકોનું એ પાતાલ બંદરેથી ભ્રમણનું અને સમુદ્ર–ગમનનું કાર્ય થતું નાગજાતિ વેદકાલની છે ઐતિહાસિક કાળમાં એમનું સામ્રાજ્ય હતું અને એ લોકો પરમ શૈવ હતા તે આગળ જોઈશું,[૧૯] પરંતુ પુરાણોએ નાગલોકોના નિવાસસ્થાન પાતાલને પૃથ્વીના પડમાં નાંખ્યું તેમ નાગ-લોકોને સર્પ–પ્રાણિ–બનાવી દીધા આ બધી ચર્ચા અહીં અસ્થાને હોવાથી નહિ કરીએ. ખંભાતના ઇતિહાસમાં પાતાલ વિશે એક જુદા પરિશિષ્ટમાં અને ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં આ ચર્ચા મેં વિસ્તારથી કરેલી છે.

સ્કંદપુરાણનો પ્રભાસખંડ જેમ સોમનાથના માહાત્મ્ય માટે છે, કૌમારિકાખંડ જેમ ખંભાત–સ્તંભતીર્થના માહાત્મ્ય માટે છે, તેમ નાગરખંડ હાટકેશ્વર ક્ષેત્રના માહાત્મ્ય માટે છે આ ત્રણે આપણા પ્રાંતનાં સ્થળો છે ત્રણે શૈવોનાં મહત્ત્વનાં સ્થળો છે–રુદ્રતીર્થો છે હાટકેશ્વર ક્ષેત્ર આનર્તમાં

---

૧૮. ગૂજરાતનાં સાંસ્કૃતિક ઇતિહાસમાં મેં આ બાબત ચર્ચા કરી છે. ગ્રીક ઉલ્લેખો મુંબઈ ગેઝેટિયર ગ્રં. ૧. ભા. ૧ માં જુદા પરિશિષ્ટમાં આપેલા છે

૧૯. આ બાબત વિસ્તૃત ચર્ચા ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ ગ્રં. ૧ ભા. ૧ માં 'જાતિઓના મિશ્રણ'ના ખાસ પ્રકરણમાં મેં કરી છે.

## પાતાળ અને સૌરાષ્ટ્રનો કિનારો

સરસ્વતીના પ્રવાહની પેઠે આપણા વિદ્વાનોના ધ્યાન બહાર રહેલો આપણી ભૂગોળનો બીજો વિષય તે પાતાલ આ વિષય જ બહુ વિચિત્ર છે એની પરંપરાઓ પણ સરસ્વતીના અવિચ્છિન્ન પ્રવાહ જેટલી જ પ્રાચીન છે પણ એને પુરાણકારોએ પૃથ્વીની ભીતરમાં ગોઠવી દીધું છે લોકોમાં તો એ પાણીનો વધુ ઊંડાણનો પર્યાય થઈ પડ્યું છે. પુરાણોએ એને નાગ અને અસુરોનું સ્થળ કહેવાનું રાખ્યું. અને એ લોકો દેવોએ હાંકી કાઢ્યાથી પાતાલવાસી થયા એવી કથાઓ જોડી.[૧૭] અન્ય કથાઓની પેઠે ઉમેરાઓ થયા છતાં પણ એમાં ઐતિહાસિક સત્ય રહેલું છે. ભારતવર્ષના નવ દ્વીપોમાંનો નૈર્ઋત્યનો—એટલે કે આપણા પ્રાંતની સાન્નિધ્યનો દ્વીપ એ નાગદ્વીપ એ જ નાગલોક અથવા પાતાલ એના સાત ભાગ પાડ્યા એટલે ભરતખંડનો નૈર્ઋત્ય કિનારો અને તેની પછીના ટાપુઓને પાતાલ સાથે ઘટાવી શકાય. સિંધથી મલબાર સુધીનો કિનારો એમાં ગણાય એમાંનું એક પાતાલ-વિતલ પાતાલમાંથી હાટકેશ્વર-ગૂજરાતની નાગર

---

તીર્થ ગણાય. નર્મદા ઉત્તરવાહિની પવિત્ર ગણાય છે. સરસ્વતી પૂર્વવાહિની ગણાય છે. દક્ષિણમાં કાવેરી પૂર્વ તરફ વહે છે ત્યાં તે પશ્ચિમવાહિની ઉત્તમ ગણાય છે. મૈસર પાસે 'પશ્ચિમવાહિની' કાવેરીનું પ્રસિદ્ધ તીર્થ છે.

૧૭. પાતાલને માટે ખંભાતના ઇતિહાસમાં જુદા વિસ્તૃત પરિશિષ્ટમાં વિગતવાર ચર્ચા કરી છે. પાતાલ ભૂમિની અંદર નહિ, પણ ઉપર હતું એના આધારો આપ્યા છે. અસુરો માટે પણ એવું જ જુદું પરિશિષ્ટ આપ્યું છે. રસ હોય એમણે એ જોવું.

બ્રાહ્મણ જાતિના ઇષ્ટ દેવ—આવ્યા સિંધને દક્ષિણ કિનારે પાતાલ નામે પ્રસિદ્ધ બંદર હતું એ તો ગ્રીક ભૂગોળ લેખકોએ નોંધ્યું છે[૧૮] ઐતિહાસિક દૃષ્ટિએ પાતાલ નામનું કારણ અને પાતાલનું કેન્દ્ર એ નગર હતું એક સમયે કાશ્મીરથી દક્ષિણ ભારત સુધી પ્રસરેલા નાગજાતિના રાજાઓ અને લોકોનું એ પાતાલ બંદરેથી ભ્રમણનું અને સમુદ્ર-ગમનનું કાર્ય થતું નાગજાતિ વેદકાલની છે. ઐતિહાસિક કાળમાં એમનું સામ્રાજ્ય હતું અને એ લોકો પરમ શૈવ હતા તે આગળ જોઈશું,[૧૯] પરંતુ પુરાણોએ નાગલોકોના નિવાસસ્થાન પાતાલને પૃથ્વીના પડમાં નાંખ્યું તેમ નાગ-લોકોને સર્પ-પ્રાણિ-બનાવી દીધા. આ બધી ચર્ચા અહીં અસ્થાને હોવાથી નહિ કરીએ. ખંભાતના ઇતિહાસમાં પાતાલ વિશે એક જુદા પરિશિષ્ટમાં અને ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં આ ચર્ચા મેં વિસ્તારથી કરેલી છે

સ્કંદપુરાણનો પ્રભાસખંડ જેમ સોમનાથના માહાત્મ્ય માટે છે, કૌમારિકાખંડ જેમ ખંભાત-સ્તંભતીર્થના માહાત્મ્ય માટે છે, તેમ નાગરખંડ હાટકેશ્વર ક્ષેત્રના માહાત્મ્ય માટે છે આ ત્રણે આપણા પ્રાતનાં સ્થળો છે ત્રણે શૈવોનાં મહત્વનાં સ્થળો છે—રુદ્રતીર્થો છે. હાટકેશ્વર ક્ષેત્ર આનર્તમાં

૧૮. ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં મેં આ બાબત ચર્ચા કરી છે. ગ્રીક ઉલ્લેખો મુંબઈ ગેઝેટિયર ગ્રં. ૧. ભા. ૧ માં જુદા પરિશિષ્ટમાં આપેલા છે.

૧૯. આ બાબત વિસ્તૃત ચર્ચા ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ ગ્રં. ૧. ભા. ૧ માં 'જાતિઓનાં મિશ્રણ'ના ખાસ પ્રકરણમાં મેં કરી છે.

છે એમ પુરાણો કહે છે, અને હાલ વડનગરમાં હાટકેશ્વર ક્ષેત્ર મનાય છે, તેથી એ આનર્ત દેશ કહેવાય છે. નાગર ખંડમાં એ સ્થળના વિરોધવાળા ઉલ્લેખો દેખાય છે,[૨૦] પરંતુ બધા ઉલ્લેખો જોતાં હાટકેશ્વર ક્ષેત્ર બે વાર લુપ્ત થયું છે અને વડનગરમાં પાછળથી આવ્યું છે એમ મને લાગે છે. સિંધના પાતાલનગરને રસ્તે નાગજાતિના બ્રાહ્મણોએ પ્રભાસના સાન્નિધ્યમાં પહેલાં હાટકેશ્વર ક્ષેત્ર કર્યું હોય અને કોઇ કારણથી પછી વડનગરમાં ખસેડ્યું હોય એમ બધા ઉલ્લેખો જોતાં લાગે છે. પુરાણમાં અર્બુદ—આબુથી નૈઋત્યે હાટકેશ્વર ક્ષેત્રને મૂકે છે. વડનગર આબુની નૈર્ઋત્યે નથી પણ સૌરાષ્ટ્ર નૈર્ઋત્યમાં છે. ભાગવત વિતલપાતાલમાં હાટકેશ્વરને મૂકે છે. પાતાલમાં તો બધાં જ પુરાણો નાગલોકોથી પૂજાતા

૨૦. શ્રી. ઉમાશંકર જોશીએ એમના 'પુરાણોમાં ગુજરાત'ના ગ્રંથમાં આનર્ત અને દ્વારકાં માટે ખૂબ જ અભ્યાસપૂર્ણ અને સંશોધકોને વિચાર કરાવે એવી ઉત્તમ ચર્ચા કરી છે. તેના પ્રમાણમાં પાતાલને ખૂબ જ ટૂંકામાં પતાવ્યું છે એમો હાટકેશ્વર અને આનર્તના પૌરાણિક ઉલ્લખોને લીધે વડનગરના ભાગને પાતાલ કહે છે. ખંભાત વગેરે કેટલાંક નામો માટે એમણે મારા વિચારોની નોંધ લીધી છે, પરંતુ પાતાલ માટે મેં જે વિસ્તૃત પરિશિષ્ટ લખ્યું છે તેના તરફ એમની દૃષ્ટિ ગઈ હોય એમ લાગતું નથી. નાગરો જ્યાંથી વડનગરમાં આવ્યા તે સ્થળ પાતાળ કહેવાતું હોય એમ એમણે સહેજ ઉલ્લેખ કર્યો છે. નાગર ખંડ 'નગર' શબ્દને ન+ગર (ઝેર) એમ કહે છે તે ઉલ્લેખ એમણે કર્યો છે. નગર એટલે વડનગર. પરંતુ પુરાણના એ કથનનો અર્થ યોગ્ય નથી. એ ચર્ચા મેં ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં ઉપર્યુક્ત પ્રકરણમાં કરી છે.

હાટકેશ્વરને મૂકે છે[૨૧] સોમનાથની ઉત્પત્તિ પ્રભાસખંડમાં વિસ્તારથી વર્ણવી છે છતાં સ્કંદપુરાણ નાગરખંડમાં કહે છે તે પ્રમાણે સોમનાથની ઉત્પત્તિ હાટકેશ્વર ક્ષેત્રમાં છે વડનગર તો મોઢેરાના સાંનિધ્યથી ધર્મારણ્યમાં ગણી શકાય. દ્વારકાંના સાંનિધ્યને લીધે પ્રભાસ જેમ સૌરાષ્ટ્રમાં ગણાય તેમજ આનર્તમાં પણ ગણાય. આમ પ્રભાસ–સોમનાથ–હાટકેશ્વર એ બધાંનુ કોઈ કાળે સાંનિધ્ય માની શકાય[૨૨]

### અગસ્ત્યાશ્રમ અને પ્રભાસ

હવે એક જ સ્કંદપુરાણનો પ્રભાસખંડ પ્રભાસ ક્ષેત્રમાં

---

૨૧. નાગરખંડ સ ૮ ને ૨૧ **ततो हाटकमादाय तदाकारं पितामहः ॥ कृत्वा लिंगं स्वयं तत्र स्थापयामास हर्षितः ॥ ६३ ॥ मया ह्याद्यं त्विदं लिंगं हाटकेन विनिर्मितम् ॥ ख्यातिं यास्य तिसर्वत्र पाताले हाटकेश्वरम् ॥ ६५** । આમાં તદાકાર શબ્દ પ્રાચીનનિંગો શિશ્નાકાર થતાં હતાં તે સૂચવે છે એવાં ઘણાં આજે મળે છે. ૪થા અધ્યાયમાં અર્બુદનો ઉલ્લેખ કરીને લખે છે કે **पतस्मात्पर्वतात्क्षेत्रं हाटकेश्वरसंज्ञितम् ॥ अस्ति नैर्ऋत्यदिग्भागे देशे चानर्तसंज्ञके ॥५०॥ तत्राद्य स्थापितं लिंगं हाटकेन सुरोत्तमैः ॥ यत्तत्संकीर्त्यते लोके पाताले हाटकेश्वरम् ॥५३॥** આ ઉલ્લેખો પાતાલને પૌરાણિક રૂપ મળતા છતાં આનર્તનો પાતાલ સાથેનો સંબંધ બતાવે છે, અને તે આબુથી અગ્નિમાં આવેલું વડનગર નહિ પણ નૈર્ઋત્યમાં આવેલો સોરઠ કાંઠો પણ બતાવે છે

૨૨. સ્કં. પુ નાગરખંડ. અધ્યાય ૬૩ માં સોમનાથોત્પત્તિ હાટકેશ્વર ક્ષેત્રમાં કહી છે આનર્તના આખા પ્રાંત ઉપરના વ્યાપકત્વ નીચે કે સૌરાષ્ટ્રના આખા દક્ષિણ કિનારા પર હાટકેશ્વર ક્ષેત્રનું કોઈ કાળે વ્યાપકત્વ હશે ? એનો વિચાર આગળ કરીશું

અગસ્ત્યાશ્રમ છે એમ કહે છે, અને નાગરખંડ હાટકેશ્વર ક્ષેત્રમાં અગસ્ત્યાશ્રમ છે એમ પણ કહે છે. દ્રાવિડ દેશની એક કથા પ્રમાણે ડૉ કૃષ્ણસ્વામી આયંગર લખે છે કે દ્વારકાંથી અગસ્ત્ય વૃષ્ણિઓનાં ૧૮ કુટુંબો લઈને દક્ષિણમાં ગયા. પ્રભાસખંડમાં લખે છે કે પ્રસન્ન થયેલા દેવો પાસે અગસ્ત્યે માંગ્યું કે આ પ્રભાસ ક્ષેત્રમાં હાટકેશ્વરના પાતાલ-લિંગનું પૂજન લોકો હમેશાં કરે. મહાભારત અને પુરાણોના અગસ્ત્યના ઉલ્લેખો જોતાં સરસ્વતીના તટે—કે સરસ્વતી સંગમે—અગસ્ત્યનો આશ્રમ હતો. અગસ્ત્યે સમુદ્રપાન પ્રભાસ-ના સમુદ્રકાંઠે કર્યું એમ મનાય છે આ ઉલ્લેખો પ્રભાસ અને પાતાલના હાટકેશ્વરનું સાન્નિધ્ય પણ બતાવે છે.[૨૩]

### વડવામુખ અને પ્રભાસ

હવે સરસ્વતીએ વડવાનલને પ્રભાસ પાસે સમુદ્રમાં પધરાવ્યો એ પુરાણકથા આગળ જોઈ. આ વડવાનલ અગર વડવામુખને ખગોળવેત્તા વરાહમિહિર ભારતની

---

૨૩. આ માટે ખંભાતના ઈતિહાસના પાતાલ-પરિશિષ્ટના (પૃ ૨૨૭)માં નોંધ ૪૬ જુઓ. એમાં મહાભારતના ઉલ્લેખોની ચર્ચા કરી છે. પ્રભાસખંડ (૨૮૨)માં અગસ્ત્યાશ્રમ પ્રભાસમાં કહે છે. નાગરખંડ (૩૩)માં હાટકેશ્વર ક્ષેત્રમાં મૂકે છે. નોંધ ૪૭ માં ડૉ. કૃષ્ણસ્વામીનો ઉલ્લેખ આપ્યો છે. મહાભારત બીજા અગસ્ત્યાશ્રમો ગણાવે છે, તે ઉપરથી અગસ્ત્યે અનેક આશ્રમો કર્યા હશે; પણ એમનું છેવટનું સ્થાન દક્ષિણ છે. તામીલ વ્યાકરણ અગસ્ત્યે બનાવ્યું છે. તામીલમાં વ્યાકરણને "અગસ્ત્યમ્" કહે છે. અને એ પર્યટનપ્રિય મહર્ષિ પ્રભાસ પાસેથી દક્ષિણમાં ગયા હતા એમ તામીલ સાહિત્ય કહે છે.

નૈઋત્યે મૂકે છે[૨૪] વડવાનલનો પર્યાય ઔર્વાનલ પણ છે કેટલીક વાર ભાષા ઉત્કીર્ણ લેખો જેટલો જ ઈતિહાસ સાચવી રાખે છે અમરકોષ औवानलेऽपि पातालं એમ કહે છે, મેદિનીકોષ पातालं नागलोके स्यात् विवरे वडवानले એમ કહે છે; એટલે એ બધા પર્યાય શબ્દો છે પ્રભાસક્ષેત્રમાં વડવામુખ છે અને ત્યાં શ્રીમુખ નામનું પાતાલ વિવર છે એમ સ્કંદપુરાણ કહે છે અમરકોષ નાગલોકોની પેઠે વિષને પણ પાતાલ સાથે ગણાવે છે તેમાં જુદાં જુદાં વિષોમાં એક વિષનુ નામ સૌરાષ્ટ્રિક છે એટલે કે સૌરાષ્ટ્ર સાથે એનો સંબંધ છે એ પણ સૂચક છે

આ બધા ઉલ્લેખોનો એક સાથે વિચાર કરતાં સૌરાષ્ટ્રનો કિનારો અને પ્રભાસનો ભાગ સાતમાંથી એક પાતાલ કોઈ કાળે ગણાતાં હોય એ કિનારાની નજીકના ટાપુઓ પણ પાતાલમાં ગણાતા હોય, અને સિંધના મુખ્ય પાતાલનગર જવાનાં વહાણો પણ ત્યાંથી ખાસ ઊપડતાં હોય એમ માની શકાય. એનો શૈવ સંપ્રદાય સાથેનો અને નાગ

૨૪. વરાહમિહિર બૃહત્ સંહિતામાં વડવામુખનો ઉલ્લેખ અ ૧૪માં કરે છે. પ્રભાસ ખંડ (૧૬) અને (૨૪૧)માં પાતાલ વિવરના ઉલ્લેખ છે. પ્ર ખં. (૫૮) માં પાતાલવિવરનો ઉલ્લેખ છે તેમાં અજાપાલેશ્વરી તેનું રક્ષણ કરે છે એમ લખ્યુ છે. એ સ્થળ પ્રભાસમાં છે. સાળવીઓના એક કુલની એ કુલદેવી છે. કૌમારિકા ખંડમા પણ એને પાતાલમાં મૂકી છે.

૨૫ ખં. ઈ. માં પૃ. ૨૨૮મા નોધ ૫૧ જુઓ. વિષનો ઉલ્લેખ તો માત્ર પાતાલનો સૌરાષ્ટ્ર કાંઠા સાથેનો સંબધ બતાવવા પૂરતો જ ઉપયોગી છે, એનું બીજુ કાંઇ મહત્ત્વ નથી.

જાતિઓ સાથેનો સંબંધ આગળ જોઈશું. લકુલીશ પાશુપતાચાર્યનો ઉદ્ભવ ભરૂચ પાસે કારવણમાં, લિંગપૂજાનું એમણે વધારેલું મહત્ત્વ પણ એ બધા ભાગોમાં, હાટકેશ્વરની ઉત્પત્તિ લિંગપૂજાની પ્રથમ શરૂઆત હાટકેશ્વરથી થઈ એમ બતાવી આપે છે એટલે હાટકેશ્વર આદિલિંગ કહી શકાય જ્યોતિર્લિંગોમાં સોમનાથ સૌથી પ્રથમ ગણાય છે. હાટકેશ્વર અને સોમનાથ બન્નેનાં વર્ણનો શિવના જ્યોતિર્મયલિંગ—જેનો પાર બ્રહ્માવિષ્ણુ પામી નથી શક્યા—સ્કંભ[૨૬]લિંગોદ્ભવ મૂર્તિને મળતાં આવે છે[૨૭] એ બધાનો વિચાર પણ આગળ કરીશું શૈવ સંપ્રદાયની સર્વથા પ્રાચીન ભૂમિ આપણે આપણા પ્રાંતમાં માની શકીએ, અને એનું કેન્દ્ર પ્રભાસ હતું એમ પણ ખાતરીથી માની શકીએ.

---

૨૬. અથર્વવેદના સ્કંભ માટે એક ખાસ જુદા પરિશિષ્ટમાં વિસ્તૃત ચર્ચા કરી છે.

## [ ૨ ] પ્રભાસ ક્ષેત્ર

આનર્તાર્ગત સુરાષ્ટ્રની પ્રાચીનતા અને એની ભૌગોલિક પરિસ્થિતિના ફેરફાર અને વિચિત્રતા જોઈ ગયા.[૧] વલભી પ્રાચીન છતાં એની ધાર્મિક મહત્તા ન હોવાથી પૌરાણિક ઉલ્લેખો એને માટે તો મળતા નથી. પરંતુ દ્વારકા અને પ્રભાસનાં નામો મહાભારતમાં મળે છે. પ્રભાસ શૈવ તીર્થ એટલા પ્રાચીન સમયમાં નહોતું એમ વિદ્વાનોનું માનવું છે. સોમનાથનું નામ પણ બહુ પ્રાચીન સમયમાં મળતું નથી એમ વિદ્વાનો માને છે. મને તો લાગે છે કે હિંદુધર્મના દરેક ધાર્મિક સંપ્રદાયોની ઘણી જ વિસ્તૃત પ્રવૃત્તિઓ, ઘણા જ પ્રાચીન કાળથી સોમનાથ પ્રભાસમાં હતી, અને વલભીના સમયથી સોલંકી સમયના અંત સુધીમાં તો એને ગૂજરાતનું ધાર્મિક પાટનગર કહી શકાય એવો મોટો એનો મહિમા હતો, એવું ભારે એનું પાવનત્વ હતું, એવી મોટી એની કીર્તિ હતી. આપણા ઇતિહાસમાં એક મહત્ત્વની વાત એ ધ્યાનમાં લેવાની છે કે કોઇ વાતનો આધાર ન મળે એટલા

---

૧ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી પણ એમના ઇતિહાસ સંશોધનની લેખસંગ્રહમાં સૌરાષ્ટ્રને આનર્તનો ભાગ ગણે છે.

ઉપરથી જ એ વાતનો અભાવ સિદ્ધ થઈ શકતો નથી. ઘણીવાર સ્પષ્ટ નામ ન મળવા છતાં આસપાસના ઇતિહાસ ઉપરથી કોઈ વાતનું અસ્તિત્વ માની શકાય છે; ઘણીવાર આધાર હોવા છતાં તેની શોધ થવી રહી ગઈ હોય છે.

પ્રભાસ સોમનાથ ભગવાનને લીધે નહિ પણ એ સ્થળે કપિલા હિરણ્યા અને સરસ્વતીના સાગરસંગમને[2] લીધે સ્નાન માટેનું પુણ્યતીર્થ ગણાતું હતું એમ મહાભારતાદિમાં સોમનાથનું નામ ન હોવાથી વિદ્વાનો માને છે. શૈવ તીર્થ તરીકે પ્રસિદ્ધ થતાં પહેલાં એ અગ્નિતીર્થ હતું અને સૂર્યતીર્થ હતું એમ પણ મનાય છે. પરંતુ બધા પૌરાણિક ઉલ્લેખો અને મહાભારતાદિના ઉલ્લેખોનો સાથે વિચાર કરતાં એમ જણાય છે કે પ્રભાસ દરેક સંપ્રદાયનું તીર્થ હતું. મોટા તીર્થમાં બને છે તેમ દરેક ધર્મ અને સંપ્રદાયવાળા પોતાનાં થાણાં નાંખે છે. આમ છતાં પ્રભાસમાં મૂળથી જ શૈવ સંપ્રદાયનું જોર એક કે બીજે નામે ચાલ્યા કરતું હતું એમ માનવાને કારણ છે.

### ભગવાન શ્રીકૃષ્ણે દેહત્યાગ માટે પ્રભાસને પવિત્ર માન્યું

દ્વારકાનો સ્થળનિર્ણય બહુ વિવાદગ્રસ્ત છે. પરંતુ હાલની દ્વારકાને બદલે એ સ્થળ પ્રભાસના સાંનિધ્યમાં કોઈ

---

૨. प्रभासं चोदधौ तीर्थं त्रिषु लोकेषु विश्रुतम् ॥ અહીં ચમસોદ્ભેદ, પિંડારક, ઉજ્જયંત પર્વત (ગિરનાર) વગેરે પ્રભાસના સાંનિધ્યમાં ગણાય છે. મહાભારત-વનપર્વ અ ૮૬, શ્લો. ૨૦. પ્રભાસખંડ પણ આ સ્થળો ત્યાં જ લખે છે.

જગાએ હોવાનો મત વધારે મનાય છે.[૩] મહાભારત અને ભાગવતાદિ પુરાણોની કથા પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણને પોતાના અંતકાલમાં દ્વારકાની ભૂમિ છોડીને પ્રભાસમાં આવીને પ્રાણત્યાગ કરવાનું યોગ્ય લાગ્યું એ પ્રભાસની પવિત્રતા સૂચવે છે યાદવો પરસ્પર લઢીને મર્યા તે પણ દ્વારકાને બદલે પ્રભાસમાં આવ્યા અને બલરામ પણ પ્રભાસમાં સ્વરૂપસ્થ થયા સ્કંદપુરાણનો પ્રભાસખંડ આ માટે ખાસ અધ્યાય લખે છે, અને એમાં શિવપાર્વતીના સંવાદરૂપે કથાઓ કહેલી છે. સાક્ષાત્ વિષ્ણુના અવતાર ભગવાન શ્રીકૃષ્ણ અનેક તીર્થોથી ભરેલી પુણ્યમયી દ્વારાવતી નગરીને છોડીને દેહત્યાગ માટે પ્રભાસમાં કેમ આવ્યા એવા પાર્વતીના પ્રશ્નના ઉત્તરમાં શિવજી કહે છે કે કરોડો તીર્થો બીજે છે પરંતુ આ પ્રભાસક્ષેત્રમાં અસંખ્ય ગુણ છે આ ક્ષેત્ર બ્રહ્મતત્ત્વ, વિષ્ણુતત્ત્વ, અને રુદ્રતત્ત્વ એ ત્રણે તત્ત્વોવાળું છે. આ ત્રણે તત્ત્વો એક સાથે બીજાં તીર્થોમાં નથી મળતાં. બ્રહ્મા ચોવીસ તત્ત્વોથી, નારાયણ પચીસ તત્ત્વોથી અને રુદ્ર (હું) છવીસ તત્ત્વોથી આ ક્ષેત્રમાં વસેલા છીએ. શિવ પાર્વતી સાથે એટલાં તત્ત્વોથી છે એ વાક્ય બહુ સૂચક છે તે આગળ જોઈશું. પંચમહાભૂતનાં તીર્થો પણ અહીં છે. આ કારણથી નારાયણે—શ્રીકૃષ્ણે—દેહત્યાગ માટે આ તીર્થ યોગ્ય ગણ્યું. આ વર્ણન એવું સૂચન કરે છે કે બ્રાહ્મણોના ધર્મના અને બીજા સંપ્ર-

---

૩. શ્રી દુર્ગાશંકર જૂનાગઢને દ્વારકા માને છે. શ્રી ઉમાશંકર જોશી દ્વારકાને જ માને છે. મહામહોપાધ્યાય હાથીભાઈ શાસ્ત્રી અને શ્રી કે. કા. શાસ્ત્રી મૂળ દ્વારકાને ખરી માને છે. એ ચર્ચાને અહીં સ્થાન નથી.

દાયોના યોગવાળું છતાં શૈવોના વર્ચસ્વવાળું આ તીર્થ હતું. એ જ અધ્યાયમાં પુરાણકાર લખે છે કે આ તીર્થમાં આ કારણથી મ્લેચ્છ પ્રાણત્યાગ કરે તોપણ મોક્ષને પામે[4] એ ઉલ્લેખ અન્ય હિંદુધર્મ બહારના ધર્મો પણ પ્રભાસમાં પ્રાચીન કાળથી હતા એમ જણાવે છે. ભગવાન શ્રીકૃષ્ણે જે જગાએ દેહત્યાગ કર્યો તેને 'ભલ્લતીર્થ' કહે કહે છે અને એ આજે 'ભાલકા' તરીકે પ્રસિદ્ધ છે કથા કહે છે કે ભગવાન સૂતા હતા તેમને મૃગ ધારીને પારધીએ ભાલાથી વીંધ્યા તેથી એ સ્થળ 'ભલ્લતીર્થ' તરીકે પ્રસિદ્ધ થયું[5] યાદવાસ્થળી પણ પ્રભાસની પવિત્ર ભૂમિમાં થઈ હતી. શ્રીકૃષ્ણના દેહનો અંતિમ સંસ્કાર થયો એ સ્થળ 'દેહોત્સર્ગ' તીર્થ તરીકે આજે ઓળખાય છે.[6] આમ ધર્મની દૃષ્ટિએ ભગવાન વિષ્ણુના પૂર્ણાવતાર અને ઇતિહાસની દૃષ્ટિએ ભારતની સંસ્કૃતિની સર્વથી સમર્થ વ્યક્તિ—ભગવાન શ્રીકૃષ્ણ ગોવિંદના મથુરાત્યાગ પછીનું જીવન દ્વારકામાં એટલે પ્રભાસ ક્ષેત્રની હદમાં, અને એમનો દેહત્યાગ પ્રભાસની જ પુણ્ય ભૂમિમાં, એ આપણા પ્રાંતના ઇતિહાસમાં એક બહુ જ મહત્ત્વની વાત છે. પ્રભાસની ભૂમિનું પાવનત્વ એથી સિદ્ધ થાય છે.

મહાભારતમાં પ્રભાસને અગ્નિતીર્થ કહ્યું છે. પુરાણ

---

૪. સ્ક. પુ. પ્ર. ખંડ, પ્રભાસમાહાત્મ્ય, અધ્યાય ૯.

૫. એ જ, અધ્યાય ૭૫. ભાલકાતીર્થમાં બારશે નાહવાનો મહિમા છે.

૬. સોમનાથ પાટણ પાસે ત્રિવેણી નજીક હિરણના પશ્ચિમ કાંઠા ઉપર આજે માત્ર એક ઓટલો છે; બાજુમાં શ્રીવલ્લભાચાર્યજીની બેઠક છે.

એને વડવાનલ સાથે જોડે છે, પરંતુ અગ્નિનું જુદું તીર્થ હોય એમ જણાયું નથી. ૭એ શૈવ સંપ્રદાયનો જ એક પ્રકાર જણાય છે અને એની ચર્ચા આગળ કરીશું.

### પ્રભાસમાં સૂર્યપૂજા

પ્રભાસમાં સૂર્યપૂજાના પુષ્કળ ઉલ્લેખો મળે છે અને એ 'ભાસ્કરક્ષેત્ર'૮ પણ કહેવાય છે. એ માટે પુરાણે આ પ્રમાણે કથા યોજી છે. એક સમયે સૂર્યપૂજા આખા ગૂજરાત સૌરાષ્ટ્રના પ્રાંતોમાં વ્યાપક હતી ૯આપણી ધાર્મિક પ્રવૃત્તિઓનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે સોલંકી સમયના અંત સુધી સૂર્ય અને શિવપૂજા સર્વથી વધારે વ્યાપક હતી. સૂર્યનાં ઘણાં મંદિરોના ઉલ્લેખો મળે છે, અને મોઢેરાનુ સૂર્યમંદિર તો સુપ્રસિદ્ધ છે. સૌરાષ્ટ્રમાં આજે પણ એ

૭. અગ્નિનું મંદિર જાણવામાં નથી. અગ્નિહોત્રીઓ માટે જુદું તીર્થ હોય નહિ અગ્નિપૂજક પારસીઓએ એટલા પ્રાચીન કાળમાં ત્યાં વસી તીર્થ કરવાનો સંભવ બિલકુલ નથી.

૮ મહાભારત–વનપર્વ (નિર્ણય સાગર) અધ્યાય–૧૩૨

एतत्प्रकाशते तीर्थं प्रभासं भास्करद्युति ।
इन्द्रस्य दयितं पुण्यं पवित्रं पापनाशनम् ॥७॥

આ પ્રમાણેનો સૂર્ય જેવી દ્યુતિથી પ્રકાશતા પ્રભાસનો ઉલ્લેખ અને ઈંદ્રનું એ પ્રિય સ્થળ એ બહુ સૂચક છે આ વર્ણન મહાભારતમાં છે. તાંત્રિક દૃષ્ટિએ 'પ્રભાસ' શબ્દનો અર્થ સૂર્ય કે અગ્નિ સાથે નથી એ આગળ જોઈશું. અગ્નિથી પ્રકાશતું પ્રભાસ એવો ઉલ્લેખ પણ આગળ જોઈશું.

૯. સાબરમતી અને મહીના કાંઠાઓમાં સૂર્યપૂજાના પુષ્કળ ઉલ્લેખો મળે છે; ખંભાતમાં પણ મળે છે.

પૂજાનાં ચિહ્નો મળે છે. પ્રાચીન સમયમાં પ્રભાસમાં એ પૂજાનું ખૂબ જોર હોય એમ પૌરાણિક આધારો ઉપરથી સમજાય છે. અને આપણા ભરતખંડના ધાર્મિક ઇતિહાસમાં આપણા પ્રાંતમાં સૂર્યપૂજાનો જે ઇતિહાસ મળે છે તેવો બીજા કોઈ પ્રાંતમાં મળતો નથી. [10]પ્રભાસખંડ કહે છે કે પ્રભાસમાં સૂર્યનારાયણ પૂર્ણ કલાથી પ્રકાશતા હતા. એમની સ્ત્રી સંજ્ઞા એમનું તેજ ખમી શકી નહિ તેથી પિયર જતી રહી અને પોતાના જ સ્વરૂપની છાયા નામે સ્ત્રી પતિ પાસે મૂકતી ગઈ. સૂર્ય છાયાને સંજ્ઞા જ સમજતા હતા. આખરે સંજ્ઞા વડવાનું-ઘોડીનું રૂપ લઈ તપ કરવા ગઈ. સાવકાં સંતાન તરફની વિચિત્ર વર્તણુકથી છેવટે સૂર્યને આ વાતની ખબર પડી, અને એઓ ઘોડાને રૂપે વડવા પાસે ગયા. છાયાને બે પુત્ર ને બે પુત્રી થયાં. એક પુત્રી સૂર્યતનયા તાપી નદી અને બીજી ભદ્રા-ભાદર નદી એમ પુરાણકાર લખે છે. વડવાને અશ્વિનીકુમારો અને રેવંત નામે પુત્રો થયા. રેવંત સૂર્યનો એક ઘોડો લઈને નાઠો તે થાકીને પ્રભાસ ક્ષેત્રમાં આવ્યો. એ રેવંત રાજ્ઞીપુત્ર હોવાથી 'ભટ્ટારક' નામે લોકમાં પ્રસિદ્ધ થશે એવું સૂર્યે એને વરદાન આપ્યું. સૂર્યે પોતાની સોળ કળામાંથી બાર ઓછી કરી

---

૧૦ આપણા પ્રાંતમાં શુભ પ્રસંગે અમે તે સંપ્રદાયના લોકો પણ સૂર્યપત્ની રન્નાદેવીની માતા તરીકે સ્થાપના કરે છે અને સ્ત્રી વર્ગમાં એનાં ખાસ ગીતો છે. સૂર્યપૂજાનું આપણા સમાજમાં વ્યાપકત્વ એથી સિદ્ધ થાય છે. શિવ પાર્વતીની વાતો પણ સમાજમાં એટલી જ વ્યાપક છે. સૂર્ય અને શિવ પાર્વતીની પૂજા ગુજરાતી સમાજમાં પ્રાચીન કાળથી છે.

ઓછે પ્રકાશે રહેવા લાગ્યા; એ બાર કળાઓ પ્રભાસમાં બાર સૂર્યમંદિરોમાં રહેવા લાગી ભટ્ટારકની અશ્વારૂઢ મૂર્તિ સાવિત્રીના નૈર્ઋત્ય ભાગમાં અદ્યાપિ રહી છે એમ પુરાણકાર લખે છે એ પછી અર્કસ્થલ નામના સૂર્યતીર્થનો ત્યાં જ ઉલ્લેખ આવે છે અને એનો મહિમા ગાયો છે [૧૧].

આ ઉલ્લેખો પ્રભાસમાં સૂર્યપૂજા જોરમાં હતી અને સૂર્યમંદિરો પણ હતાં એટલું તો સિદ્ધ કરે છે ભટ્ટારકનું નામ વલભીના રાજવંશ સાથેનો કોઈ સંબંધ વ્યક્ત કરે છે. વલભીના રાજવંશના સ્થાપક ભટ્ટાર્ક મૈત્રક કહેવાય છે. એ સ્કંદગુપ્તના સેનાપતિ તરીકે સૌરાષ્ટ્ર જીતવા આવેલો કહેવાય છે. એના બાપદાદા અયોધ્યાના રાજકર્તા હતા, એટલે કદાચ સૂર્યવંશી હોય અને એણે વલભીનો રાજવંશ સ્થાપ્યો, એટલે પુરાણે આ કથામાં ઉલ્લેખ કર્યો હોય [૧૨]પુરાણકારે ભટ્ટારકને

૧૧. સ્ક. પુ. પ્ર. ખંડ અધ્યાય ૧૨ મો. મારી પાસે વ્યંકટેશ પ્રેસનું મૂળ સંસ્કૃત સ્કંદ પુરાણ અને એક પ્રભાસ ખંડનો ગૂજરાતી તરજૂમો એમ બે ગ્રંથ છે તે સરખાવી જોતા એમાં કાંઈક ફેર છે તરજૂમો કોઈ બીજી સ્કં. પુ ની નકલ ઉપરથી થયો જણાય છે

૧૨ જુઓ શ્રી રસિકલાલ પરીખે કાવ્યાનુશાસનમાં લખેલો ગૂજરાતનો [ઈંગ્રેજી] ઇતિહાસ, એમાં વલભીનો વિભાગ. પર્ણદત્તનો પુત્ર ચક્રપાલિત ગિરિનગર જુનાગઢનો સૂબો હતો, તેને સ્કંદગુપ્તનાં સરદાર ભટ્ટાર્કે હરાવ્યો અને વલભીના રાજવંશની સ્થાપના કરી વલભી શહેર તો તે અગાઉ ઘણા પ્રાચીન કાળથી આબાદ હતું તે આગળ આપણે જોયુ છે. આ ભટ્ટાર્ક 'મૈત્રક' કહેવાતો હતો. એ બાબતમાં કેટલાક વિદ્વાનો એકમત નથી, એની ચર્ચા કરીને ડૉ. ફલીટના મત પ્રમાણે એ મૈત્રક છે એમ શ્રી. રસિકલાલ ભાઈનો મત યથાર્થ

સૂર્યના વંશ સાથે જોડવાનો પ્રયત્ન કર્યો જણાય છે; અને પુરાણનો એટલો ભાગ વલભીની જાહોજલાલીના સમયમાં કે તે પછી લખાયો હોય એટલું સમજાય છે પ્રભાસમાં સૂર્યવંશી રાજાઓનું જોર સૂર્યપૂજાના વર્ણનથી સૂચવાય છે અને ચંદ્રવંશી રાજાઓનું જોર સોમનાથની પૂજાથી સૂચવાય છે એવું કેટલાક વિદ્વાનો અને ગેઝેટિયરનો લેખક ઉલ્લેખ કરે છે તે બંધ-બેસતું નથી.

પુરાણે પોતાની રીત પ્રમાણે સોમનાથનો અને પ્રભાસ-નો ઇતિહાસ આપવાનો પ્રયત્ન કર્યો છે. સોમનાથ માટે આગળ ચર્ચા કરીશું. 'પ્રભાસ' નામ પડવા માટે પુરાણકાર જુદાં જુદાં કારણો આપે છે એમ કરતાં કલ્પે કલ્પે પ્રભાસનાં નામો જે જે હતાં તે કહે છે. આદ્ય કલ્પમાં પ્રભાસનું નામ 'પ્રમોદ' હતું તે પછીના કલ્પોમાં નંદન, શિવ, ઉગ્ર-ભદ્રિક, સંભિધન, કામદ, વૈધરૂપ, શ્રીપદ્મનાભ, મોક્ષમાર્ગ અને સુદર્શન એવાં નામો પડ્યાં હાલમાં સર્વ પાપને નાશ કરનારું 'પ્રભાસ' નામ છે. અને હવે પછી આવનારા કલ્પમાં 'ઉત્પલાવર્ત' નામ આ ક્ષેત્રનું થશે [૧૩] કોઈ પણ વર્ણનમાં ભૂત અને ભવિષ્યની વાતો લખવાની પુરાણોની પદ્ધતિ છે એમાં ઐતિહાસિક સત્ય એટલું જ કહી શકાય કે

---

છે. ઉપરની પુરાણની કથા પણ આ વાતને ટેકો આપે છે. આ મૈત્રકો સૂર્યપૂજક ગુર્જરો હોય એમ પણ મનાય છે ગુર્જરોને ક્ષત્રિયો ગણવાના ઉલ્લેખો મળે છે, એ વિવાદ અહીં સ્થાને નથી. મૈત્રક મિત્ર-સૂર્યના વંશના એમ શ્રી. વૈદ્ય કહે છે તે પુરાણકથાને ટેકો આપે છે આર્ય-મંજુશ્રીમૂલકલ્પના આધારે શ્રી. જયસ્વાલજી એમને યાદવો કહે છે.

૧૩. સ્ક. પુ પ્ર ખં. (તરજૂમો), અધ્યાય ૧૦ મો.

જાતિઓનાં અનેક કારણોએ થયેલાં ભ્રમણો, સમાજમાં થયેલા મોટા ફેરફારો, રાજ્યોની મોટી ઊથલપાથલોથી સ્થળોનાં જે નામાંતરો થાય છે તેને પુરાણો આવી રીતે રજૂ કરે છે. સોમનાથના પોતાના વર્ણનમા પણ એવું જ છે. આ દૃષ્ટિએ વિચાર કરતાં અમુક નામનો ઉલ્લેખ નથી કે તેનો અભાવ હોય અને બીજું નામ દેખાય તેનો ખુલાસો મળી રહે છે.

## પુરાણે આપેલાં પ્રભાસ નામનાં જુદાં જુદાં કારણો

આગળ જોયું તેમ કેટલીક વાર એક જ વાત માટે પુરાણકાર જુદાં જુદાં કારણો આપે છે. જ્યારે એવું હોય છે ત્યારે પુરાણકારને પોતાને ખરા કારણની ખબર નથી અને એના પોતાના સમયની પરિસ્થિતિ ઉપરથી કારણો યોજીને લખે છે.[૧૪] જોકે એમાં પરંપરાઓના ઉલ્લેખો પણ સાથે સાથે આવી જાય છે અને એમાં રહેલું સત્ય પણ તારવી કઢાય છે. સ્કંદપુરાણ, પ્રભાસ ખંડમાં 'પ્રભાસ' નામ પડવાનાં કારણો આ પ્રમાણે આપે છે; અને પહેલાં પ્રભાસની ભૌગોલિક સ્થિતિ કહે છે તે પણ જોવા જેવી છે તે બધા શ્લોક મૂળ સ્વરૂપે જ અહીં જોઈએ:—

શિવ-પાર્વતીને કહે :

**पवंविधो महादेवि कूर्मरूपो जनार्दनः।**
**तस्य नैर्ऋतपादे तु सौराष्ट्र इति विश्रुतः ॥ ३७ ॥**

---

૧૪. હાટકેશ્વરોત્પત્તિ, નાગર શબ્દ અને તેમની ઉત્પત્તિ, સરસ્વતીનાં વર્ણનો, અને સાબરમતીની ઉત્પત્તિ માટે એવાં જુદાં જુદાં અનેક વાર વિરોધવાળાં પુરાણવચનો મળે છે.

तत्र देवि प्रभा लब्धा तेन प्राभासिकं स्मृतम् ।

प्रोद्दीप्य भारती देवी क्षीरोदाग्नि वडवानलम् ।
अथवा तेन देवेशि प्रभासमिति कीर्त्यते ॥

प्रकृष्टा भारती ब्राह्मी विप्रोक्ता श्रूयतेऽध्वनि ।
सदा यत्र महादेवि प्रभासं तेन कीर्तितम् ॥

प्रोल्लसद्वीचिभिर्भाति सर्वदा सागरः प्रिये ।
तेन प्रभासनामेति त्रिषु लोकेषु विश्रुतम् ॥

प्रत्यक्षभास्करो यत्र सदा तिष्ठति भामिनि ।
तेन प्रभासनामेति प्रसिद्धिमगमत्सितो ॥

प्रकृष्टं भाविनां सर्वं कामं तत्र ददाम्यहम् ।
तेन प्रभासनामेति तीर्थं त्रैलोक्यविश्रुतम् ॥

कल्पभेदेन नामानि तथैव सुरसुंदरि ।
निरुक्तभेदैर्बहुधा विद्यंते कारणैः प्रिये ।
प्रभासमिति यन्नाम दातव्यं निश्चलं स्मृतम् ॥[16]

વિષ્ણુના અપ્તત્ત્વ–જલ તત્ત્વમાં આ ક્ષેત્ર રહે છે એમ પછી કહે છે. આમ પ્રભાસ નામનાં કારણો પુરાણકાર આપે છે. એમાં પ્રભાસખંડમાં જેટલી કથાઓ આપી છે તે દરેક ઉપરથી પ્રભાસનો અર્થ ઉપજાવવાનો પ્રયત્ન કરેલો છે. ચંદ્રની પ્રભાથી પ્રભાસ નામનો જે ઉલ્લેખ કર્યો છે તેનો

16. આ શ્લોકોમાં વારંવાર આવતો "અથવા" શબ્દ સૂચક છે અને પુરાણકારને પોતાના કવિત્વમય વ્યુત્પત્તિના જ્ઞાનનું ભાન છે એમ સૂચવે છે.

स चैवं नवधा भिन्नः पुरभेदेन सुंदरि ।
तस्य यो नवमो भागः सागरस्य च सन्निधौ ॥ ३८ ॥

प्रभास इति विख्यातो मम देवि प्रियः सदा ।
योजनानां दश द्वे च विस्तीर्णः परिमंडलम् ॥ ३९ ॥

પછી પીઠ વગેરેનાં માપ અને કૃતસ્મર પર્વતથી છેટું વગેરે લખે છે અને ત્યાં હું રહું છું એમ લખીને પ્રભાસ નામનાં રસમય કારણો આપે છે અને આ સ્થાન મને કૈલાસથી પણ વધારે પ્રિય છે એમ કહે છેઃ—[૧૫]

अकथ्यं देवदेवेशि तव स्नेहात्प्रकाशितम् ।
एतत्प्राभासिकं क्षेत्र प्रभया दीपितं मम ।

तेन प्रभासमित्युक्तमादिकल्पे वरानने ।
द्वितीये तु प्रभा लब्धा सर्वैर्देवैः सवासवैः ।
मम प्रभाभा देवेशि तेन प्राभासिकं स्मृतम् ॥

प्रभावन्तो देवेशि यत्र संति महासुराः ।
अथवा तेन लोकेषु प्रभासमिति कीर्त्यते ॥

प्रथम भासते देवि सर्वेषां भुवि तेजसाम् ।
तीर्थानामादितीर्थं यत्प्रभासं तेन कीर्तितम् ॥

प्रकृष्ट भानुरथवा भासितो विश्वकर्मणा ।
यत्र साक्षात्प्रभापातो जातः प्राभासिकं ततः ॥
अथवा दक्षसंशप्तेनेन्दुना निष्क्रमेण च ।

---

૧૫ સ્કં. પુ પ્ર. ખં. પ્ર. માહાત્મ્ય-અધ્યાય, ૧૧ મો, શ્લોક ૪૪ થી ૫૪. વ્યંકટેશ પ્રેસની આવૃત્તિ, ગૂ. તરજૂમામાં આ આખ્યાન આપેલ નથી.

तत्र देवि प्रभा लब्धा तेन प्राभासिकं स्मृतम् ।

प्रोद्दधे भारती देवी सौर्याग्नि वडवानलम् ।
अथवा तेन देवेशि प्रभासमिति कीर्त्यते ॥

प्रकृष्टा भारती ब्राह्मी गिरोक्ता श्रूयतेऽध्वनि ।
सदा यत्र महादेवि प्रभासं तेन कीर्तितम् ॥

प्रोल्लसद्वीचिभिर्भाति सर्वदा सागरः प्रिये ।
तेन प्रभासनामेति त्रिषु लोकेषु विश्रुतम् ॥

प्रत्यक्षभास्करो यत्र सदा तिष्ठति भामिनि ।
तेन प्रभासनामेति प्रसिद्धिमगमत्त्विति ॥

प्रकृष्टं भाविनां सर्वं कामं तत्र ददाम्यहम् ।
तेन प्रभासनामेति तीर्थं त्रैलोक्यविश्रुतम् ॥

कल्पभेदेन नामानि तथैव सुरसुंदरि ।
निरुक्तभेदैर्बहुधा विद्यंते कारणैः प्रिये ।
प्रभासमिति यन्नाम दातव्यं निश्चलं स्मृतम् ॥[૧૬]

વિષ્ણુના અપ્તત્ત્વ–જલ તત્ત્વમાં આ ક્ષેત્ર રહે છે એમ પછી કહે છે. આમ પ્રભાસ નામનાં કારણો પુરાણકાર આપે છે. એમાં પ્રભાસખંડમાં જેટલી કથાઓ આપી છે તે દરેક ઉપરથી પ્રભાસનો અર્થ ઉપજાવવાનો પ્રયત્ન કરેલો છે. ચંદ્રની પ્રભાથી પ્રભાસ નામનો જે ઉલ્લેખ કર્યો છે તેનો

૧૬. આ શ્લોકોમાં વારંવાર આવતો "અથવા" શબ્દ સૂચક છે અને પુરાણકારને પોતાના કવિત્વમય વ્યુત્પત્તિના જ્ઞાનનું ભાન છે એમ સૂચવે છે.

વિચાર આગળ કરીશું. ગમે તેમ પણ એક જ તીર્થનું નામ પડવાનાં આ જે જુદાં જુદાં કારણો આપ્યાં છે તે આપણા પ્રાંતના સાંસ્કૃતિક ઈતિહાસમાં ધાર્મિક અને સામાજિક પ્રવૃત્તિઓનું એક અનેરું પ્રકરણ છે.

પ્રભાસક્ષેત્રનું માપ, એમાં આવેલાં તીર્થો, એની હદ વગેરેનું સ્થૂલ વર્ણન છે તે અલગ પરિશિષ્ટમાં આપીશું

## [૩] પ્રભાસ-સોમનાથ, અને શૈવધર્મની પ્રાચીનતા

**સ્પષ્ટ ઉલ્લેખનો અભાવ—વસ્તુનો અભાવ સિદ્ધ કરી શકતો નથી.**

પ્રભાસની ઇતિહાસમ પ્રસિદ્ધિ તો સોમનાથને લીધે થઈ છે. પરંતુ સોમનાથનું નામ પુરાણો સિવાયના પ્રાચીન સાહિત્યમાં મળતું નથી તેથી પ્રભાસ શૈવ તીર્થ પાછળથી થયું હશે એવી વિદ્વાનોની માન્યતાનો ઉલ્લેખ આગળ જોયો, તે સાથે ઉલ્લેખનો અભાવ હોય તેથી કાંઈ તે વસ્તુનો અભાવ સિદ્ધ થતો નથી એ પણ જોયું પ્રભાસ ઘણા જ પ્રાચીન કાળથી શૈવોનુ કેન્દ્ર હતું એ વાત તો સ્પષ્ટ આધાર ન મળવા છતાં પણ આસપાસના ઇતિહાસથી સિદ્ધ કરી શકાય તેમ છે અને એ સિદ્ધ કરવા માટે શૈવધર્મની પ્રાચીનતાનો વિચાર પહેલો કરવો પડે છે.

**વેદસમયની જાતિઓ**

પાર્જિટરે પુરાણોને જોવાની નવી દૃષ્ટિ બતાવી તે પછી અને 'મોહેં-જો દડો'ની શોધ પછી આપણને ઇતિહાસની

૧ સોમનાથ નહિ પણ સોમતીર્થના ઉલ્લેખ મળે છે તેની ચર્ચા આગળ કરીશું.

કેટલીક રૂઢ માન્યતાઓ હવે ફેરવ્યા વિના ચાલે તેમ નથી અસુરો અને નાગલોકોના વૈદિક ઉલ્લેખો મનુષ્યોના જ ઉલ્લેખો છે અને કોઈ પ્રાણિ-વિશેષના ઉલ્લેખો નથી એમ માન્યા વગર પણ હવે ચાલે તેમ નથી વેદ-કાળના દેવાસુરસંગ્રામો, જાતિઓના ભ્રમણો, વૈદિક આર્યો અને આર્યેતર જાતિઓના ધાર્મિક અને સામાજિક ઝઘડાઓ વગેરેને હવે નવી દૃષ્ટિએ જોવા પડે તેમ છે અને મોહે-જો-દડો એ બધાનો સમય આજ સુધી મનાતો હતો તેનાથી ઘણો પ્રાચીન હતો એમ ઠરાવ્યું છે; અને પુરાણોની કેટલીક કથાઓ વેદ જેટલી જ પ્રાચીન છે એમ પણ ઠરાવ્યું છે.[૨]

## શિવ-પૂજાની પ્રાચીનતા અને વેદ

આ બધી ચર્ચા લંબાણના ભયથી અહીં નહી કરીએ, પરંતુ એટલુ તો સ્પષ્ટ રીતે કહી શકાય કે એ કહેવાતા પ્રાગૈતિહાસિક સમયમાં શૈવ મત કોઇ ને કોઈ સ્વરૂપે હતો. લિંગપૂજા આર્યેતર જાતિઓમા વ્યાપક હતી[૩] અને રુદ્રને

૨ આ બાબત 'ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ' ભા. ૧ લામાં પ્રકરણ ૧૫ મા ગૂજરાતી સમાજમાં બંધારણની ચર્ચામાં ધર્મ અને જાતિઓના મિશ્રણની ઘણી વિસ્તૃત ચર્ચા કરી છે તે જોવી ખંભાતના ઇતિહાસમાં પણ એ ચર્ચા કરી છે.

૩ મોહે-જો-દડો ઉપર સર જહોન માર્શલના ત્રણ ગ્રંથમાં સચિત્ર આ બાબત ચર્ચા કરી સિદ્ધ કર્યું છે. એ પછી ઘણા વિદ્વાનોએ એ બાબત લેખ લખ્યા છે. પાર્જિટરે એનો ગ્રંથ લખ્યો ત્યારે મોહેં-જો-દડોની શોધ થઈ નહોતી: પાર્જિટરના ધ્યાનમાં આ શોધ આવી હોત તો એમને ઘણો આનંદ થાત.

મૂળ વેદના દેવ ગણો કે ન ગણો, પણ વેદમાં એમને સ્થાન મળી ચૂક્યું હતું અગ્નિનો રુદ્ર સાથે સંબંધ વ્યક્ત થતો જતો હતો આર્યેતરોની લિંગપૂજાને રુદ્ર અને અગ્નિ સાથે મેળવવાના પ્રયાસો થઈ ચૂક્યા હતા અને પુરાણ કાળના ભગવાન શિવનું સ્વરૂપ કંઈક વૈદિક સાહિત્યમાં રચાતું હતું. શૈવોએ આપણા સમાજમાં અનેક પંથોને અપનાવવાનું જે કાર્ય કરીને શૈવ ધર્મની વ્યાપકતા સિદ્ધ કરી હતી એવી અન્ય સંપ્રદાયોમા બહુ નહોતી; અને આપણા ધાર્મિક ઇતિહાસનું એ પ્રવૃત્તિ એ એક મહત્ત્વનું અંગ છે.

### શિવ અસુરો અને નાગલોકોના દેવ

પુરાણો જોતાં શિવ આર્યો કરતાં અસુરો અને નાગોના દેવ હોય એમ વિશેષ જણાય છે. મોહેં-જો-દડોની આર્યેતર સંસ્કૃતિ એ અસુરોની સંસ્કૃતિ હોય એમ, મતભેદ છતાં હવે મનાવા લાગ્યું છે અસુર અને નાગજાતિમાં આપણા વૈદિક સમયની કેટલીક મહાન વ્યક્તિઓનાં નામ દેખાય છે.[૪] નાગલોકો અસુરોની પેટાજાતિ મનાય છે, અને સમુદ્રયાનમાં એ જાતિ નિષ્ણાત હતી એમ પણ મનાય છે વેદકાળથી પુરાણકાળ સુધીના લાંબા સમયમાં ધર્મ અને જાતિઓનાં મિશ્રણ થયાં અને આ જાતિ આપણા સમાજ-

૪. પાર્જિટરની Ancient Indian Historical Tradition પૃ. ૩૦૬-૭ બ્રાહ્મણો આર્યો નહોતા, એમ પાર્જિટરનું માનવુ છે. Asura in India મા પ્રો. બેનરજી શાસ્ત્રી યદુઓ, તુર્વસુઓ, પુરુઓ, પુલહ, પુલસ્ત્ય, અગસ્ત્ય, ભાર્ગવો, વગેરેને અસુર જાતિના ગણે છે. ખંભાતના ઇતિહાસમા અને ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ ભા ૧ માં મે આ ચર્ચા કરેલ છે.

માં ઓતપ્રોત થઈ ગઈ. લિંગપૂજા રુદ્ર–શિવની પૂજાની સાથે મળી ગઈ અને પુરાણોએ એની પરંપરા અનેક કથાઓમાં સાચવી રાખી.

## શિવપૂજા અને મોહેં-જો-દડોની શોધો

મોહેં-જો-દડોની આર્યેતર સંસ્કૃતિનાં પ્રતીકો સિંધુથી નર્મદાતટ સુધી મળે છે એમ વિદ્વાનો માને છે. ગૂજરાત અને સૌરાષ્ટ્રમાં તો સમાન સંસ્કૃતિની અસરો હતી. લીંબડી પાસે રંગપુરમાં મોહેં-જો-દડોની જેવી વસ્તુઓ મળ્યાનું કહેવાય છે.[5] શિવ અને શક્તિપૂજાનાં પ્રતીકો મોહેં-જો-દડોમાં નીકળ્યાં છે તે ઉપરથી શિવની મૂર્તિની લિંગની અને શક્તિની તાંત્રિકો જેવી પૂજાઓ એ વિસ્તારમાં હશે એમ મનાય છે. એ સંસ્કૃતિનો સમય ઈ. સ પૂર્વે ૩૨૫૦ નો એટલે આજથી પાંચ હજાર વર્ષ પૂર્વેનો કહે છે. આ ઉપરથી એટલું તો સમજાય છે કે લકુલીશ પાશુપતાચાર્યના મત પહેલાં પણ લિંગ અને શિવપૂજા સિંધુથી નર્મદાના તટપ્રદેશમાં હતી. લકુલીશ પાશુપતાચાર્યનો ગૂજરાતમાં નર્મદાતટે કારવણમાં ઉદ્ભવ થયો છે.[6] એટલે પાશુપત સંપ્રદાય પ્રમાણે લિંગપૂજાનું આદ્યસ્થાન આપણા પ્રાંતમાં હતું એ સિદ્ધ વાત છે. હવે પાશુપતાચાર્ય ઈ. સ.ની શરૂઆતમાં થયા એમ માનીએ તોપણ પુરાણો પ્રમાણે એમના પહેલાં

---

૫ રા દીક્ષિતનું સિંધુ સંસ્કૃતિનું અંગ્રેજી પુસ્તક સર જ્હોન આર્શલ પણ એ પ્રમાણે માને છે.

૬. કારવણ–કાયાવરોહણ નર્મદા કિનારે ભરૂચ પાસે.

પણ એ મતના આચાર્યો થયા છે.[૭] એટલે કોઈ પણ રીતે પ્રાચીન સ્વરૂપમાં પણ શિવપૂજા સૌરાષ્ટ્રના કિનારે હોય એમાં સંશય નથી. ઉપનિષદમાં શિવ-તત્ત્વનું રહસ્ય મળી આવે છે[૮] અને મહાભારતમાં શિવ-પૂજા અને લિંગ પૂજાનું માહાત્મ્ય વર્ણવેલું છે.[૯] આ ઉપરથી આજનાં પુરાણો ગમે ત્યારે રચાયાં હોય, અને ગમે તે સમયે સુધી એમાં ઉમેરા થયા હોય, છતાં પણ એમાં રહેલી કેટ-લીક પરંપરાઓ વેદકાળના વારાની છે,[૧૦] એમ માનવામાં જરા પણ વાંધો નથી અસુરો અને નાગોના ઇષ્ટ દેવ શિવ છે એ પુરાણ કથાઓનું રહસ્ય સમજવા જેવું છે. યજ્ઞોમાં માનનારા આર્યોને યજ્ઞને બદલે લિંગપૂજામાં માનનારા આર્યેતર લોકો સાથે જે ઝઘડા થયા તેમને 'દેવાસુરસંગ્રામ-નું" નામ અપાયું છે.[૧૧] આ લોકોના હાથમાં પશ્ચિમ

૭. મહાસ્કંદપુરાણના પ્રાસ્તાવિક શ્લોકોમાં લકુલીશાચાર્યની પહેલાના આચાર્યોનાં નામ આપ્યાં છે.

૮. શ્રી.દુર્ગાશંકર શાસ્ત્રીકૃત શિવધર્મનો ઇતિહાસ. પૃ. ૧૬ થી ૨૯.

૯. એજ પૃ. ૩૦ થી ૩૪.

૧૦. મહામૃત્યુંજયનો ત્ર્યંબકં યજામહે એ મંત્ર અને ત્રિધા બદ્ધો એ મંત્ર વેદના છે તે શિવના સંબંધના છે.

૧૧. વેદના શિશ્નદેવાઃ એ શબ્દ ઉપર સાંસ્કૃતિક ઇતિહાસની પૃ. ૨૨૬–૨૭ માં મેં ચર્ચા કરી છે. એમાં પ્રો. વિધુશેખર ભટ્ટા-ચાર્યનો મત પુરાણને સંમત નથી તેની પણ ચર્ચા કરી છે. અને ડૉ. આનંદશંકરભાઈના મતની અસંગતતાની ચર્ચા પણ કરી છે. શ્રી. અતુલ સુરના Pre-Aryan Elements in Indian Culture ના લેખના વિચારવા જેવા ઉલ્લેખો પણ નોંધ્યા છે.

હિંદની સમુદ્રગામિની નદીઓ હતી. અને સમુદ્રકાંઠો પણ હતો સૌરાષ્ટ્ર કિનારે એવાં સંસ્થાનો હોય એમ પૌરાણિક સાહિત્ય ઉપરથી લાગે છે[૧૨] એટલે પ્રાગૈતિહાસિક કહેવાતા સમયમાં એ સ્થાનોમાં શિવપૂજાનો પ્રચાર હોય એમ માની શકાય

### નાગ મહારાજાઓ અથવા ભારશિવ રાજવંશ

પૌરાણિક કાલ આવતાં પહેલાં સેંકડો વર્ષના પરિશ્રમે જે વિવિધ જાતિઓનું મિશ્રણ આપણા સમાજમાં થયું તેમાં અસુરો ને નાગો પાતાલમાં ચાલ્યા ગયા એમ કથાઓ હોવા છતાં નાગજાતિના ઐતિહાસિક ઉલ્લેખો મળે છે તક્ષક નાગના કુલનું નામ તાક્ક નાગોની જાત—તાક રજપૂતોમાં જળવાઈ રહી છે. ઈ સ પૂર્વે આ નાગજાતિનાં અનેક થાણાં ઉત્તર અને પશ્ચિમ હિંદમાં હતાં આ લોકો ગણરાજ્ય (democracy)-માં માનનારા હતા. ઈ સ. પૂર્વે ૧૫૦ થી ૩૫૦ સુધીમાં આ નાગ રાજ્યોનો મધ્યાહ્નકાળ આવ્યો ઈ. સ. પૂર્વે બે સદીઓથી એમની સત્તા ધીમે ધીમે જામતી હતી, પણ ૧૫૦ ઈ. સ માં તો ભારતમાં એ રાજાઓ સમ્રાટોના પદને પામ્યા[૧૩] અને એમને હાથે દસ અશ્વમેધ થયા તેન

---

૧૨. ખંભાતના ઇતિહાસમાં "અસુરો અને ગૂજરાતનો કિનારો" એ પરિશિષ્ટ.

૧૩. જુઓ કાશીપ્રસાદ જાયસ્વાલજી કૃત. History of India, 150 A. D. to 350 A. D. તક્ક અથવા તાક નાગવંશ અને ટાંક રજપૂતો અને ગુજરાત સલ્તનતનો રાજવંશ એ બાબતની ચર્ચા મે સંસ્કૃતિક ઇતિહાસના જાતિઓના મિશ્રણના પ્રકરણમાં કરી છે.

સંભારણા તરીકે કાશીમાં દશાશ્વમેધનો આરો પ્રસિદ્ધ છે. ભરૂચ અને પ્રભાસમાં પણ દશાશ્વમેધનાં સ્થળો છે[૧૪] એ બહુ સૂચક છે. આ વંશો ઇતિહાસમાં ભારશિવ અને વાકાટક વંશોને નામે પ્રસિદ્ધ છે. આ નાગવંશનાં રાજ્યો હતાં અને ઈ. સ ૧૫૦ થી એમણે ભારશિવ નામ ધારણ કર્યું. એમના પછી વાકાટકો આવ્યા. એ બન્ને વંશો ચુસ્ત શૈવ હતા. સુપ્રસિદ્ધ પુરાવિદ શ્રી. જાયસ્વાલજીએ નાગવંશના ભારશિવ વાકાટક વંશના સામ્રાજ્ય ઉપર એક અભ્યાસપૂર્ણ ગ્રંથ લખ્યો છે. એઓએ સિદ્ધ કર્યું છે કે હિંદના ઇતિહાસમાં ઈ. સ. ૧૫૦ થી ૩૫૦ સુધીનો ગાળો વિન્સેન્ટ સ્મિથ જેવા ઇતિહાસકારો પણ અંધકારમય ગણે છે તેમને કે બીજા કોઈ ઇતિહાસલેખકોને આ પરમશૈવ સમ્રાટોની સત્તાની ખબર હતી જ નહિ. એ રાજાઓ એવા તો ચુસ્ત શૈવો હતા કે એમની સત્તા શૈવ સંપ્રદાયના અનુયાયીઓ જેવી લોકમતના શાસનમાં–ગણરાજ્યમાં–મનાતી હતી. શૈવ યોગીઓ જેવા એ સાદા હતા. આ ભારશિવ વાકાટક મહારાજ્યની અસરમાં એક સમયે આખું હિંદુસ્તાન હતું. એમનાં ત્રણ શહેરોમાં–વિદિશાની પદ્માવતીમાં, મારવાડમાં અહિચ્છત્રમાં અને મથુરામાં રાજકેંદ્રો હતાં, આમ છતાં ગૂજરાતના ક્ષત્રપો ઉપર એમની

---

૧૪. એ જ; જાયસ્વાલજીનો ઇતિહાસ. દશાશ્વમેધના સ્થળનો પ્રભાસનો ઉલ્લેખ પ્રભાસખંડમાં આવે છે. ભરૂચમાં એ સ્થળ પ્રસિદ્ધ છે. દસ અશ્વમેધ ભારશિવ રાજાઓએ કરેલા છે. બીજાના એવા ઉલ્લેખ મળ્યા નથી, એટલે એમની સત્તાના બધા ભાગમાં તીર્થસ્થળો જેવી જગાઓમાં કાશીની પેઠે એ નામ રખાયું હોય એમ લાગે છે.

સત્તાનો સ્પષ્ટ ઉલ્લેખ ન હોવા છતાં એમની અસર તો હતી જ. મહાક્ષત્રપ રુદ્રદામા લોકમતથી ચૂંટાઈને સૌરાષ્ટ્રની સત્તાએ આવ્યો. હતો અને એ 'પરમશૈવ' થયો, એ ભારશિવ સત્તાની અસરથી એમ મનાય છે. ગૂજરાત સૌરાષ્ટ્રના આભીરો પણ એ અસરમાં હતા.[૧૫] ગણરાજ્યમાં માનતા હોવાથી ભારશિવોની સત્તાના સ્પષ્ટ ઉલ્લેખનો આપણા પ્રાંતના ઈતિહાસમાં અભાવ છે એમ જણાય છે.

એટલે હિંદના સમ્રાટપદે આવા ચુસ્ત રાજાઓ ભારશિવો હોય, અને ગુજરાતમાં 'પરમમાહેશ્વર' ક્ષત્રપો હોય તે સમયે શૈવ સંપ્રદાય અને પૂજા પવિત્ર તીર્થધામોમાં ન હોય એમ કેમ મનાય? સ્પષ્ટ ઉલ્લેખ ન હોય તોપણ એ સમયમાં શિવમતનું જોર હતું એમ માનવું પડે પાશુપત સંપ્રદાયની પણ એ સમયમાં શરૂઆત થઈ ગઈ હતી, એટલે પાશુપતોના ઉદ્ભવસ્થાનમાં શિવની અને એમના લિંગની પૂજા પણ ન હોય એમ કેમ માની શકાય? એ પૂજા એથી પણ વધારે પ્રાચીન સમયથી કોઈ સ્વરૂપે હતી

૧૫. એ જ; જાયસ્વાલજીના ઈતિહાસમાં આ બધા પુરાવા આપેલા છે. ભારશિવ નાગરાજાઓના સિક્કા પણ આપેલા છે. એમાં કોઈ સ્થળે એમનાથી જરા વધારે પડતી વકીલાત પણ થઈ છે. છતાં ભારશિવ નાગવંશના શૈવો હતા એ હકીકત તો સત્ય જ છે. ભારશિવ પછી વાકાટકોની સત્તામાં સૌરાષ્ટ્રઆદિમાંથી શકક્ષત્રપોની સત્તા નાબુદ થઈ હતી એમ જાયસ્વાલજી લખે છે એ બરાબર નથી. લગભગ ઈ. સ. ૩૭૮ સુધી ક્ષત્રપોનો વંશ સૌરાષ્ટ્રમાં રહેલો છે. ક્ષત્રપો ભારશિવની સત્તા નીચે હશે એમ માનવાથી એમણે એ ભૂલ કરી દેખાય છે.

અને ભારશિવ-ક્ષત્રપોના સમયમાં જામી અને વધી એમ માનવાને કારણ છે, અને પુરાણકથનો એ વાતને ટેકો આપે છે. એટલે પણ ઉલ્લેખનો અભાવ કાંઈ ઊલટું સિદ્ધ કરી શકતો નથી.

### ભારશિવ-નાગ રાજ્યના સમયથી શિવ અને લિંગપૂજામાં થયેલા મહત્વના ફેરફાર

ભારશિવ અને વાકાટક સમ્રાટો શિવના શાંત તેમજ ઉગ્ર સ્વરૂપને પૂજતા હતા. વાકાટક રુદ્રસેન મહાભૈરવનો ઉપાસક હતો એમ મનાય છે[૧૬] ભારશિવો, વાકાટકો, ક્ષત્રપો અને એ પછી વલભીના રાજાઓ શિવના શાંત તેમજ ભૈરવ સ્વરૂપને પૂજતા હતા એવા ઉલ્લેખોને, નામ વગર પણ, પુરાણોના ઉલ્લેખો ટેકો આપે છે. ભૈરવ એ શિવનું કાલાગ્નિ-સ્વરૂપ છે. અને પુરાણ સ્પષ્ટ કહે છે કે સોમનાથ પહેલાં ભૈરવસ્વરૂપે પૂજાતા હતા; આ વિષયની ચર્ચા આગળ કરીશું. ઈ. સ ની શરૂઆતના સમયમાં ભગવાન શિવની પૂજામાં નાગવંશના આ ભારશિવ મહારાજ્યે ક્રાંતિકારક ફેરફારો કર્યા હતા. શિવનું એકલું લિંગ જ પૂજાય છે એ માન્યતા ખરી નથી; મૂર્તિ અને લિંગ પૂજાતાં હતાં એવા દાખલા મળ્યા છે.[૧૭] પરંતુ મૂર્તિ કરતાં લિંગનું વ્યાપકત્વ વધારે હતું એ સત્ય છે. મોહેં-જો દડોમાંથી જડેલી મૂર્તિઓ બન્નેની સાક્ષી પૂરે છે એ આગળ જોયું.

૧૬. એ સમયના ભૈરવ લિંગનું ચિત્ર જાયસ્વાલજીએ પોતાના ગ્રંથમાં આપ્યું છેઃ ભારશિવ રાજ્યનાં બીજાં શિલ્પો પણ આપ્યાં છે.

૧૭ આબુ પાસે દેવાંગણમાં ત્રિમૂર્તિ-શિવની મૂર્તિ છે. ગોપીનાથ રાવે એમના Hindu Econography ના ગ્રંથમાં અને દુર્ગાશંકર શાસ્ત્રીજીએ એ વાતનો ઉલ્લેખ કરેલો છે.

પહેલાનાં લિંગો શિશ્નાકાર હતાં. ઈ. સ. ની શરૂઆતના સમયનાં એવાં લિંગો મળી આવ્યાં છે[૧૮] મુખલિંગોનો પ્રચાર પણ ભારશિવના સમયમાં હતો. એવાં ઘણાં લિંગો મળી આવ્યાં છે. શ્રી જાયસ્વાલે પણ એવાં લિંગોની નોંધ લીધી છે એવાં મુખલિંગોમાં શિવનાં શાંત અને ભૈરવ સ્વરૂપો પણ મળે છે આ ઉપરાંત સ્તંભલિંગ પણ એ સમયમાં થતાં હતાં અને આપણા પ્રાંતમાં એના પૌરાણિક ઉલ્લેખો ઘણા મળે છે. ખંભાતમાં એવું લિંગ હતું એમ જણાય છે. પ્રભાસમાં ઘણાં હતાં એ આગળ જોઈશું. એવાં લાંબા સ્તંભ જેવાં લિંગ એ અથર્વવેદના 'સ્કંભ' સાથે સંબંધ ધરાવે છે અને એ માટે વિસ્તૃત જુદું પરિશિષ્ટ ખંભાતના ઇતિહાસમાં મેં આપેલું છે. લિંગપુરાણ પ્રમાણે શિવના જ્યોતિર્મય લિંગ—જેનો પાર હંસ ઉપર ઊડીને આકાશમાં બ્રહ્મા ન પામી શક્યા, અને વરાહસ્વરૂપે વિષ્ણુ પાતાલમાં ન પામી શક્યા—એવી મૂર્તિનો સંબંધ છે અને એને શિલ્પશાસ્ત્રમાં 'લિંગોદ્ભવ મૂર્તિ' કહે છે.[૧૯] સોમનાથના

---

૧૮. મદ્રાસ પાસે રાણીગુંટામાં એવું બીજી સદીનું લિંગ છે. મદ્રાસ મ્યુઝિયમમાં પણ છે. મોહેં-જો-દડોમાંથી નીકળ્યાં છે. ટંકારીમાં દક્ષિણમાં એવું લિંગ મેં જોયેલું તેની નોંધ મેં સાંસ્કૃતિક ઈતિહાસમાં કરી છે.

૧૯. લિંગોદ્ભવ મૂર્તિના વર્ણન માટે ગોપીનાથ રાવનો Hindu Econography નો ગ્રંથ જુઓ. ખંભાતના ઈતિહાસમાં ભેઝવાડામાંથી જડેલા એવા એક ૭ ફીટના લિંગનું ચિત્ર મેં આપ્યું છે. સ્ટેલા ક્રેમરિશના Hindu Temples માં રજપુતાનામાં સીકરમાંથી જડેલી એક એવી મૂર્તિનું ચિત્ર છે. હાલ એ મૂર્તિ અજમેરના મ્યુઝિયમમાં છે. મૂર્તિ દસમી સદીના ઉત્તરાર્ધની છે.

વર્ણનમાં પુરાણકાર એ જાતનું વર્ણન આપે છે.[૨૦] શિવનું જ્યોતિર્મય લિંગ એ જ અથર્વવેદનું 'હિરણ્યવેતસ' એમ મનાય છે; અને એ વાતનો વિચાર કરતાં વેદના રુદ્રશિવની સાથે મળી જતાં પહેલાં પણ લિંગપૂજા અથર્વવેદ જેટલા જૂના કાળમાં હતી એ સિદ્ધ કરે છે[૨૧] હાટકેશ્વરોત્પત્તિમાં શિવનું લિંગ એ જ આકારમાં બ્રહ્માએ પ્રથમ પૂજ્યું એ કથાનો ઉલ્લેખ છે એ શિશ્ન-આકારનાં લિંગપૂજનનો પૌરાણિક ઉલ્લેખ છે.[૨૨] નાગજાતિ પણ એવાં લિંગ પૂજતી હતી. એ હાટકેશ્વર નાગોના દેવ હતા એવું પુરાણનાં વચનોથી સમજાય છે.[૨૩] નાગજાતિનું આખા હિંદમાં ભારશિવ નામથી જ્યારે ચષ્ટન (ઈ. સ. ૧૫૦) જામ્યું ત્યારે એમણે

---

૨૦. પ્રભાસ ખંડ, ૨૧:—ખંભાતના ઇતિહાસમાં સ્કંભ ઉપર જુદા પરિશિષ્ટમાં ચર્ચા કરી છે તે જુઓ.

૨૨. આ બાબતના સ્ક. પુ નાગરખંડના ઉલ્લેખો ખંભાતના ઇતિહાસમાં પાતાલના પરિશિષ્ટમાં અને સાંસ્કૃતિક ઇતિહાસના જાતિ ધર્મના મિશ્રણના ૧૫મા પ્રકરણમાં મેં વિસ્તૃત ચર્ચા સાથે આધાર આપ્યા છે.

૨૩. સ્ક. પુ. કૌમારિકા ખંડ હાટકેશ્વરનો ઉલ્લેખ કરતાં કહે છે કે **तच्चार्चयन्ति तल्लिंगं नगा नागेन्द्रसत्तमाः ॥** લિંગપુરાણમાં હેમલિંગ (હાટકેશ્વર) ની સ્તુતિ પછી પંચતત્ત્વનાં લિંગ બોલી પછી કહે છે કે **सारस्वताय मेघाय मेघवाहन ते नमः । नमो भगवते तुभ्यं नागानां पतये नमः ॥** એ રીતે શિવને નાગોના પતિ કહ્યા છે. અને હાટકેશ્વરની પૂજા નાગેન્દ્ર (નાગરો !) કરે છે એમ લખ્યું છે. ભારશિવ નાગ જાતિના રાજાઓ અને નાગરો એમના બ્રાહ્મણો અને નાગ શબ્દમાં "ર" શી રીતે આવ્યો એની ઐતિહાસિક દૃષ્ટિએ ચર્ચા લંબાણથી સાંસ્કૃતિક ઇતિહાસના ૧૫ મા પ્રકરણમાં 'નાગર' શબ્દની ચર્ચામાં કરી છે. એ રસ હોય તેમણે જોવી.

શિશ્નાકાર-લિંગાકૃતિને બદલે આપણે હાલ પૂજીએ છીએ એવી લંબગોળાકાર લિંગપૂજા ( Conventional Linga ) શરૂ કરી. ભારશિવોએ શિવના બિંદુસ્વરૂપની પૂજા શરૂ કરી એનો અર્થ લિંગપૂજા થાય છે. ભારશિવ મહારાજ્યની એક રાજધાની વિદર્ભની પદ્માવતીપુરીમાં એવો સ્વર્ણબિંદુ નામના શિવમંદિરનો અવશેષ જડ્યો છે.[૨૪]

આ ચર્ચાનો એક સાથે વિચાર કરતાં આપણા પ્રાંતમાં ઈ. સ ની શરૂઆતમાં ક્ષત્રપોનું રાજ્ય હતું તે સમયે શિવની-લિંગ અને મૂર્તિ બન્ને સ્વરૂપે પૂજા હતી એમ સ્પષ્ટ થાય છે. લકુલીશાચાર્યનો ઉદ્ભવ એ સમયે થઈ ગયો હતો

છે. આ ઉષવદાત પણ શૈવ હતો.[૨૫] એટલે પ્રભાસમાં શિવપૂજાના સ્પષ્ટ ઉલ્લેખના અભાવે શિવપૂજા નહોતી એમ માનવાનું કાંઇ જ કારણ નથી એમ ફરી ફરીને ભારપૂર્વક જણાવવું પડે છે. ક્ષત્રપો પછીના સત્તા—વલભીના રાજવંશની સત્તાના સમયમાં એક દાનપત્ર સિવાય શિવનો ઉલ્લેખ મળ્યો નથી. પરંતુ વલભીના રાજવંશના ઘણાખરા મહારાજાઓ 'પરમ-માહેશ્વર' હતા; એટલે પણ એમ કહી શકાય કે પ્રભાસમાં જ સ્પષ્ટ ઉલ્લેખનો અભાવ કાંઈ અન્યથા સિદ્ધ કરી શકતો નથી.

### અગ્નિ અને શિવની એકતા

હવે અગ્નિ અને કાલાગ્નિ એ શિવનું સંહારકર્તા ઉગ્ર સ્વરૂપ છે એનો વિચાર સોમનાથના જુદા પ્રકરણમાં આગળ કરીશું. 'સોમનાથ' નામ પડતાં પહેલાં કાલાગ્નિ અને ભૈરવરૂપે પ્રભાસમાં શિવ પૂજાતા હતા એના પૌરાણિક ઉલ્લેખો જોઈએ. અને ઉપરની શૈવ સંપ્રદાયની પ્રાચીનતાની ચર્ચા, અને પાશુપતમતનું ઉદ્ભવસ્થાન આ ભૂમિમાં હતું, તે જોતાં એ ઉલ્લેખો ખોટા કે કાલ્પનિક માનવાનું કાંઈ જ કારણ નથી; તેથી ઊલટું એ ઉલ્લેખો પુરાણો પોતાની રીત પ્રમાણે ખરો ઇતિહાસ આપવા માટે જ લખ્યા છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે

### પ્રભાસમાં ભૈરવ અને કાલાગ્નિરુદ્ર

પ્રભાસખંડમાં પુરાણકાર લખે છે કે પ્રભાસ ક્ષેત્રમાં વ્રતનિયમ સાથે જેઓ મૃત્યુંજય મંત્રના સંપુટથી કાલાગ્નિ-

---

૨૫. શ્રી રસિકલાલ પરીખનો કાવ્યાનુશાસનના ગ્રંથમાં લખેલો (અંગ્રેજી) ગૂજરાતનો ઇતિહાસઃ ઉષવદાત નામમાં છેડે 'દાત' આવે છે. નાગ વંશના રાજાઓમાં કેટલાકને છેડે 'દાત' આવે છે. છતાં ઉષવદાત નાગવંશી છે એમ મનાતું નથી.

રુદ્રના સાંનિધ્યમાં, દક્ષિણ દિશા તરફ રહીને, શતરુદ્રીયનો પાઠ જપે છે તેને છ માસમાં સિદ્ધિ મળે છે. સર્વ સિદ્ધો સોમેશ અને કાલભૈરવની પ્રદક્ષિણા કરે છે આગળ પાર્વતીએ પુછેલા પ્રશ્નના ઉત્તરમાં શિવ કહે છે કે ચંદ્રમાએ સમુદ્રમાંથી મંથનના અંતે ઉત્પન્ન થયા પછી વરદાન માગ્યું કે આ જગાએ ભૈરવનાથ નામનું જે લિંગ છે તે મારા નામ 'સોમ' ઉપરથી ભવિષ્યના મન્વંતરો સુધી 'સોમનાથ જ્યોતિ-ર્લિંગ' એવા નામથી સચરાચર બ્રહ્માંડમાં ખ્યાતિ પામે આ પુરાણવાક્ય પણ સોમનાથ પહેલાં ભૈરવલિંગ તરીકે પૂજાતા હતા એમ બતાવે છે. વળી આગળ જણાવે છે કે પ્રભાસમાં સોમનાથ રત્નરૂપ છે, અને પૂર્વે કલ્પની આદિમાં એ રુદ્ર-પાતાલનું ભેદન કરીને કાલાગ્નિરુદ્રરૂપે નીકળેલું. [૨૬]પુરાણો વડવાનલને કાલાગ્નિ કહે છે તે આગળ જોઇશું. પ્રભાસમાં વડવાનલ સરસ્વતીએ સ્થાપ્યો [૨૭]અને વડવામુખનું સ્થાન

---

૨૬. ૨૬. પુ. પ્ર. ખં. પ્રભાસમાહાત્મ્ય અધ્યાય ૪ થામાં આ વર્ણન વિસ્તારથી આપેલું છે.

૨૭. આ વાત માટે પ્રભાસખંડમાં ત્રણ અધ્યાય આપેલા છે. આગળ એનો ઉલ્લેખ કરી ગયા છીએ. સરસ્વતીએ વડવાનલને સમુદ્રમાં પ્રભાસ પાસે મૂક્યો એ કથાનું રહસ્ય શંકાવાળું છે. વડવાનલને વાડવાગ્નિ પણ કહે છે. વડવાનો અર્થ ઘોડી છે અને દધીચિના પુત્ર પિપ્પલાદે ઘોડીના સ્વરૂપમાંથી એ અગ્નિ ઉત્પન્ન કર્યો એમ કહેવાય છે. ઊરુ એટલે સાથળમાંથી એ દધિચિપુત્ર પિપ્પલાદે રુદ્રકૃત્યા ઉત્પન્ન કરી અને એમાંથી વડવાનલ થયો એવી બીજી કથા પણ એ જ પુરાણમાં છે. વાડવનો અર્થ બ્રાહ્મણ પણ થાય છે. ઊરુમાંથી ઉત્પન્ન થવાથી એનું બીજું નામ

પ્રભાસમાં વરાહમિહિર પણ લખે છે તે આગળ જોયું, શિવનાં સહસ્ર નામોમાં 'વડવામુખ' પણ એક નામ છે. આ જોતાં પ્રભાસમાં વડવાગ્નિરૂપે કાલાગ્નિરુદ્ર એજ ભૈરવ અને એનું પૂજન થતું હતું. અને ભારશિવ-ક્ષત્રપ-વલ્લભીના સમયમાં પણ સોમનાથ નામ પહેલાં એ નામ હતું એમ સમજાય છે.

> योऽसौ कालाग्निरुद्रस्तु प्रोच्यते वेदवादिभिः ।
> सोऽयं भैरवनाम्ना तु प्रभासे संव्यवस्थितः ॥
> अग्निना यत्र तप्त तु विध्याब्दानां चतुर्युगम् ।
> मेघवाहनकल्पे तु तत्र लिंगं बभूव ह ॥
> अग्निमीडेति वेदोक्तप्रभावः सुरसुंदरि ।
> कालाग्निरुद्रनामा च ब्रह्मणां च वरानने ।
> अग्निशानेति देवेशि नामत्रितयमुच्यते ॥

સ્ક. પુ. અધ્યાય ૪

---

ઔર્વાનલ પણ છે. આ અર્થનો વિચાર કરતાં બ્રાહ્મણનો બ્રહ્માગ્નિ એવો અર્થ થઈ શકે. પાર્જિટર માને છે તેમ બ્રાહ્મણો મૂળ આર્યેતર હતા અને ક્ષત્રિયો આર્ય હતા. આર્યેતર અસુર નાગોના દેવ શિવ માનીએ તો એવા શિવ બ્રાહ્મણોનો આર્યો સાથેનો ઝઘડો થયો તેમાં ક્રોધાગ્નિથી ભરેલા બ્રાહ્મણો સરસ્વતી મારફતે દરિયા કાંઠે આવી વસ્યા. જમદગ્નિ, પરશુરામ, ઔર્વ વગેરે ઋષિઓ આવા બ્રાહ્મણો હતા અને એમનો આ સમુદ્ર કાંઠાનો નિવાસ પ્રસિદ્ધ છે. એમના અગ્નિએ ક્ષત્રિયોનો ઘણીવાર (૨૧ વાર) નાશ કર્યો. જમદગ્નિ નામમાં અગ્નિ શબ્દ સૂચક છે. આવા કોઈ ઐતિહાસિક બનાવને સરસ્વતીએ વડવાનલ કે ઔર્વાનલ સમુદ્ર કાંઠે લાવ્યાનું રૂપક બંધ બેસી શકે ? આ માત્ર એક અનુમાન છે. એને વધારે આધાર જોઈએ. એમના વાસને લીધે કે એમની કોઈ પૂજાને લીધે અગ્નિતીર્થ કહેવાયું હોય ?

પુરાણકાર લખે છે કે આમ વેદવાદીના અગ્નિ અને કાલાગ્નિ મેળવવાનો પુરાણનો પ્રયત્ન દેખાય છે. અને અગ્નિ શિવરૂપમાં મળી ગયા એનું સૂચન કરે છે. પુરાણની દરેક પરંપરા સાચવી રાખવા બ્રાહ્મણોએ બધાં ચિહ્નો અલગ પણ સાચવી રાખ્યાં એ આજે સોમનાથ ઉપરાંત આ બધાં તીર્થો, માહાત્મ્યમાં ગણાવ્યાં છે તેથી જાણી શકાય છે કાલાગ્નિરુદ્ર, અગ્નિશાન, સોમનાથ એ બધાં બીજાં અગણિત શૈવ તીર્થો સાથે પ્રભાસમાહાત્મ્યમાં પુરાણની જાણીતી રીત પ્રમાણે ગણાવેલાં છે. પુરાણકાર આગળ લખે છે કે કાલાગ્નિરુદ્રના લિંગમાં શિવ મુંડમાલા સહિત રહેલા છે,[૨૮] એ કદાચ પૂર્વે ભૈરવના મુખલિંગનો નિર્દેશ હોય

## પ્રભાસનું અગ્નિતીર્થ અને અગ્નિમાં કેટલાક દેવોની એકતા

અગ્નિ શિવરૂપ છે તે પુરાણના વચનથી ઉપર જોયું. એ અગ્નિતીર્થ પ્રભાસમાં છે એનો મહાભારતનો ઉલ્લેખ પણ જોવા જેવો છે અર્બુદ અને વશિષ્ઠાશ્રમનો ઉલ્લેખ કરીને પિંગતીર્થ થઈ પ્રભાસ જવાનું કહીને લખે છે કે "ત્યાં હુતાશન પોતે રહે છે, તે દેવતાઓનું મુખ છે. ત્યાં સરસ્વતી-સાગર–સંગમે જવું જ્યાં સ્વર્ગલોક અને ગોસહસ્રફલ મળે છે. એ સરસ્વતીસંગમના સાંનિધ્યમાં અગ્નિતીર્થમાં સ્નાન કરવાથી માણુસ અગ્નિ અને સોમની પેઠે તેજસ્વી થાય છે. प्रभया दीप्यते नित्यमग्निवद्भरतर्षभ । અને प्रभासते यथा सोमः सोऽश्वमेधं च विन्दति ॥ અહીં પ્રભાસનું અગ્નિ-

---

૨૮. પ્રભાસખંડ અધ્યાય ૯.

તીર્થ સ્પષ્ટ છે, એમાં સોમ શબ્દ પણ છે પરંતુ શિવના સંબંધમાં અગ્નિ કે સોમનો મહાભારતમાં સ્પષ્ટ ઉલ્લેખ નથી.[૨૯] આમ છતાં પણ આ બે શબ્દો અહીં બહુ સૂચક છે. અમે સોમનાથના ખાસ પ્રકરણમાં એની ચર્ચા કરીશું. પરંતુ શિવપૂજા મહાભારતનો ત્રીજો 'જય' લખાયો ત્યારે પ્રચારમાં હતી, એટલું જ નહિ પણ એના પૂર્વ સ્વરૂપમાંથી પૌરાણિક સ્વરૂપમાં દૃઢ થઈ ગઈ હતી, એવા સ્પષ્ટ ઉલ્લેખો મળે છે; એટલે ઉપર્યુક્ત શ્લોકમાં શિવનો અર્થ સ્પષ્ટ ન હોવા છતાં ત્યાં સોમ શબ્દ બહુ સૂચક છે. ઉપમન્યુનો ઉલ્લેખ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ એમના શૈવ ધર્મના ઇતિહાસમાં આપ્યો છે એમાં ઉપમન્યુ કહે છે કે "જેનું લિંગ પૂજાય છે એવા તો એક મહાદેવ જ છે" આ વચન પણ મહાભારતમાં શિવલિંગની પૂજાનો ઉલ્લેખ છે એમ સ્પષ્ટ કરે

---

૨૯. મહાભારત (નિર્ણયસાગર) વન પર્વ, અધ્યાય ૮૦ મા શ્લોક ૫૭ થી ૬૪માં આ વર્ણન આવે છે. એમાં પ્રભાસમા હુતાશન–અગ્નિનો ઉલ્લેખ છે. આગળ અધ્યાય ૮૧માં ફરીથી સોમતીર્થ, સપ્ત સારસ્વત તીર્થ, અને મંકણક ઋષિના આશ્રમનું નામ આવે છે અને ત્યાં સ્નાનથી સારસ્વત લોકમાં ગતિ થાય છે એમ લખે છે. ત્યાં વિશ્વામિત્રતીર્થની પહેલાં અગ્નિતીર્થ ફરીથી લખે છે. આ વર્ણનમાં સ્થાનનો કોઈ ક્રમ કે નિશ્ચિત સ્થાન જણાતું નથી. પ્રભાસખંડમાં મંકણક ઋષિએ સ્થાપેલા મંકણકેશ્વર મહાદેવ પ્રભાસક્ષેત્રમાં ગણાવે છે. કાર્તિકેયે ત્યાં ભાર્ગવનું સાંનિધ્ય સેવેલું એવો પણ ઉલ્લેખ છે. એટલે સોમ, અગ્નિ, મંકણક અને સપ્ત સારસ્વતના સાથે સાથે ઉલ્લેખ પ્રભાસના સાંનિધ્યમાં હોઈ શકે. (એ જ અધ્યાય ૮૧ શ્લોક ૧૧૫, ૧૧૬, ૧૩૪ અને ૧૩૯.)

છે આગળ જોયું તેમ વડવા કે વાડવાગ્નિ એ જ ભૈરવનું—શિવનું સ્વરૂપ અને પ્રભાસમાં એનું સ્થાન અને વડવામુખ શિવનો પર્યાય એ જ અગ્નિતીર્થ તે શિવતીર્થ ગણવા માટે યોગ્ય પુરાવો છે Pre-aryan Elements in Indian Culture નામના લેખમાં શ્રી. અતુલસુર લખે છે કે કોઈ પણ નવા દેવને અગ્નિમાં મેળવી દેવાની ઋગ્વેદના ધર્મની રીત છે અગ્નિમાં ઐક્ય કરવાથી અનેક દેવોને વેદમાં દાખલ કરવાનું સરલ થયું. એના દાખલા એમણે બ્રાહ્મણ સાહિત્યમાંથી આપ્યા છે. વેદમાં છૂટક દેવો હતા એ અગ્નિ અને રુદ્રમાં એકત્વ પામીને છેવટે એ બધું પૌરાણિક શિવમાં એક થયું[30]

### પ્રભાસ અને ચન્દ્રપૂજાની દંતકથા

હવે પ્રભાસમાં અગ્નિ અને સૂર્યનાં તીર્થોની પેઠે ચંદ્રનું તીર્થ હશે અને ચંદ્રનું મંદિર પણ હશે એમ કોઈ લેખકો માને છે. સોમનાથની ઉત્પત્તિમાં ચંદ્રની કથાઓ પુરાણે બે વખત બે ભિન્નભિન્ન રીતે કહી છે તે જોતાં 'સોમ' શબ્દનો 'ચંદ્ર' અર્થ થતો હોવાથી કાંઈ કારણ આપવા માટે યોજેલી કથાઓ હોય એમ જણાઈ આવે છે. આગળ એની ચર્ચા કરીશું. ચંદ્રનું મંદિર પ્રભાસમાં હોય એવો કોઈ ખાતરી લાયક આધાર મળ્યો નથી.

આ આધારો ઉપરથી ઘણા જ પ્રાચીન સમયમાં પ્રાગૈતિહાસિક સમયમાં 'પણ આખા ગૂજરાત સોરાષ્ટ્રના કિનારે શિવપૂજા હતી અને પ્રભાસ એનું પ્રાચીન સમૃદ્ધ બંદર હોવાથી ત્યાં એ પૂજાનું કેંદ્ર હતું તે જણાઈ આવશે.

---

૩૦. Indian His. Quarterly માં આવેલો લેખ. (૧૯૩૪)

## [૪] પ્રભાસમાં સોમનાથ અને સોમવિદ્યા.

ગૂજરાત સૌરાષ્ટ્રના કિનારે અને ખાસ કરીને પ્રભાસમાં શિવપૂજા ઘણા જ પ્રાચીન કાળથી ચાલુ હતી તે આગળ વિસ્તારથી જોયું. એ પૂજા અગ્નિના નામથી કાલાગ્નિરુદ્રની, શિવના વડવામુખ સંહાર સ્વરૂપની–અને ભૈરવસ્વરૂપની હતી એ પણ જોયું. સોમનાથનું પોતાનું નામ કાલાગ્નિરુદ્ર કિંવા ભૈરવ હતું એ પણ પૌરાણિક આધારોથી જોયું. હવે 'સોમ-નાથ' નામ કેવી રીતે પડ્યું, ક્યારે પડ્યું, એનો વિચાર કરીએ.

### શૈવ આગમો અને દ્રાવિડ દેશ

હિંદુ ધર્મની સામાન્ય માન્યતા પ્રમાણે બ્રહ્માએ ચાર મુખથી ચાર વેદો કહ્યા અને શિવે પાંચ મુખથી પાંચ આગમો કહ્યા. આગમોમાં શિવે તંત્રમંત્રયુક્ત ધર્મ અને યોગનાં અનેક રહસ્યો કહ્યાં, અને એ રહસ્યો અધિકારીને કહેવાય તે માટે સંપૂર્ણ અધિકારે પોતાની જ શક્તિ–પત્ની–ઉમા–પાર્વતી હતાં શૈવ આગમો શિવપાર્વતીના સંવાદ રૂપે છે એમને અનુસરીને શૈવ પુરાણોએ પણ શિવ પાર્વતીના સંવાદ યોજ્યા છે. ઉત્તર ભારતમાંથી પ્રાચીન પ્રજાઓ વિધર્મી-વિદેશીઓના હુમલાથી ધીમે ધીમે દક્ષિણ તરફ ગઈ; શવ ધર્મ–ખાસ કરીને પાશુપત મત પણ પોતાના આદિસ્થાન

લાટ–સૌરાષ્ટ્રમાંથી ઓછો થઇ દક્ષિણમાં ગયો, તેમ આગમો પણ દક્ષિણમાં ગયા આજે શૈવ આગમો દ્રાવિડ દેશમાં ખાસ મળે છે, ત્યાં એના જ્ઞાતાઓ પણ આજે છે. [1]શૈવ ધર્મની પ્રાચીનતાનો ઉપર જોયો તેવો વિચાર કરતાં લાગે છે કે એનો ઇતિહાસ હવે નવેસરથી લખવાનો સમય આવ્યો છે અને શૈવધર્મનો સંપૂર્ણ ઇતિહાસ, અને તે સાથે આપણો સામાજિક ઇતિહાસ પણ હવે દ્રાવિડ દેશના ઇતિહાસના અભ્યાસ અને સહકાર વિના અપૂર્ણ ગણાશે. અત્યારે તો દક્ષિણ દેશ અને ખાસ કરીને દ્રાવિડ દેશ શિવની ભૂમિ ગણાય છે. આપણા પ્રાંતનું એ સ્થાન આજે લગભગ આઠ સદીઓથી દક્ષિણ દેશે લઇ લીધું છે.

### અગ્નિ સૂર્ય અને સોમ

આગળ જોઈ ગયા તે પ્રમાણે પ્રભાસની ભૂમિ ઉપર કાલાગ્નિરુદ્રમાં સમાઈ ગયેલા અગ્નિ કે વડવાગ્નિ, અને અર્કસ્થલમાં સમાયેલા સૂર્ય, અને એ બન્ને સાથે વણાયેલી ચંદ્રની પુરાણકથાઓ સોમનાથના ઇતિહાસ માટે બહુ જ સૂચક અને મહત્ત્વની છે. સોમ એટલે ચંદ્ર એ ભાષાકોષનો અર્થ ખરા પણ છે. ચંદ્ર-સોમની પુરાણકથાનો અહીં વિચાર કરી પછી સોમનો બીજો ઇતિહાસ વિચારી-

---

૧. શૈવ ધર્મના મૂલ સ્થાન ગણાતા આપણા ભાગમાં આજે તો અસાંપ્રદાયિક શૈવ ધર્મ રહ્યો છે. આગમાન શૈવ ધર્મ આજે દ્રાવિડ દેશમાં છે ત્યાં શૈવ સિદ્ધાન્તની સસ્થાઓ ચાલે છે અને શૈવ સાહિત્યનો પ્રચાર પણ કરે છે. એવું શૈવ સિદ્ધાન્ત એસોશિયેશન મદ્રાસમાં છે.

શું અને એ ઇતિહાસમાંથી સૂચવવાનું સોમનાથ કે સોમેશ્વર નામ પડવાનું કારણ પણ ચર્ચીને એક અનુમાન રજૂ કરીશું, જેથી ભવિષ્યમાં કોઈને કાંઈ વિશેષ પુરાવા મળે તો એ દિશાએ કરેલો અંગુલિનિર્દેશ કામમાં આવે.

### તંત્ર મંત્ર અને યોગશાસ્ત્ર અને શૈવ યોગીઓ

આ વિચાર કરતા પહેલાં આગળ વર્ણવેલી શૈવ ધર્મની પ્રાચીનતા સાથે યોગ તંત્ર અને મંત્રશાસ્ત્રની પ્રાચીનતાનો ટૂંકો ઉલ્લેખ કરવો અગત્યનો છે. આપણા ધર્મતત્ત્વના ઇતિહાસના અભ્યાસીઓ હવે લગભગ એકમત છે કે મંત્ર તંત્ર અને યોગશાસ્ત્રો પણ ઘણાં જ પ્રાચીન છે.[૨] વેદમંત્રોના સાદા સ્વરૂપના વિનિયોગ કર્મકાંડમાં ઘણા જ પ્રાચીન સમયથી યોજાતા હતા,[૩] અને તાંત્રિકોનો જમાનો પણ એટલો જ પ્રાચીન છે. તાંત્રિકોએ તો પોતાની જુદી પરિભાષા યોજી હતી અને મહેશ્વર–સૂત્રોના અક્ષરોને મહાન શક્તિવાળા બીજાક્ષરો તરીકે યોજ્યા. દરેક મંત્ર અને

૨. તાંત્રિકો પોતે તો તંત્રશાસ્ત્રને વેદ જેટલું જ જૂનું કહે છે. મોહેં–જો–દડોની મુદ્રાઓમાં તંત્રનાં બીજોના દાખલા મળ્યા છે, એમ પણ મનાય છે.

દરેક પૂજામાં ન્યાસધ્યાનનો વિધિ તાંત્રિકોએ દાખલ કર્યો અને મંત્રોની આગળ બીજાક્ષરો મુકવાની યોજના પણ કરી હવે યોગની કેટલીક પ્રક્રિયાઓ જુદી અને સ્વતંત્ર છતાં ઘણી ક્રિયાઓ મંત્ર તંત્ર અને યોગના સહકારવાળી પણ છે કર્મકાંડીઓએ ધર્મના આ તત્ત્વને એટલું તો વિકસાવ્યું કે કોઈ પણ સંપ્રદાય આ શાસ્ત્રોની અસરથી મુક્ત ન રહ્યો[4] આવા યોગીઓ મંત્ર અને તંત્રની સાથે તપ અને ઉપાસનાથી અપૂર્વ સિદ્ધિઓ મેળવતા હતા શિવ પોતે જ યોગીશ્વર કહેવાતા હતા. વૈદિક અને પૌરાણિક સાહિત્યમાં આવા યોગી ઋષિઓનાં નામો મળે છે ભારશિવ–નાગ-મહારાજાઓના સમયમા આવા શવ યોગીઓ દેશભરમાં હતા, અને રાજકર્તાઓ ઉપર એમની ભારે લાગવગ અને અસર હતી એમણે ભારશિવ રાજાઓને પોતાને પણ યોગીઓ જેવા બનાવવા પ્રયત્ન કર્યો હતો[5]

### પ્રભાસમાં થયેલા સિદ્ધ શૈવ યોગીઓ

પ્રભાસ એક વખત શૈવ યોગીઓનું કેન્દ્રસ્થાન હતું. પુરાણની કથાની સામાન્ય રીત પ્રમાણે હજારો ઋષિમુનિઓ ત્યાં શતરુદ્રીયનો જપ કરે છે એમ પ્રભાસખંડમાં લખેલુ છે ઋષિઓના નામોમાં માર્કંડેય હમેશા મારું અર્ચન કરે

---

૪. જૈન અને બૌદ્ધ ધર્મમા પણ તાંત્રિકોની અસર પહોંચી હતી

૫ આગળ ઉલ્લેખ કર્યો છે એમા શ્રી. જાયસ્વાલજીના ૧૫૦–૩૫૦ ના હિંદના ઇતિહાસમા ભારશિવ નાગ રાજાઓના ધર્મની વિસ્તૃત ચર્ચા કરી છે શૈવ ધર્મની અસરથી એ રાજાઓ કેવા હતા તેનુ વર્ણન પણ કર્યું છે.

છે એમ શિવ પાર્વતીને કહે છે. એ ઉપરાંત દુર્વાસા, ભારદ્વાજ, મરીચિ, ઉદ્દાલક, ક્રતુ, વશિષ્ઠ, કશ્યપ, મનુ, સાવર્ણિ, દક્ષ, અંગિરસ, નારદ, જમદગ્નિ, શુક્ર (ભૃગુ), વિભાંડક, ગોભીલ, ઋચીક, અગસ્ત્ય, વિશ્વામિત્ર, લોમશનાં નામો ગણાવ્યાં છે. અગ્નિતીર્થમાં સેંકડો ઋષિઓ સિદ્ધિને પામેલા છે, અને સરસ્વતીને કાંઠે સિદ્ધિ પામેલા મુનિઓની સંખ્યા ગણાય એવી નથી.[૬] આ બધા ઋષિમુનિઓ ઊર્ધ્વરેતા હતા એમ લખે છે.[૭] પ્રભાસની ત્રિપુરાંતક પ્રશસ્તિમાં ૫૫૫ સંતોની પૂજા કર્યાનો ઉલ્લેખ છે.

આ વર્ણનમાં હજારોની સંખ્યા કે ઋષિઓનાં નામોનું બહુ મહત્ત્વ નથી. એ તો કેટલાક આધારભૂત ગણાતા શિલાલેખોમાં અમુક રાજાએ અમુક દેશો જીત્યા એમ લખતાં લેખના લેખકને જે દેશોનું જ્ઞાન હોય એવા બધા દેશો ગણાવી જવાના દાખલા મળે છે,[૮] તેવી જ રીતે પુરાણોની આવી બાબતમાં રીત છે એમ ગણવાનું. એવા લેખમાં જેમ એ રાજાએ કોઈ વિજય કરેલો એટલું સત્ય હોય છે તેમ પુરાણની આ રીતમાં. એટલું જ સત્ય સમજવાનું કે પ્રભાસ સોમનાથમાં ઘણા શૈવ યોગીઓ થઈ ગયા અને ઘણાએ

૬. સ્ક. પુ. પ્ર. ખં. પ્ર. માહાત્મ્ય–અધ્યાય ૫ મો ઋષિઓનાં નામ ગણાવતાં તેમની સંખ્યા હજારમાં કહે છે પ્રભાસનાં એક સ્થળમાં સાઠ હજાર, બીજામાં ચાળીસ હજાર, ત્રીજામાં સાત હજાર એમ સંખ્યામાં લખે છે. એ પુરાણની રીત જાણીતી છે.

૭. ઊર્ધ્વરેતા થવું એ યોગની એક સિદ્ધિ છે.

૮. કેટલાક લાટ–ગુજરાતના રાજાના લેખમાં અંગદેશ જીત્યાનું અને અંગ રાજાના લેખમાં લાટ જીત્યાનું લખે છે એનો અર્થ નથી.

સિદ્ધિ મેળવી. એ સિદ્ધિ કેવી તે આગળ જોઈશું પણ અગ્નિતીર્થમાં સેંકડો મુનિઓ સિદ્ધ થયા એ વચન ઘણું જ સૂચક છે[૯] પુરાણના આ વચનોને આગમાદિનો જે ટેકો મળે છે તે જોતાં, ઐતરેય બ્રાહ્મણના કર્તા મહીદાસ ઐતરેય,[૧૦] ઘોર આંગિરસ, ચ્યવનાદિ ભાર્ગવો, અને અગસ્ત્ય એટલા ઋષિઓએ સોમવિદ્યાના યોગથી સિદ્ધિ મેળવેલી એટલું સ્પષ્ટ સમજાય છે. ઘણા મુનિઓ ઊર્ધ્વરેતા હતા એ વાત પણ મંત્રતંત્રના મેળવાળા યોગશાસ્ત્રના નિષ્ણાત યોગીઓ હતા એમ બતાવે છે.

### કલ્પભેદે સોમનાથ અને ઉમાનાં જુદાંજુદાં નામો

આગળ આપણે જોઈ ગયા કે પ્રભાસનાં કલ્પે કલ્પે જુદાં જુદાં નામો હતાં એના સમર્થનમાં પુરાણકાર જણાવે છે કે સોમનાથનાં પણ ઘણાં નામો હતાં આ વાત પણ પુરાણકાર પોતાની રીતે જ કહે છે. મનુઓની પેઠે બ્રહ્મા પણ અનેક થયા છે, ચંદ્રો પણ અનેક થયા છે. હવે દરેક બ્રહ્માનાં નામ ગણાવી તે સાથે તે વખતમાં સોમનાથનું નામ ગણાવે છે એમાં મૃત્યુંજય, કાલાગ્નિરુદ્ર, અનામય, કૃત્તિવાસા, એ પ્રમાણે સોમનાથનાં નામો ગણાવી છઠ્ઠા બ્રહ્મા હેમગર્ભ નામના થયા ત્યારે સોમનાથનું નામ ભૈરવનાથ હતું અને સાતમા શતાનંદ નામના બ્રહ્માના સમયમાં–હાલમાં

---

૯. એ જ, પ્ર. માહાત્મ્ય, અધ્યાય ૫ મો.

૧૦. મહીદાસ ઐતરેયનો મહી નદી અને મહીનગર ખંભાત સાથે સંબંધ કૌમારિકા ખંડમાં પુરાણકાર લખે છે. પરંતુ બીજા આધારોનો એ સ્થળને માટે આધાર મળ્યો નથી. ખંભાતના ઈતિહાસમાં એ ઉલ્લેખ નોંધેલો છે.

સોમનાથ નામ પ્રસિદ્ધ છે. હવે પછી ચતુર્વક્ત્ર નામના બ્રહ્મા થશે ત્યારે સોમનાથનું 'પ્રાણનાથ' એવું નામ થશે.[૧૧] એ પછી પાર્વતીનાં કલ્પે કલ્પે થયેલાં નામો અઢાર કલ્પ સુધીનાં ગણાવે છે એ વિગતની અહીં જરૂર નથી. પરંતુ અઢારમા કલ્પમાં દક્ષની પુત્રી સતી થયાં એમાં શિવ તત્ત્વનું મહત્ત્વ હોવાથી એ નામ નોંધપાત્ર છે. તે પછીના વરાહ-કલ્પમાં હિમાલયની પુત્રી તરીકે ફરી જન્મ પામ્યાં તે હૈમવતી-પાર્વતી ઉમા આ વર્ણનમાં પુરાણકાર લખે છે કે આ ઉમા તે ચંદ્રની કલા.[૧૨] આ વાક્ય આગળ જોઈશું તેમ બહુજ સૂચક છે. આ કથા એટલુ ખાસ સૂચવે છે કે 'સોમનાથ' નામ પડતાં પહેલાં શિવપૂજા અનેક નામે અને અનેક રીતે ચાલુ હતી, અને શક્તિપૂજા પણ અનેક નામે ચાલુ હતી.

### સોમનાથનો ચંદ્ર સાથેનો સંબંધ

હવે બ્રહ્મા અને સોમનાથની પેઠે ચંદ્રો પણ અનેક થયા છે એમ પુરાણ કહે છે[૧૩] અને એમાં હાલના આત્રેય નામના સાતમા ચંદ્રમા છે આ ચંદ્રને ૨૭ સ્રીઓ-૨૭ નક્ષત્રો—હતી અને તે દક્ષની પુત્રીઓ હતી. ચંદ્ર એકલી

૧૧. સ્ક પુ. પ્ર. ખં. પ્ર. માહાત્મ્ય, અધ્યાય ૬ અને અધ્યાય ૨૦માામાં (ગૂ-તરજૂમામાં) આ નામો આપેલાં છે. બન્ને જગાએ આપેલાં નામોમાં થોડો ફેર છે. અ. ૧૦ માં કાલાગ્નિરુદ્ર, અનામય, નામો છે, એને બદલે અ. ૬ માં અમૃતેશ્વરનું નામ અમૃતેશની સાથે જ આપે છે. આવા વિરોધો પણ પુરાણમાં મળે છે ખરા

૧૨. એ જ, અધ્યાય ૭ મો.

૧૩. એ જ, અધ્યાય ૭ મો.

રોહિણી ઉપર વધારે સ્નેહ રાખતો[14] એ ફરિયાદ બીજી સ્ત્રીઓએ પોતાના પિતા દક્ષને કરી અને દક્ષે ચંદ્રમાને શાપ દીધો કે "તને ક્ષયરોગ થશે." તે વખતથી ચંદ્રની કલા ક્ષય પામવા લાગી—ચંદ્રે પોતાના સસરાને શાપના નિવારણ માટે વિનંતિ કરી અને દક્ષે શિવને તપથી પ્રસન્ન કરવા પ્રભાસક્ષેત્ર આવવા કહ્યું તપથી શિવ પ્રસન્ન થયા અને ચંદ્રની વિનતિથી ચંદ્ર-સોમ-ના ઈશ્વર 'સોમેશ્વર' કે 'સોમનાથ' એ નામથી સ્વયંભૂ જ્યોતિર્લિંગ તરીકે પ્રસિદ્ધ થયા આવી કથા છે. વરદાનમાં શિવે ચંદ્રને કહ્યું કે એક પક્ષમાં ક્ષય ચાલુ રહેશે અને બીજા પક્ષમાં ક્ષય મટીને પૂર્ણચંદ્ર થશે આમ ચંદ્રની ખગોલની ગતિને પુરાણકારે કથામાં ગૂંથી છે, અને એ રીતે ક્ષયમાંથી વૃદ્ધિ પામતા ચંદ્રને અગ્નિ અને સૂર્યની સાથે મેળવવાનો પ્રયત્ન કર્યો છે. શૈવ યોગીઓએ ચંદ્રની આ ક્ષયવૃદ્ધિને પોતાની પ્રક્રિયામાં ગૂંથીને બ્રહ્માંડની પેઠે આત્મપિંડમાં પૂર્ણચંદ્રની અમૃતસિદ્ધિ મેળવી. એ મેળવવામાં મંત્ર, તંત્ર અને યોગ એ ત્રણેનો આશ્રય એમણે લીધો. એ 'સોમવિદ્યા' તે હવે જોઈએ.

---

14 ચંદ્ર ૨૭ સ્ત્રીઓમાં રોહિણી ઉપર સ્નેહ રાખતો એ કથામાં સોમનાથને લગતું નહિ, પરંતુ જ્યોતિષને લગતું કહેવાનો હેતુ સમજાય છે. ચંદ્ર ૨૭ નક્ષત્રો ઉપરથી ભ્રમણ કરે છે તે એની સ્ત્રીઓ એમાં રોહિણી હસ્ત અને શ્રવણ ચંદ્રનાં પોતાનાં નક્ષત્રો છે. એમાં રોહિણી વૃષભ રાશિમાં આવે છે તે ચંદ્રનું ઉચ્ચ ક્ષેત્ર હોવાથી એને પ્રિય છે, હસ્ત કન્યામાં આવે છે તેથી બુધનું-ચંદ્રના શત્રુનું ક્ષેત્ર હોવાથી પ્રિય નથી, શ્રવણ મકરમાં શનિના ક્ષેત્રમાં આવવાથી એ પણ શત્રુનું સ્થાન થયું..બીજાં નક્ષત્રો ચંદ્રનાં પોતાનાં નથી, એટલે મિત્ર સમ કે શત્રુઓનાં છે.

સૂર્ય—અગ્નિ અને સોમની બ્રહ્માંડની પેઠે પિંડમાં શૈવ યોગીઓ સ્થિતિ કરીને સિદ્ધિ મેળવે છે.

શૈવ યોગીઓ અગ્નિ સૂર્ય અને ચંદ્ર એ ત્રણુને બહુ મહત્ત્વ આપે છે. સૂર્ય બ્રહ્માંડનો—આકાશનો અગ્નિ છે અને અગ્નિ પાર્થિવ અગ્નિ છે; એ બન્ને શિવનાં સ્વરૂપ છે એમની સાથે સોમ–ચંદ્રનો યોગ થાય છે પુરાણુ શિવને મુખે કહેવડાવે છે કે અગ્નિ સોમ અને સૂર્ય એ ત્રણુ મારાં લોચન છે.[૧૫] આ વાક્યનું મહત્ત્વ સોમવિદ્યામાં સમાયેલું છે. હવે શાંભવ યોગીઓ સચરાચર જગતને સૂર્ય—(અગ્નિ) અને સોમ (ચંદ્ર) રૂપ માને છે. એ અગ્નિ–સૂર્ય તે શિવ, અને સોમ તે શક્તિ. આ અગ્નિ-શિવ તત્ત્વ મનુષ્યના પિંડમાં અને બ્રહ્માંડમાં પાંચ રૂપે સ્થિત છે. પિંડમાં શરીરના પાંચ ભાગ સાથે બ્રહ્માંડના પૃથ્વી, જલ, પાતાલ, આકાશાદિ ભાગ પાડી તેમાં પંચ અગ્નિનું સ્થાન કલ્પ્યું છે એમાં વાડવાગ્નિ અને કાલાગ્નિનાં સ્થાન છે.[૧૬] અને તેનાં પણુ શરીરમાં અને પૃથ્વી–પાતાલમાં સ્થાન નક્કી કરેલાં છે. એ વિગતમાં અહીં નહિ ઊતરીએ. આ આખી વિદ્યાની વિગત માટે તો કદાચ

---

૧૫ સ્કં. પુ પ્ર ખં. પ્ર માહાત્મ્ય, અધ્યાય ૯. કાલાગ્નિરુદ્રના લિંગનું વર્ણન કરતાં આ પ્રમાણે કહે છે. અને એ લિંગનાં આ ત્રણુ લોચન ઉપરાંત એની ડાબી બાજૂ વિષ્ણુ અને જમણી બાજૂ બ્રહ્મા રહેલા છે, અને એના જઠરમાં ચાર વેદો છે એમ લખે છે.

૧૬. વડવાગ્નિનું સ્થાન અસ્થિમાં અને કાલાગ્નિનું મૂલાધારમાં પિંડને વિશે કલ્પ્યું છે, જ્યારે બ્રહ્માંડમાં વડવાગ્નિનું સમુદ્રમાં અને કાલાગ્નિનું પાતાલમાં કલ્પ્યું છે. આ આખી કલ્પના ઘણુ જ સૂચક છે. પાંચ અગ્નિના સંતર્પણુ કરનારા પાંચ સોમરસો પણુ છે. એ બધી વિગત અહીં સ્થાને નથી તેથી આપી નથી.

એક બૃહત્ નિબંધ લખાય હવે શિવના સંહાર કરવાના સ્વભાવ પ્રમાણે આ અગ્નિ તત્ત્વ એકલું પિંડ અને બ્રહ્માંડમા દ્રવ્યોને બાળે છે, અને સોમ તત્ત્વ શાંતિમય હોવાથી એનુ સાંત્વન કરે છે એ સોમથી સાંત્વન ન થાય તો એકલો અગ્નિ બધાનો નાશ કરે છે પિંડમાં અગ્નિ તત્ત્વને સોમ તત્ત્વથી શાંત પાડવું એ સોમ–વિદ્યાનું એક કાર્ય છે એ ક્રિયામાં પંચ અગ્નિની પેઠે સાંત્વન કરનારા પંચ સોમ–રસ પણ ગણાવે છે. આથી એકલા અગ્નિથી થતી વિષમતા દૂર થઈ સોમ સૌમ્યભાવ પ્રકટાવે છે આગમ કહે છે કે કાલાગ્નિ-રુદ્રની ઉપાસનાથી ઇતરાના પુત્ર—ઐતરેય બ્રાહ્મણના કર્તા મહીદાસ ઐતરેયને નાની વયે જે અરિષ્ટ યોગ પ્રાપ્ત થયો હતો તે ટળ્યો અને એણે ૧૧૬ વર્ષનું દીર્ઘાયુષ પ્રાપ્ત કર્યું. માર્કંડેયને પણ શિવોપાસનાથી ચિરંજીવીપણું—દીર્ઘાયુષ પ્રાપ્ત થયું હતું એ પ્રસિદ્ધ કથા છે મહીદાસ ઐતરેયે આ રહસ્ય ઘોર અંગિરસ મુનિને સમજાવ્યું, અને એમણે દેવકી-પુત્ર શ્રીકૃષ્ણને સમજાવ્યું[૧૭] એથી એમને સ્વેચ્છાથી દેહ-ત્યાગ, અને દેહસ્થિતિ પ્રાપ્ત થયેલી આવી સિદ્ધિથી યોગીઓ સ્વેચ્છાથી દેહત્યાગ આદિ મેળવી શકે છે અને કર્મવિ-પાકના સામાન્ય નિયમને પોતાને વશ રાખી શકે છે[૧૮]

૧૭ દેવકીપુત્ર ભગવાન શ્રીકૃષ્ણ યોગવિદ્યા ઘોર અંગિરસ મુનિ પાસે શીખેલા એમ કહેવાય છે

૧૮. શ્રીકૃષ્ણ, ભીષ્મ વગેરેના સ્વેચ્છાથી દેહત્યાગના દાખલા જાણીતા છે યોગીઓને એવી સિદ્ધિ હોય છે એવા બીજા દાખલા પણ મળે છે. આ યોગીઓ મરણને ઇચ્છા પ્રમાણે લબાવી શકે છે, પરંતુ માર્કંડેયની પેઠે કેવલ અમરપદ પ્રાપ્ત નથી કરતા.

કર્મબંધનના પ્રવાહમાં સામાન્ય મનુષ્યો તણાય છે, યોગીઓ તણાતા નથી. શ્રુતિ-ઉપનિષદોમાં શિવ તત્ત્વનું સગર્ભ વર્ણન છે. પરંતુ પુરાણ, આગમો, મંત્ર અને તંત્રશાસ્ત્રોના ટેકા-થી જ એ રહસ્ય સમજાય છે. એ ટેકા વિના એ વર્ણન વંધ્યા સ્ત્રી જેવું શાસ્ત્રો કહે છે. શિવ અને શક્તિનાં તત્ત્વોથી બ્રહ્માંડ અને પિંડનાં જે વૃદ્ધિ અને લય થાય છે તેનો મર્મ પુરાણો-આગમો કથાઓ રૂપે સમજાવે ત્યારે જ શ્રુતિનો અર્થ બરોબર સમજાય છે મંત્ર-તંત્રશાસ્ત્રના સહાયથી શૈવ યોગીઓએ આ રહસ્યો સમજાવ્યાં છે, એટલું જ નહિ પણ પોતે એ તત્ત્વોનો અનુભવ કરીને સિદ્ધિ મેળવી છે, અમૃતત્વ મેળવ્યું છે.

હવે આ સોમવિદ્યાનો વધારે વિચાર કરીએ સોમનો અર્થ વેદોમાં 'સોમ નામની વનસ્પતિનો રસ' એવો થાય છે. કેટલાક 'સોમાખ્ય ચક્રમાંથી દ્રવતો રસ' એમ માને છે અને ખેચરીમુદ્રાથી એ રસનું પાન મનુષ્ય કરી શકે છે ને અમૃતત્વ મેળવે છે[૧૯] એમ પણ માને છે. પહેલો અર્થ વાદગ્રસ્ત છે અને અહીં અસંગત છે, બીજો અર્થ યોગનો એકલાનો સંબંધ ધરાવે છે, જ્યારે સોમવિદ્યા યોગ તંત્ર અને મંત્ર ત્રણેનો સંબંધ ધરાવે છે એટલે અહીં 'સોમ' શબ્દનો એ દૃષ્ટિએ વિચાર કરવાનો છે. આમ છતાં પણ 'સોમ'નો 'ચંદ્ર' અર્થ છે તેનો

---

૧૯. આ એક યોગની પ્રક્રિયા છે. એને લમ્બિકમુદ્રા પણ કહે છે. કેટલાક તો વેદમાં આવતું સોમરસનું પાન આ સોમાખ્ય ચક્રના શરીરની અંદરના રસને જ ગણે છે. પણ તે બરોબર નથી. વેદનો સોમરસ એ શુ તે હજું બરોબર સમજાયું નથી. એ કેવી વનસ્પતિનો રસ કે જે માટે પીનારા અંદર અંદર લડયા ?

અહીં ત્યાગ કરવાનો નથી, પણ ચંદ્રની ખગોલ ગતિનો મંત્ર અને તંત્રથી યોગની પ્રક્રિયા સાથે સંબંધ સાધવાનો છે.

### ઉમા સહિત શિવ તે સોમ

આ દૃષ્ટિએ સોમવિદ્યામાં સોમનો અર્થ જુદો કરવાનો છે. તાંત્રિકોએ એમની જુદી પરિભાષા કરી છે તેનો ઉલ્લેખ કર્યો એ પરિભાષામાં શૈવ તાંત્રિક યોગીઓ ઉમા સહિત શિવ તે સોમ એવો અર્થ કરે છે. અને અમા સહિત શિવ તે સાંબ એ પણ અર્થ કરે છે આ અર્થનો વિસ્તાર કરીને એનો સૂર્યચંદ્ર સાથેનો ખગોલનો, અને ભૂમિ ઉપર અગ્નિનો યોગ મેળવીને બ્રહ્માંડ અને પિંડ સાથે તેનો રહસ્યમય સંબંધ શૈવ યોગીઓ ઉપજાવે છે, એટલે આ ભૂલોક—પૃથ્વીને સૂર્યચંદ્રનું સંકેતસ્થાન માને છે શાંભવ યોગીઓ પૂર્વાવતારમાં સતીનું દહન અને બીજા અવતારમાં ઉમાનો જન્મ અને ફરી શિવ સાથે લગ્નસંબંધ ઇત્યાદિ કથાને સૂર્યચંદ્રના ખગોલમાં થતા યોગ સાથે આ પ્રમાણે મેળવે છે : સતીએ શિવના શરીરનો પોતામાં જ આત્મભાવ કરીને દક્ષયજ્ઞમાં દેહને બાળ્યો તાંત્રિકો અમા શબ્દમાં શિવ અને તેના સબંધના થતા આનંદને કલ્પીને અમા —અમાવાસ્યા—અટલે 'સતી' એમ કહે છે અને દહન કર્યાથી તે આદ્ય શક્તિ—કાલી કહેવાયાં. અમા તિથિએ ચંદ્રબિંબ પોતાને સૂર્યબિંબમાં નાખીને દહન કરે છે કૃષ્ણપક્ષની ચતુર્દશીએ બાલચંદ્ર સૂર્યોદય પહેલાં ઊગે છે અને અમાવાસ્યાને દિવસે એ સૂર્યમંડલમાં યોગ પામે છે. આ પ્રમાણે અમા તિથિએ ચંદ્ર પોતાનું બિંબ સૂર્યબિંબની પાછળ ઢાંકે છે. પોતાના શરીરને પર શરીરથી વાસે છે; તેથી એને અમાવાસ્યા કહે

છે આમ ચંદ્ર પોતાના મેલાં ભુવનને બાળે છે, તે પછીની અમાસની તિથિ દર્શ—એટલે દર્શનીય સુંદર એવા નામથી ઓળખાય છે. અગ્નિહોત્રી બ્રાહ્મણો એ તિથિના દર્શકાલમાં આ કારણથી ઇષ્ટિ કરે છે. પ્રત્યેક કૃષ્ણ ચતુર્દશીએ સતીની પેઠે ચંદ્રના મલિન સ્વશરીરનું દહન કરે છે. આ પછી શુક્લપક્ષની દ્વિતીયાને દિવસે ચંદ્ર પોતાના સૂર્ય સાથેના અભેદ સંબંધના બલે—એટલે કે પોતાની ષોડશી અમૃત કલાવડે ફરી ઉદ્ભવ પામે છે. આમ अमा (કાલી) સૂર્યોદય પહેલાં પૂર્વમાં અને ઉમા (ગૌરી) સૂર્યાસ્ત પછી પશ્ચિમમાં ઉદય પામે છે. શુક્લદ્વિતીયાને શવો ઉમાના જન્મની તિથિ ગણે છે ઉમા બાલચંદ્રની કલા છે એમ પુરાણો કહે છે તે હવે સમજાશે. અમા-ઉમા અને સદાશિવના अ, म, आ, અને उના બીજને નાદાન્ત કરીને તંત્ર અને મંત્રવિદ શૈવ યોગીઓએ ઉમા, કાલી, અને મહેશ્વરના યોગવાળો આનંદ સંબંધ કલ્પીને ૐકાર ( ओमकार )નું નવું સ્વતન્ત્ર બીજ ઉપજાવ્યું છે. અને હિંદુ ધર્મમાં આજે એ પ્રણવરૂપે સર્વથી મહાન મંત્રબીજ ગણાય છે[૨૦]

---

૨૦. ૐકારનુ તાંત્રિકો પ્રમાણેનું રહસ્ય બહુ ગહન વિષય છે. અમે ઘણાં લખાણને ભયે તેમજ અહીં એના સામાન્ય નિર્દેશ સિવાય બીજા વિસ્તારની જરૂર ન હોવાથી એ બધી વિગત છોડી દીધી છે त्रिधा बद्धो वृषभो रोरवीति વગેરે પ્રસિદ્ધ મંત્રને અહીં શિવતત્ત્વ સાથે મેળવે છે એ બહુ રસમય છે અને શિવના વૃષભ અને શક્તિના સિંહનું રહસ્ય પણ સાથે મળી રહે છે. પ્રણવે હિંદુ ધર્મશાસ્ત્રમાં કેટલું મહત્ત્વ મેળવ્યું છે તે ભગવદ્ગીતામાં પણ વિભૂતિયોગમાં કહ્યું છે.

## સોમવિદ્યા અને શૈવ યોગીઓ

સતીએ પોતાનો દેહ શિવાર્પણ કર્યો, પોતાનું મેલું ભુવન બાળી નવું ભુવન રચ્યું એટલે સૂર્ય અને ચંદ્રના બિંબની અમાસે થતી સ્વાભાવિક યોગકલા જ્યારે સોમવારનો સંબંધ કરે છે ત્યારે તે 'સોમવતી અમાસ' કહેવાય છે. શૈવોને માટે આ એક મહત્ત્વનું પર્વ છે શૈવ યોગીઓ કૃષ્ણ પક્ષની ચતુર્દશીએ પ્રદોષ-સમયે શિવપૂજન કરી, ઉમા સાથેનો શાક્ત સંબંધ કલ્પી સોમ ભાવથી ઉપાસના કરે છે. આમ પ્રતિ માસે સૂર્ય ચંદ્રના બિંબની વૃદ્ધિ અને ક્ષયની ક્રિયા થવા છતાં સોમવતી અમાવાસ્યાનો યોગ મહત્ત્વનો અને ઉત્તમ જણાય છે. સતી-ચંદ્ર-ની પેઠે પોતાના મલિન ભુવનને બાળીને શિવાર્પણ કરીને ઉમાની પેઠે શુક્લ પક્ષના ચંદ્રની પેઠે નવું ભુવન રચી અમૃતકલાથી—સોળમી કલાથી પૂર્ણિમાના પૂર્ણ ચંદ્રની પેઠે પૂર્ણ અમૃતત્વને પામવું એ શૈવ યોગીઓનું કર્તવ્ય છે. આવું અગસ્ત્ય-ચ્યવનાદિ મહર્ષિઓએ કરેલું. દરેક સમયમાં એવા શૈવ યોગીઓ થયા છે, અને આજે પણ ક્વચિત્ થાય છે.[૨૧] આવા યોગીઓ મસ્તકમાં બાલચંદ્રની કલાનું ચિહ્ન ધારણ કરે છે અને યોગિનીઓ અંબોડામાં બાલચંદ્રનો ચાક પહેરે છે યોગબલે કોઈ યોગીઓને બાલચંદ્ર સામુદ્રિક ચિહ્ન તરીકે શરીરમાં પણ પ્રકટ

---

૨૧ હિંદુસ્તાનમાં આવા યોગીઓ આજે પણ છે. કેટલાક તો બહાર આવતા નથી. આજના સમયમાં આવા ત્રણ યોગીઓનો માગ જાણવામાં આવ્યા છે.

થાય છે [22]એવા દાખલા મળેલા છે. આ પ્રક્રિયા સોમવિદ્યાનો પાયો છે.

હવે તાંત્રિક ઉપાસના સાથે સોમવિદ્યામાં માંત્રિક ઉપાસના પણ છે અને એની ચર્ચા અહીં કરવી ઉચિત નથી. અગસ્ત્ય–પત્ની લોપામુદ્રાએ એ મંત્રસિદ્ધિથી પોતાની મુદ્રા બદલેલી એમ આગમ કહે છે.[23] તંત્ર અને મંત્રની

---

૨૨. આપણા પ્રખર ધર્મતત્ત્વજ્ઞ શ્રી. નર્મદાશંકર મહેતાનું આ પ્રમાણે માનવું છે. વડોદરાના શ્રેયઃસાધક અધિકારી વર્ગના આદ્ય ગુરુ શ્રીમન્ નૃસિંહાચાર્યજીની જન્મતિથિ કાર્તિક કૃષ્ણ ચતુર્દશીએ આવે છે અને એમણે પણ આ સિદ્ધિ મેળવેલી. એમને ભાલચંદ્રનું સામુદ્રિક ચિહ્ન હતું એમ એમના ચરિત્રમાં લખેલું છે. પરંતુ પહેલાંના વખતમાં જ્યારે યોગીઓ અને યોગિનીઓ મસ્તકે ને અંબોડામાં એ ચિહ્ન પહેરતાં હશે ત્યારે તો આવા યોગી યોગિનીઓ સારી સંખ્યામાં હશે અને એમના અલગ સંપ્રદાય જેવું પણ હશે.

૨૩. અહીં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે શૈવ મતમાં યોગીઓની ઘણી સંસ્થાઓ પહેલાં હતી. એ બધી સંસ્થાઓ કાંઈ સંસારથી વિરક્ત રહી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી યોગ સાધવો એવું માનનારી નહોતી. એવી સંસ્થા થોડી જ હતી. કાપાલિકો જેવી ભયંકર સંસ્થા પણ હતી. પરંતુ ઘણી સંસ્થા તો ગૃહસ્થાશ્રમ સેવીને યોગસાધનામાં માનનારી હતી. સોમવિદ્યાની ઉપાસના પણ એવી જ છે. પાશુપતોની પણ કેટલીક એવી છે તે આગળ જોઈશું. આવા શૈવ યોગીઓ સપત્નીક સિદ્ધો હતા. આજે પણ એવા થયા છે. ભગવાન શિવે પોતે સપત્નીક યોગસાધના ઉપદેશી છે, અને એ રીતે હિંદુધર્મમાં પતિ પત્નીનો સર્વશ્રેષ્ઠ સંબંધ ઊર્ધ્વગામી સંબંધ સંબોધ્યો છે. पतिं ऊर्ध्वं नयति એવો પત્ની શબ્દનો અર્થ છે. શિવ ઉમામાં એ દેખાય છે. બન્નેએ ભિન્ન છતાં તાદાત્મ્ય સાધ્યું છે. શૈવ યોગીઓ એને અનુસર્યા છે.

સાથે આવા શાંભવ યોગીઓ બ્રહ્માંડની પેઠે પિંડમાં જે યોગસાધના કરે છે તે ટૂંકામાં જાણવી જરૂરની છે. અગ્નિ–સૂર્ય–અને ચંદ્રના સંબંધનો ઉલ્લેખ આગળ કર્યો. યોગી તાંત્રિકો બ્રહ્માંડનો અગ્નિ સૂર્ય છે તેમ પિંડનો અગ્નિ જઠરાગ્નિ છે એમ માને છે. અને તંત્રપરિભાષામાં 'તનૂનપાત્' કહે છે; એટલે શરીરમાં રહ્યા છતાં શરીરને ન પાડનારો— રક્ષણ કરનારો કહે છે સૂર્યને જ્વલત્ જ્યોતિ માને છે અને ચંદ્રને આર્દ્ર જ્યોતિ માને છે. પદાર્થ માત્રમાં આ બે જ્યોતિઓ ગૂંથાયેલાં છે. ભૂમંડલ સાથે સૂર્ય જ્વલત્ એટલે સળગતા જ્યોતિનો સંબંધ રાખે છે; અને ચંદ્ર મંડલ આર્દ્ર એટલે ભીના જ્યોતિનો સંબંધ રાખે છે. આ બન્ને જ્યોતિના સંબંધથી મિશ્ર જ્યોતિવાળો જઠરાગ્નિ–તનૂનપાત– જન્મે છે એમ તંત્રજ્ઞ યોગીઓ કહે છે. આ જ્યોતિઓ ભૂલોકની વનસ્પતિઓ અને પ્રાણીઓને પોષે છે. યોગીઓ આ જ્યોતિઓને શિવ અને શક્તિનું તત્ત્વ ગણે છે; અને એના યોગોથી "સરસ" "વિરસ" અને "સમરસ" નામનાં ત્રણ પરિણામો પિંડમાં ઊપજે છે જ્વલત્ અને આર્દ્ર જ્યોતિઓના વધારે કે ઓછા પ્રમાણના યોગથી "સરસ" અને "વિરસ" યોગો થાય છે. અને "વિરસ" સામાન્ય મનુષ્યો છે, જ્યારે "સરસ" યોગીઓ ઘણા હોય છે. પરંતુ જ્યોતિઓ સમાન થાય, શિવતત્ત્વ શક્તિરસ સાથે તન્મય થાય, ત્યારે પિંડમાં જ્યોતિર્લિંગ ઘડાય છે. એ તન્મયતાને "સમરસ" કહે છે. આવા સમરસ પ્રકટાવતા શૈવ- યોગીઓ દુર્લભ છે. એમાં તપ અને યોગની જરૂર પડે છે આર્દ્ર અને જ્વલત્ જ્યોતિની ઉપાસના માટે તાંત્રિકોએ મંત્ર પણ

યોજ્યો છે. આમ સોમવિદ્યાની તંત્ર-મંત્ર અને યોગથી સિદ્ધિ મેળવીને મનોન્મની નામની યોગમુદ્રા જગવે છે, અને બીજથી વધતા પૂર્ણિમાના ચંદ્રની પેઠે અમૃતકલા ખીલવી અખંડ બિંબના ચંદ્રની પેઠે, અખંડ પ્રસાદવાળું સદાશિવ તત્ત્વ પ્રકટાવે છે. સોમવિદ્યાનું આ પરમતત્ત્વ છે, પરમ રહસ્ય છે. એવા શાંભવ યોગીઓ પોતાના શિષ્યોમાં શક્તિપાત કરવા માટે પણ સમર્થ છે. આ બધી ચર્ચાનો સાર ટૂંકમાં કહીએ તો ચંદ્રમંડલનો સૂર્યમંડલમાં લય થાય છે તેમ મર્યાદાવાળા અહંજપાસિનો અમર્યાદ બ્રહ્મજ્યોતિમાં લય કરીને, દ્વિતીયાના ચંદ્રની પેઠે નવું ભુવન ઘડીને, પૂર્ણચંદ્રના અમૃતપણાને પામે છે, તેમ પરબ્રહ્મ જ્યોતિના અમૃતત્વને પામવાની વિદ્યા તે સોમવિદ્યા.

## સોમવિદ્યાનું વિશેષ સ્વરૂપ

આ વિદ્યા ઘણી ગહન છે. પૂર્ણિમા અને અમાવાસ્યાની વચ્ચે આવતી શુક્લ અને કૃષ્ણ પક્ષની-માધ્યંદિન અને નિશીથ-અર્ધચંદ્રની અષ્ટમીઓના યોગને પણ ચતુર્દશી અને દ્વિતીયાની પેઠે આ યોગસાધનામાં ગણે છે, અને શંકર પાર્વતી અર્ધનારીશ્વરની ભાવના એ યોગમાંથી ઉપજાવે છે. ૨૪ આ પાંચે તિથિઓના સૂર્ય-ચંદ્ર—શિવ-શક્તિ-નો ગતિ અને પરસ્પર સંબંધો સાથે ઓમ્ (ૐ) કારનું રહસ્ય યોજે છે. પૂર્ણચંદ્ર પછી લયક્રમ અને અમાચંદ્ર થયા પછી સૃષ્ટિક્રમની પુનરાવૃત્તિ પૃથ્વી ઉપર થયા કરે છે. સોમવિદ્યાના આ બધા ઊંડા રહસ્યની ચર્ચા સાથે અહીં

૨૪. શિવ-શક્તિની ઉપાસના માટે આ કારણથી કૃષ્ણ ચતુર્દશી, શુક્લદ્વિતીયા, અષ્ટમીઓ, પૂર્ણિમા, અમાવાસ્યા, ખાસ ગણાય છે. શક્તિ ને માટે કેટલાક બે ચતુર્દશીઓ અને બે અષ્ટમીઓ ગણે છે.

સંબંધ નથી, તેથી એની ચર્ચામાં અહીં નહિ ઊતરીએ. આટલું પણ લંબાણ કરવાનું પ્રયોજન એટલું જ કે શૈવ ધર્મના કેન્દ્ર-સ્થાન પ્રભાસ–સોમનાથમાં સોમવિદ્યાના આવા ગહન રહસ્યને જાણનારા મહામુનિઓ,પ્રાચીન કાળમાં હતા અને પાશુપત સંપ્રદાયના સમયમાં પણ આ યોગીઓ હતા; અને એથી જ પ્રભાસનું ભારત સમસ્તમાં આટલું મહત્ત્વ થયું હતું; અને સોમેશ્વર કે સોમનાથ નામ પાડવામાં અગ્નિ અને સૂર્યતીર્થોને સમાવી દેતા અને સોમ-ચંદ્રની ગતિ ઉપરથી જીવનનું સામ્ય ઉપજાવતા, ઉમા સહિત રહેલા ભગવાન સોમ મુખ્ય કારણ હોય એમ માનવામાં શો વાંધો ? શાંભવ યોગીઓ–શિવભક્તો ઉપર અનુગ્રહ કરીને આ અસાર સંસારને સસાર બનાવતા-ભગવાન સોમ પ્રભાસને પોતાના નામથી પ્રકાશ આપી પ્રસિદ્ધ કરે એ જ કેવલ સંભવિત છે[૨૫]

### સોમવિદ્યાના ઉપાસકો અને પ્રભાસ–સોમનાથ

હવે આવા તાંત્રિક સોમ નો અને તેના ઉપાસકોનો સૌરાષ્ટ્રના પ્રભાસક્ષેત્ર અને સોમનાથ સાથેનો સંબંધ જરા જોઈ જઈએ, [૨૬]અને એમાં ઉપરની ચર્ચાનું સિંહાવલોકન

---

૨૫. પુરાણાદિના સોમવિદ્યાના ઉલ્લેખો અહીં નોંધ્યા છે, આમ છતાં પણ સોમવિદ્યાનો સળંગ ખ્યાલ અને આપણા ધર્મતત્ત્વજ્ઞાનના પ્રખર વિદ્વાન, દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાએ એમના મિત્રને લખેલા પત્રમાંથી આવ્યો છે, ખંભાતનો ઇતિહાસ લખતી વખતે એઓશ્રીએ શૈવાગમોની તપાસ મદ્રાસમાં કરવા હું મદ્રાસ હતો ત્યારે લખેલું, પરંતુ એનો વધારે લાભ મળે તે પહેલાં એઓશ્રી પક્ષઘાતથી પથારીવશ થયા હતા.

૨૬. પુરાણોના ઉલ્લેખોને સોમવિદ્યા સાથે ઘટાવવાને સોમનાથ નામના કારણ માટેની જોખમદારી મારે માથે જ છે.

પણ સંક્ષેપમાં આવે ખરું. આગળ જોયું તેવું સૂર્ય, અગ્નિ અને શિવનું પ્રભાસ મહત્વનું તીર્થસ્થાન છે. સોમનાથ વડવાગ્નિ કે કાલાગ્નિ-ભૈરવરૂપે પડેલાં હતા અને કાલાગ્નિરુદ્ર-સ્વરૂપે પૂજાતા હતા એવા પ્રભાસખંડના ઉલ્લેખો જોયા; અગ્નિ-વડવામુખ-શિવનો પર્યાય શબ્દ છે એ પણ જોયું. પ્રભાસ ખંડમાં પુરાણકાર 'પંચ સકાર' ગણાવે છે તે બહુ સૂચક છે: सरस्वती समुद्रश्च सोमः सोमग्रहस्तथा। दर्शनं सोमनाथस्य सकाराः पंच दुर्लभाः ॥ આમાં સોમ, સોમગ્રહ અને સોમનાથ એ ત્રણ નામોનો ભિન્ન ઉલ્લેખ બહુ જ મહત્ત્વનો છે. ઉપર કરેલી સોમની ચર્ચાનો કદાચ એમાં નિર્દેશ હોય આમાં 'સોમગ્રહ'નો અર્થ કેટલાક 'ચંદ્રગ્રહણ' એવો કરે છે એ મને બરોબર લાગતું નથી. એનો સાદો 'સોમ' એટલે 'ચંદ્ર ગ્રહ' એવો અર્થ ઠીક જણાય છે[૨૭] અને પ્રથમ સોમ-ઉમાસહિત શિવ, અને સોમગ્રહ-ચંદ્ર એની જે ચર્ચા કરી તે ઉપરથી 'સોમનાથ' નામ પડયું છે એવું સ્પષ્ટ સૂચન મને તો આ શ્લોકમાં દેખાય છે. સરસ્વતી અને સમુદ્રનો યોગ અગ્નિ-શિવને લગતી કથાઓમાં છે, એટલે પંચ સકારમાં એમનું મહત્ત્વ ગણી શકાય સોમવતી અમાવાસ્યાનું મહત્ત્વ

---

૨૭. પ્રભાસ ખંડના ગૂજરાતી તરજૂમામાં ચંદ્રગ્રહણ એવો અર્થ કરેલો છે તે મને ઠીક લાગતો નથી. શ્રી. ઉમાશંકરને "પુરાણોમાં ગુજરાત" માં આ શબ્દ સોમગ્રહ' ને બદલે 'સોમગૃહ' મળ્યો છે તે કદાચ કલમની કે છાપનારની ભૂલ હશે. (જુઓ એ ગ્રંથમાં પૃ ૧૩૩). એમની પાસે સંસ્કૃત પુરાણની કોઈ બીજી નકલ હોય તો જુદી વાત.

ઉપર જોયું આપણા સમાજમાં એનું મહત્ત્વ આજે પણ છે અને સૌભાગ્યવતી સ્ત્રીઓમાં તો ખાસ મહત્ત્વ છે એ પ્રસિદ્ધ વાત છે પ્રભાસમા સોમવતી અમાવાસ્યાને દિવસે વ્રત અને સ્નાનથી અને સોમનાથના દર્શનથી એક કરોડ યજ્ઞોનું પુણ્ય મળે છે એમ પુરાણકાર લખે છે. એ વાક્ય આ પ્રમાણે છે :

अमा सोमेन संयुक्ता कदाचिद्यदि लभ्यते।
तस्यां सोमेश्वरं दृष्ट्वा कोटियज्ञफलं लभेत् ॥[२८]

શિવ પોતે સોમનાથનું વર્ણન ઉમાને કહેતાં વદે છે કે "સોમનાથના લિંગની ઈશાને તમારી ઉમા નામે મૂર્તિ છે." આ વર્ણનમાં ઉમાને કલા (ચંદ્રની) કહે છે તે સૂચક છે અને તે મૂળમાં જોઈએ.

પુરાણમાંથી મળતું સોમનાથનું સમર્થન

लिंगस्येशानभागे तु संस्थिता सुरसुंदरि।
मायया कथिता तुभ्यं उमा नाम कला शुभा॥
सा सती प्रोच्यते देवि दक्षस्य दुहिता पुरा।
दक्षकोपाच्छरीरं तु संत्यज्य परमा कला।
हिमवंतगृहे जाता उमा नाम्ना तु विश्रुता।
तेन देवि त्वया सार्धं तत्रस्था वरदाः स्मृताः।
नव कोट्यस्तु चामुंडास्तस्मिन्क्षेत्रे स्थिताः स्वयम्॥

અધ્યાય–૪, ૧૧૫–૧૧૮

---

૨૮. ૨૯. પુ પ્ર. ખં. પ્ર. માહાત્મ્ય અધ્યાય ૪, અધ્યાય ૫ માં ફરીથી એ દિવસે દાનનો વિધિ લખ્યો છે. અધ્યાય ૨૫ માં અગ્નિતીર્થમાં વડવાનલનું મુખ રહેલું છે તે સોમનાથથી ૪૦૦ ધનુષ દક્ષિણે રહેલું છે. ત્યાં ગ્રહણ અને અમાવાસ્યાએ સ્નાનનું સહસ્ર અશ્વમેધનું પુણ્ય લખેલું છે.

આથી પણ વધારે મહત્ત્વનો ઉલ્લેખ પાર્વતી શિવને ચંદ્રકલા મસ્તકે ધારવાનું કારણ પૂછે છે તેના ઉત્તરમાં ઉપર જે ચર્ચા કરી તેને અનુમોદન આપતો સૃષ્ટિનો વૃદ્ધિ અને લયનો ક્રમ સમજાવે છે એ વાત છે. એમાં શિવ ઉમાને અમાવાસ્યાથી પૂર્ણિમા સુધીની સોળ કલાઓ સમજાવે છે. અમાવાસ્યાને મહાકલા અને પરમમાયારૂપ સકલ જગતની દેહધારિણી કહે છે. વળી શિવ કહે છે કે "અમાવાસ્યા પરમ સૂક્ષ્મ શક્તિ છે તે જગદંબા તમારું સ્વરૂપ છે." તે પછી અમાસથી પૂર્ણિમાની સોળ કલાઓનો સંબંધ પ્રલય અને ઉત્પત્તિના સોળ કાલક્રમ સાથે છે તે વિસ્તારથી સમજાવે છે. પછી ચંદ્ર સૂર્યના વિભાગ અને કલાનો ક્રમ સમજાવીને તે પછી સૃષ્ટિ અને સંહારનો કાલક્રમ સમજાવે છે. આ કાલક્રમનું અતિસૂક્ષ્મ સ્વરૂપ તે कला. કલા એ ઉમાનું નામ છે તે પુરાણકારે આગળ કહેલું છે તે ધ્યાનમાં લેવાનું છે. હવે શિવ કહે છે કે "હે દેવી! આ સૂક્ષ્મ–કાલાતીત નિર્વિકાર માયા તે કલા અને તેને મેં મારા મસ્તકે ધારણ કરી છે. એ કલારૂપ માયા આખાં જગતને મોહ પમાડીને સંસારને ભ્રમણ કરાવે છે હે દેવી! એવી રીતે જગતની ઉત્પત્તિ અને સ્થિતિ થાય છે, અને જેમાં જગત ઉત્પન્ન થાય છે તેમાં જ પાછું લય થાય છે, તે માયામયી તમારી જે સોમરૂપી શક્તિ છે, તે જગતને પ્રકાશ આપે છે."[૨૯]

---

૨૯. સ્કં પુ પ્ર. ખં. પ્ર. મ, અધ્યાય ૧૯ (વ્યંકટેશ પ્રેસ)

अमा षोडशभेदेन देवि प्रोक्ता महाकला ।
संस्थिता परमा माया देहिनां देहधारिणी ॥

આ વચનોમાં પુરાણકારે સોમવિદ્યાનું સૂચન કર્યું છે એમ સમજાય છે. ઉપર કહ્યું તેવા શૈવ યોગીઓ માટે પણ

---

अमादिपौर्णमास्यंता या एव शशिनः कलाः ।
तिथयस्ताः समाख्याताः षोडशैव प्रकीर्तिताः ॥
अमा सूक्ष्मा परा शक्तिः सा त्वं देवि प्रकीर्तिता ।
प्रलयोत्पत्तियोगेन स्थिता कालप्रमोदिता ॥
षोडशैव स्वरा ये तु आद्याः सृष्टयतकाः प्रिये ।
कालस्यावयवास्ते च विज्ञेयाः कालवेदिभिः ॥
एवं क्रमेण देवेशि समुत्पन्नमिदं जगत् ।
शशिसूर्यविभागेन चित्ररूपमनंतकम् ॥
कला देवि यदाद्यंतमनादिमव्ययम् ।
तदन्वितशशी तस्यामधोमुख्यव्यवस्थितः ॥
एवं क्रमोदयं ज्ञेयं चंद्रार्काभ्यां व्यवस्थितम् ।
सृष्टिक्रमं मया प्रोक्तं संहारमधुना शृणु ॥

આ પછી સંહારક્રમ ગણાવીને સૂક્ષ્મ કલા માટે આ પ્રમાણે કહે છે:

तदतीतं प्रशांतं च निर्विकारमलक्षणम् ।
तस्य चेयं परा माया कला शिरसि धारिता ॥
सा शक्तिर्देवदेवस्य विश्वाकारा परा प्रिये ।
मोहयित्वा तु संतानं संसारयति पार्वति ॥
एवमेतद् जगद्देवि उत्पत्तिस्थितिलक्षणम् ।
यत्रैवोत्पद्यते कृत्स्नं पुनस्तत्रैव लीयते ॥
सेयं मायामयी शक्तिः शुद्धाशुद्धस्वरूपिणी ।
सोमरूपा स्थिता सा तु तव देवि प्रकाशयेत् ॥ ૧-૫,
૧૭-૧૯, અને ૨૨-૨૫.

અહીં છેલ્લી લીટીમાં 'સોમ'ને બદલે 'ચંદ્ર' એવું પાઠાંતર પણ છે. ગૂજરાતી તરજૂમાની નકલમાં 'સોમ' પાઠ છે.

પુરાણકાર કહે છે:

ये केचिद्योगिनः संति शतकोटिप्रविस्तराः।
तेषां क्षेत्र प्रभासे तु रतिर्नान्यत्र कुत्रचित्॥[30]

વેદમાં સરસ્વતી અને સોમેશ્વરનો ઉલ્લેખ

વેદમાં શિવ અને રુદ્રપૂજાના ઉલ્લેખો છે, સોમનાથનો સ્પષ્ટ ઉલ્લેખ નથી એમ મનાતું આવ્યું છે; પરંતુ ઋગ્વેદના નવમા મંડલમાં ખિલ સૂક્તોમાં એક મંત્રમાં સરસ્વતી સાથે સોમેશ્વરનો ઉલ્લેખ છે તે આ પ્રમાણે છે:

यत्र गंगा च यमुना यत्र प्राची सरस्वती।
यत्र सोमेश्वरो देवस्तत्र माममृतं कृधीन्द्रो येन्दो परि स्रव॥
ઋગ્વેદ, ૯. ૧૧૩-૫.

અહીં પ્રાચી સરસ્વતીને ગંગા યમુનાની સાથે મૂકી જાણે અલ્હાબાદ પાસેના સંગમનો દેખાવ કર્યો છે પ્રાચીન સરસ્વતી પ્રભાસમાં છે એના પુરાણના ઉલ્લેખ જોયા આજની પ્રભાસની પ્રાચી સરસ્વતીનો કરેલો પ્રવાહ તો જાણે બનાવટી હોય એમ દેખાય છે, છતાં પૌરાણિક ઉલ્લેખ વલભીના સમયનો તો હોવો જોઈએ આ મંત્રની બીજી લીટીમાં ત્યાં જ સોમેશ્વરનો ઉલ્લેખ છે તે તો સરસ્વતી અને સોમેશ્વર બંનેને પ્રભાસમાં લાવીને મૂકે છે કોઈ આ શબ્દથી 'સોમના ઈશ્વર' એટલે 'વેદના સોમરસના અધિષ્ઠાતા દેવ' એવો અર્થ કરવા પ્રેરાય છે. પરંતુ આમાં ભૌગોલિક સ્થળો જોતાં એ અર્થ ઠીક લાગતો નથી. ગમે તેમ પણ આ મંત્ર સોમેશ્વર-સરસ્વતીનો સંબંધ બતાવતો છતાં ગંગા યમુનાને લીધે સરસ્વતીની

---

૩૦. એ જ, અધ્યાય ૪, શ્લો. ૧૧૪.

પરંપરા લુપ્ત થયા પછી ઉમેરાયેલ દેખાય છે. ખિલ સૂક્તો વેદમાં પાછળથી ઉમેરાયેલાં છે. અને એનો સમય બહુ તો ઈ. સ ની શરૂઆતનો હોય એમ વિદ્વાનો માને છે. બીજા મંત્રો જેટલા એ મંત્રો જૂના નથી, એટલે ભારશિવ રાજાઓના સમયમાં કોઈ ઋષિએ વેદમાં દાખલ કર્યા હોય. સોમવિદ્યાની જે વિસ્તૃત ચર્ચા અહીં કરી છે તે સાથે વિચારતાં, આ મંત્રમાં સોમેશ્વર અને સરસ્વતીનો સહયોગ અને **माम् अमृतं कृधि** એ શબ્દોથી સોમવિદ્યાના સિદ્ધ શાંભવ યોગીઓમાંથી કોઈએ આ વેદમંત્ર યોજ્યો હોય એમ જણાય છે. ગમે તે હોય પરંતુ ખિલ સૂક્તો દાખલ થયાનો સમય જોતાં સોમેશ્વર–સરસ્વતીના આ ઉલ્લેખથી ઈ. સ ની શરૂઆત અને મહાભારતના ત્રીજા થરના લખાણથી કદાચ પહેલાં સોમનાથ–સોમેશ્વરનો ઉલ્લેખ મળે છે એટલું તો સ્પષ્ટ થાય છે.

## સોમનાથમાં સોમવિદ્યાના સબંધની બીજી ચર્ચા

હવે શિવનાં બાર જ્યોતિર્લિંગ પ્રસિદ્ધ છે તેમાં પ્રથમ સોમનાથ ગણાય છે એમાં સોમનાથનું વિશેષણ **ज्योतिर्मयं चन्द्रकलावतंसम्** કહે છે. આ શબ્દો સામાન્ય નથી જ્યોતિ અને ચંદ્રકલા એ શબ્દોનું મહત્ત્વ ઉપરની ચર્ચાથી સમજાશે. શિવનાં અન્ય જ્યોતિર્લિંગોને આ પ્રકારનું વિશેષણ નથી લગાડાતું ચંદ્રકલાવાળા તો એક ભગવાન સોમનાથ જ. સોમવિદ્યાના ઉપાસકો–શૈવ યોગીઓ–પોતાના મસ્તકે ચંદ્રકલાનું ચિહ્ન ધારણ કરે છે તે 'ચંદ્રકલાવતંસ' સોમનાથ સાથે બંધ બેસે છે, અને એવા યોગીઓએ કાલાગ્નિ ભૈરવરુદ્રને 'સોમનાથ' નામ આપ્યું હોય એમ સૂચવે છે. સોમનાથની ભાવ-

બૃહસ્પતિની પ્રશસ્તિમાં નવું મંદિર સોમવ્યવસ્થાથી બાંધ્યું અને ત્યાં ૫૫૫ સંતોની પૂજા કરી તે નોંધવા જેવું છે. અહીં એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે તાંત્રિકોની પરિભાષામાં ચંદ્રના તેજને માટે જ प्रभासां એવો શબ્દ વપરાય છે અને ઉપર આર્દ્રની જ્યોતિનો ઉલ્લેખ કર્યો તેવો आर्द्रां શબ્દ પણ प्रभासांની સાથે લગાડે છે પ્રભાસ નામ પડવામાં કેટલાંક કારણોના શ્લોક આગળ જોયા તેમાં તાંત્રિકોનો આ પ્રયોગ પણ ઉમેરવા જેવો છે; અને સોમના તાંત્રિક યોગથી પ્રભાસનું નામ કેમ ન પડ્યું હોય એ વિચારવા જેવું છે [31] પુરાણમાં ચંદ્રના ક્ષય રોગની શિવના–સોમનાથના અનુગ્રહથી મુક્તિ થયાનું જ સામાન્ય કારણ બતાવ્યું છે, તેમાં 'અમૃતસંજીવની સોળમી કલાથી ચંદ્રનો ક્ષય એટલે નાશ મટ્યો એમ અર્થ ઘટાવી શકાય. આ સંબંધમાં એક વાત કહેવી જોઈએ. અલબીરૂનીએ (ઈ. સ ૧૦૩૦) પોતાના ગ્રંથમાં આપણાં પુરાણોની બે યાદીઓ આપેલી છે, એમાંનાં કેટલાંક પુરાણોનો આજે પત્તો લાગતો નથી એમાં सोमपुराणનું નામ આવે છે. [32] એવું પુરાણ આજે જાણવામાં આવ્યું નથી. એમાં કદાચ આ બાબતના સ્પષ્ટ ઉલ્લેખો મળી આવે. તે સાથે દક્ષિણમાં રહેલાં શૈવ

૩૧. જુઓ श्रीसूक्त: " ...आर्द्रां ज्वलंतीं ..चंद्रां प्रभासां यशसा ज्वलंतीं..." ॥ ૪–૫ શ્રી સૂક્તમાં प्रादुर्भूतो सुराष्ट्रेऽस्मिन् એવો પાઠ કોઈ કરે છે પણ તાન્ત્રિકોને પૂછતાં એ એ પાઠ ખરો નથી લાગતો. प्रादुर्भूतोऽसि राष्ट्रेऽस्मिन् એવો પાઠ ખરો ગણાય છે. જો सुराष्ट्रનો પાઠ ખરો હોય તો સૌરાષ્ટ્રના ઇતિહાસમાં શ્રીસૂક્ત બહુ મહત્ત્વનું ગણાય.

૩૨. જુઓ સચાઉનો અલ્બીરૂની.

આગમોનો અભ્યાસ પણ કદાચ આ વિષય ઉપર વધારે પ્રકાશ પાડે આ બધાંનો સાથે વિચાર કરતાં સોમવિદ્યાના યોગીઓના પ્રાબલ્યને લીધે 'સોમેશ્વર' કે 'સોમનાથ' નામ પડયું હોય એ સયુક્તિક લાગે છે એમાં "નાથ" શબ્દ ગોરખનાથના નાથસંપ્રદાયના શૈવ યોગીઓના કોઈ સંબંધને લીધે 'સોમનાથ' કહેવાતા હશે એમ કોઈ માને છે. પરંતુ નાથસંપ્રદાય બારમી સદીનો મનાય છે,[૩૩] અને 'સોમનાથ' નામ અગિયારમી સદી પહેલાથી મળે છે; એટલે અહીં ઈશ્વર–સ્વામી–નાથ બધા પર્યાયો હોય એમ જ લાગે છે. શૈવ યોગીઓના પણ અનેક પંથો છે. આ બધા પ્રભાસ સોમનાથમાં રહેતા હશે. સોમનાથને પોતાનું નામ આપનાર સોમવિદ્યાના યોગીઓ એમાં કદાચ મુખ્ય હોય. એ યોગીઓ પાશુપત યોગીઓથી ભિન્ન હતા કે એમનો એક ભાગ હતા એ કહેવું મુશ્કેલ છે.

આજના વિજ્ઞાનના જમાનામાં આવી તંત્ર મંત્ર અને યોગની વાતો કરવી એ કદાચ કોઈને હસવા જેવું લાગશે. આ બધું આપણા ધાર્મિક સમાજમાં એક વખતે ખૂબ હતું અને આજે પણ પ્રમાણમાં છે એ ભૂલવા જેવું નથી. આવા યોગીઓ પણ કોઈ કોઈ આજે મળે છે. પાશ્ચાત્ય વિજ્ઞાન એ સ્થૂલ પદાર્થોનું વિજ્ઞાન છે. એને પદાર્થવિજ્ઞાન જ કહેવું જોઈએ. ભગવદ્ગીતામાં કહેલું જ્ઞાન સાથેનું વિજ્ઞાન એ તો આ બધાનું વ્યાપક મહા વિજ્ઞાન. કોઈ વખત એવો

---

૩૩. શ્રી. દુર્ગાશંકરે શૈવ ધર્મના ઈતિહાસમાં નાથ સંપ્રદાય માટે લખ્યું છે તે ખરું છે.

પણ આવે કે યોગ અને વિજ્ઞાનનો મેળ સિદ્ધ થાય[૩૪] આમ છતાં પણ આ તો એવા જમાનાના ઇતિહાસની ચર્ચા છે કે જે સમયે આ બધું સમાજમાં મનાતું હતું એટલે આ ચર્ચાને વિજ્ઞાનવાદીઓ નવરા મનના નખોરિયાં માનવાને બદલે એ જમાનાના ઇતિહાસની ચર્ચા તરીકે માને તોપણ યોગ્ય ગણાય

---

૩૪. જ્ઞાનાનંદ નામના આંધ્ર દેશના એક વિદ્વાન એમ એ ની પદવીવાળા સન્યાસી–યોગીએ, આ બાબત ભાષણમાં કહેલી અને એ વાતના વિશેષ અનુમોદન માટે પોતે જર્મની ગયેલા અને અભ્યાસ કરેલો. પાશ્ચાત્ય વિજ્ઞાન અને આપણું યોગશાસ્ત્ર કોઈ દિવસે એકતાને પામશે એવી આશા એમણે વ્યક્ત કરેલી

## [૫] સોમનાથ અને મહમૂદ ગઝનવીની ચઢાઇ

### સોમનાથનું મંદિર પહેલું કોણે બાંધ્યું ?

પ્રભાસમાં સોમનાથનું શૈવ તીર્થ ઘણું પ્રાચીન છે એ આગલાં પ્રકરણોની ચર્ચાથી જોયું પરંતુ આવા આખા દેશમાં પ્રસિદ્ધ મંદિરનો બાંધનાર કોણ એ હજી જણાયું નથી અલ્બીરૂનીએ ૧૦૩૦માં હિંદ ઉપર એક મોટો ગ્રંથ લખ્યો છે. એ વિદ્વાન હતો અને મહમૂદનો સમકાલીન હતો હિંદુ લોકોનાં શાસ્ત્રોનો એણે અભ્યાસ કરેલો હતો અને બીજા મુસલમાન લેખકો કરતાં એની દૃષ્ટિ કેવળ જુદી જાતની હતી અને એક સમતોલ મગજના લેખકને શોભે તેવી હતી હિંદુ લેખકોમાં તો દેવનું પવિત્ર મંદિર કે તીર્થ હમેશાં અનાદિ કાળથી હોય અને ચાર યુગનું પ્રાચીન હોય એમ મનાતું હોય, એટલે એને કાળથી બાધિત કરવાની હિંદુઓને ટેવ જ નહોતી તેમાં પણ પ્રભાસ અને સોમનાથ તો આખા દેશભરમાં એવું મોટું અને ભારે કીર્તિવાળું સમૃદ્ધ તીર્થ ગણાતું કે એને તો કાલમાન અડી શક્યું જ નહિ; અને ચાર યુગોથી પણ આગળ જઈ કલ્પો સુધી એની પ્રાચીનતા પુરાણોએ ગાઈ. અલ્બીરૂની એક, એવો પહેલો પણ પરદેશી અને પરધર્મી લેખક છે કે જેણે એટલો ઉલ્લેખ કર્યો છે કે સોમનાથનું મંદિર આશરે એકસો વર્ષ

પહેલાં બંધાયું હતું. આ ઉપરથી વિદ્વાનો એક અનુમાન કરે છે કે મહમૂદે તોડેલું મંદિર વલભીના રાજવંશના સમયમાં બંધાયું હોવું જોઈએ[1]

**વલભીના સમય પહેલાં ક્ષત્રપોના સમયમાં બંધાયાની શક્યતા.**

અહીં એક વાત વિચારવા જેવી છે કે સોમનાથનું મંદિર મહમૂદના સમયમાં એટલે (૧૦૨૪) અગિયારમી-સદીના પ્રથમ પાદની પહેલાંના સમયમાં ભરતખંડમાં પ્રસિદ્ધિની ટોચે પહોંચ્યું હતું. દેશભરમાં એની એવી કીર્તિ હતી, અને એની સમૃદ્ધિ પણ એવી ભારે હતી કે મહમૂદને સ્વાભાવિક રીતે એ કીર્તિ અને સમૃદ્ધિ બન્નેનું ખંડન કરવાનું મન થયું.[2] આટલી ભારે કીર્તિ કાંઈ થોડાં વર્ષોમાં થાય નહિ. મહમૂદની ચઢાઈ પહેલાં સોરઠના ગ્રહરિપુએ સોમનાથના યાત્રાળુઓને લૂંટ્યા હતા તેની શિક્ષા પાટણના તે સમયના સોલંકી રાજા મૂળરાજે કરી હતી અને સોમનાથની પોતે યાત્રા કરી હતી. મૂળરાજે એ સમયે સોમનાથનાં મંદિરો ગુજરાતમાં અન્ય સ્થળોએ બંધાવ્યાં હતાં.[3] આ ઉપરથી

---

૧. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનું માનવું એવું છે કે એ મંદિર વલભીના મૈત્રકોના સમયમાં બંધાયું હશે. જુઓ ગુજરાતનાં તીર્થસ્થાનો તથા અલ્બીરૂનીના ઉલ્લેખ માટે જુઓ સચાઉનો અલ્બીરૂની. અલ્બીરૂનીએ આ વાત સાંભળેલી લખેલી છે.

૨. લગભગ બધા મુસલમાન તવારીખકારોનું એવું માનવું છે.

૩. આર્કિયોલોજિકલ સર્વેમાં સોમનાથ ઉપરના ગ્રંથમાં ડૉ. કઝીન્સની ઐતિહાસિક સમાલોચના પૃ. ૧૮. જુઓ શ્રી. રસિકલાલ પરીખનાં કાવ્યાનુશાસનના ગ્રંથમાં આપેલો ગુજરાતનો ઇતિહાસ

જણાય છે કે બીજે સ્થળે સોમનાથના નામનાં મંદિરો બાંધવા ભક્તો પ્રેરાય એવી મોટી ખ્યાતિ મૂળ મહામંદિરની હતી. એટલે અલબીરૂની કહે છે તેમ એકસો વર્ષ પહેલાં જ સોમનાથનું મંદિર બંધાયું હોય, તે કદાચ તેની મરામત હોય કે તે પહેલાંનું પણ જૂનું થઈ જવાથી વલભીના મૈત્રકોના અંતમાં ફરી બંધાયું હોય એમ બને. આ બાબતમાં ડૉ. કઝીન્સનો મત ખરો જણાય છે કે સોમનાથનું મંદિર વલભીના મૈત્રકોની પહેલાંના સમયમાં બંધાયું હશે,[૪] અને મૈત્રકોના લાંબા રાજ્યકાળમાં (૪૦૦-૭૬૭) એની દેશભરમાં કીર્તિ

(અંગ્રેજી) પૃ. CXXIV–CXXVI. શ્રી. રસિકલાલભાઈએ હેમચંદ્રાચાર્યના દ્વયાશ્રયના આધારે આ પ્રસંગ આધારો આપીને ચર્ચ્યો છે. ગ્રહરિપુ વંથળી-વામનસ્થલીનો આભીર: રાજા હતો અને સોમનાથના યાત્રાળુઓને લૂંટતો, એટલું જ નહિ પણ પવિત્ર સ્થળો ભ્રષ્ટ કરતો અને પવિત્ર પશુઓને મારતો. ક્ષત્રિયને લાયક એ નહોતો અને રાક્ષસ જેવો ગણાતો હતો. જંબુમાલી નદી પાસે યુદ્ધ થયું એમાં ગ્રહરિપુ કેદ પકડાયો. આ જંબુમાલી નદી લીંબડી પાસે આવેલા ભોગાવો નદીના કાંઠાના જાંબુ નામે ગામ પાસે હતી એટલે ભોગાવો એ જ જાબુમાલી એમ કહે છે. દુર્ગાશંકર શાસ્ત્રીજી આ આખી વાતને દ્વયાશ્રયની કાવ્યમય કલ્પના માને છે અને મૂળરાજને ચારે તરફ શત્રુઓ હતા એટલે એ વંથળી જેટલે લડવા જાય નહિ. 'પણ જો લડાઈ જબુમાલી નદી આગળ થઈ હોય અને એ નદી ભોગાવો હોય તો વંથળી જેટલે ગયા વિના લડાઈ થઈ હોય એમ બની શકે. પરંતુ આભીરો શૈવ હોય તો પવિત્ર જગાઓ ભ્રષ્ટ ન કરે. પરંતુ બહારવટિયાઓની પેઠે કદાચ મૂળરાજની પ્રજાને લૂંટે એમ સંભવે.

૪. એ જ, પૃ. એ જ.

જામી હશે.[૫] આવી મહાન કીર્તિ જામવા માટે એટલાં વર્ષ જાય એ દૃષ્ટિએ આ માન્યતા ખરી જણાય છે એટલે આગલાં પ્રકરણોમાં જોયું તેમ ક્ષત્રપોના સમયમાં ભૈરવ કે એવા કોઈ નામે મંદિર બંધાયું હશે અને એનું 'સોમનાથ' નામ તે સમયે જ કે મૈત્રકોના સમયમાં પ્રસિદ્ધ થયું હશે. એ સમયનું મંદિર કેવું હશે એનો વિચાર આગળ કરીશું. અહીં માત્ર એટલું જ ધ્યાનમાં લેવાની જરૂર છે કે પ્રભાસ પાટણની ગૂજરાતના ધાર્મિક પાટનગર તરીકેની ખરી પ્રસિદ્ધિ સોલંકી સમયમાં થઈ, અને સોમનાથની પણ પ્રસિદ્ધિ હતી તેનાથી પણ એ સમયમાં જ વધી, એ પહેલાં મહમૂદની ચઢાઈ થઈ હતી.

## સોમનાથ પાટણની સમૃદ્ધિ તીર્થ તેમજ બંદરના વેપારથી હતી.

મહમૂદે સોમનાથ ઉપર ચઢાઈ કરી અને મંદિરનો ધ્વંસ કરીને પાછો ગયો એ વિગતવાર આગળ જોઈશું. પરંતુ એ સમયે ગૂજરાતમાં સુવર્ણયુગ કહેવાતો સોલંકીઓનો સમય શરૂ જ થયો હતો. હજી સૌરાષ્ટ્રનો મધ્ય, પશ્ચિમ અને ઉત્તરનો ભાગ અને લાટનો ભાગ એમની સત્તામાં બરોબર દૃઢ રીતે આવ્યા નહોતા, છતાં પણ સૌરાષ્ટ્રનો દક્ષિણ કિનારો અને પ્રભાસ ક્ષેત્ર તો એમના હાથમાં જ હતું. સોરઠ જવાનો વઢવાણનો રસ્તો ચાલુ છતાં એ સમયે બહુ વપરાતો નહોતો. અને પાટણથી આશાવલ અને ધોળકા થઈ, પેટલાદથી બાહુલોદ-સોબાદ થઈ, પાલીતાણા થઈ દેલવાડા–ઊના થઈ સોમનાથનો વધારે અવરજવરવાળો રસ્તો

૫. એ જ, પૃ. એ જ.

હતો. સોરઠનો આ દક્ષિણ કિનારો ખૂબ ફળદ્રુપ અને સમૃદ્ધ હતો તે વખતની દુનિયા સાથેના વેપારનું ત્યાં કેન્દ્ર હતું. અને સોમનાથ પાટણ જેવું દેશમાં તીર્થ તરીકે પ્રસિદ્ધ તેવું પરદેશમાં સમૃદ્ધ બંદર અને વેપારી સ્થળ તરીકે પ્રસિદ્ધ હતું. દેશપરદેશનાં વહાણોનું અવરજવરનું મોટું બંદર હતું. ધર્મસ્થાન તરીકે દેવપત્તન જેમ મંદિરોનું નગર હતું તેમ તેની બાજૂમાં રહેલું બંદર વેપારીઓનું નગર હતું. એનું વિગતવાર વર્ણન આગળ કરીશું. અહીં એટલું નોંધવાની જરૂર છે કે સોમનાથની સમૃદ્ધિ જેટલી ધર્મસ્થાન તરીકે હતી તેટલી જ વેપારથી પણ હતી રાજા મહારાજાઓ સોમનાથમાં આવીને રહેતા, અને એમને નમીને અહોભાગ્ય માનતા. કન્યાકુમારી, કાશ્મીર, અને આસામ જેટલેથી યાત્રાળુઓ આવતા, તેવી રીતે અરબસ્તાન અને ચીનનાં વહાણો માલથી ભરાઈને આવતાં. આ બધાં કારણોથી સોમનાથની સમૃદ્ધિ કોઈપણ વિધર્મી લૂંટ કરનારને લલચાવે તેવી હતી. વનરાજના પુત્ર યોગરાજના સમયમાં જ એક રસમય પ્રસંગ બનેલો છે. યોગરાજનો પુત્ર ક્ષેમરાજ સોમનાથ પાટણના બંદરેથી ઊતરેલો માલ જતો હતો તે લૂંટીને લાવ્યો હતો, અને યોગરાજે એ કાર્ય રાજાને શોભે એવું નથી એમ કહી એ માલ રાખવાની ના પાડી હતી[૬]

૬. પ્રબંધચિંતામણિના આધારે શ્રી. રસિકલાલભાઈએ આ હકીકત લખેલી છે. કહે છે કે વહાણો દરિયાઈ તોફાનથી ખેંચાઈ આવ્યાં હતાં તેમાં દસ હજાર તેજી ઘોડા, અઢાર હાથી અને કરોડોની કીમતનો બીજો માલ હતો. યોગરાજે ના પાડી તેનું કારણ એવું હતું કે ચાવડાઓનું લુટારુઓ તરીકે નામ ખરાબ હતું તે એને

વેપારને લીધે સોમનાથ પાટણમાં પરદેશી વેપારીઓ પણ ઘણા વસ્યા હતા, મુસલમાનો પણ સોદાગર તરીકે મોટી સંખ્યામાં હતા અને રાજ્ય તરફથી એમને કોઈ પ્રકારની હરકત નહોતી. એમની રીત પ્રમાણે મસ્જિદોમાં એ ઈશ્વર-પ્રાર્થના કરતા હતા, એટલે એમના મૌલવીઓ અને સાધુ-પુરુષો પણ હોય એમાં નવાઈ નથી.

### સોમનાથમાં મહમૂદ મંગરોલી શાહ

એમ કહેવાય છે કે એ સમયે હાજી મહમૂદ—નામના એક સાધુ પુરુષ સોમનાથ પાટણની નજીક રહેતા હતા. એમને 'મંગરોલી શાહ' કહેતા હતા આજે પણ સોમનાથ પાટણ પાસે 'મંગરોલી શાહ'નું સ્થાન બતાવવામાં આવે છે. હિંદુ રાજ્યકર્તાઓ મુસલમાનોને ત્રાસ આપે છે માટે હાજી મહમૂદ મક્કામાં હતા ત્યારે સ્વપ્નમાં એમને સોમનાથ ઉપર મહમૂદ ગઝનવીને ચઢી આવવાનું કહેવા માટે ફરમાન થયું, અને એથી પ્રભાસ આવી એમણે મહમૂદને તેડું મોકલ્યું એવી વાત કહેવાય છે આ વાતમાં ખાસ કાંઈ ઐતિહાસિક મહત્ત્વ હોય એમ લાગતું નથી અને પાછળથી તવારીખકારોએ

---

સુધાર્યું હતું પુત્રોના આ કાર્યથી યોગરાજે આમરણુતિ ઉપવાસ કર્યા એમ પ્રબંધકાર લખે છે. ઘોડાની સંખ્યા, હાથી, અને માલની વાત માનવા જેવી લાગતી નથી. એમાં કદાચ અતિશયોક્તિ હશે. ચાવડાઓનું અણહિલવાડનું રાજ્ય પણ એક નાના જિલ્લાથી મોટું નહોતુ. કદાચ વહાણનો પકડાયેલો માલ થોડો હશે. સોમનાથ પાટણનો ભાગ ચાવડાના હાથમાં હતો એમ દુર્ગાશંકર શાસ્ત્રી પણ માને છે. પણ એ અને વનરાજના વંશજો એક હોય એમ જણાયું નથી.

જે અતિશયોક્તિઓ લખી છે તેવી જ આ એક વાત જણાય છે. પરંતુ 'મંગરોલી શાહ' સોમનાથમાં થઇ ગયા એટલું તો સત્ય છે. એમને નામે 'કિસ્સાએ મંગલૂરી શાહ' નામે એક મુસલમાન તવારીખ ગ્રંથ પણ લખાયો છે[૭]

ગઝનીના સુલતાન મહમૂદે સોમનાથ ઉપર સવારી કરી તે એની સોળમી ચઢાઈ હતી. એ પહેલાં હિંદના ભિન્ન ભિન્ન ભાગો ઉપર એણે ચઢાઈઓ કરી હતી. સોમનાથની ચઢાઇ અને એમાં એને મળેલો વિજય એ એની બીજી જીતો ઉપર કલશ ચઢે એવી બિના હતી. પહેલાંની ચઢાઈઓમાં એને હિંદુસ્તાનની ભૂમિનું, લોકોનું અને એમની ટેવોનું, લશ્કરનું અને એમની લઢવાની રીતોનું સંપૂર્ણ જ્ઞાન મળી ચૂક્યું હતું. [૮] સોમનાથ આવવા માટે કયે રસ્તે જવું, કેવી રીતે જવું, કેવી તયારીઓ સાથે રાખવી વગેરેની સંપૂર્ણ માહિતી એણે મેળવી હતી, તે સાથે પહેલી પંદર ચઢાઈઓથી હિંદના લોકોને એણે મુસલમાનોની લઢવાની રીતનો અનુભવ કરાવીને ડર પેસાર્યો હતો, એટલે એની સોમનાથ ઉપરની ચઢાઈ એ કાંઇ સામાન્ય લઢાઈ નહોતી પણ એક બુદ્ધિપૂર્વક યોજેલી અને અંત સુધી લઢવાના નિશ્ચયવાળી

---

૭ આ ગ્રંથના ઉલ્લેખો સૈયદ અબુઝફર નદવી સાહેબે નોંધેલા છે. કઝીન્સે પણ 'મંગલૂરી શાહ'ની નોંધ લીધી છે.

૮. હિંદુસ્તાન ઉપરની પહેલાંની ચઢાઇઓમાં મળેલો અનુભવ એણે આ છેલ્લી ચઢાઈમાં વાપર્યો સર હેનરી ઇલિયટે પહેલાંની બધી ચઢાઇઓ અને સોમનાથ ઉપરની ચઢાઈનાં મુસલમાન વર્ણનો ઉપર લંબાણથી લખ્યું છે. Illiot's History of India માં તવારીખોના ઉતારા સાથે આ વિષય ઉપર પરિશિષ્ટ લખેલું છે.

લઢાઈ હતી મહમૂદ એ પણ જાણતો હતો કે પંજાબ કે ઉત્તર હિંદમાં લૂંટ કે મારામારી કરીને તુરત કાબુલ ચાલ્યા જવાય એવું સોમનાથની ચઢાઈમાં બને તેમ નહોતું. એને અફઘાનિસ્તાનથી હજાર માઈલ ઉપરનો પંથ કાપવાનો હતો. વચ્ચે અનેક હિંદુ રાજ્યોને વટાવવાનાં હતાં. રેતીનું વિશાળ રણ પણ વટાવવાનું હતું. એમાં મોટા લશ્કર વિના વિજય મળે નહિ અને મોટું લશ્કર દુશ્મનોનાં રાજ્યોની વચ્ચે થઈને લઈ જવાનું એટલે સાથે મોટા પાયા ઉપર પુરવઠો પણ જોઈએ જ. આ ઉપરાંત આ બધા સંજોગોમાં સફળતા મેળવવા માટે વીજળીની ઝડપથી કૂચ કરવી, કોઈપણ જાતનો વિલંબ કોઈપણ કારણે ન કરવો, એ મુખ્ય અને બહુ જ અગત્યની વાત એણે આ ચઢાઈ વખતે ખાસ ધ્યાનમાં રાખી હતી. અને આ ચઢાઈમાં જે વિજય મળ્યો હતો એનું આ એક મુખ્ય કારણ હતું.

### મહમૂદ ગઝનીથી પાટણ સુધી આવ્યો

આવી સંપૂર્ણ તૈયારી અને બુદ્ધિપૂર્વકની યોજનાથી મહમૂદ ત્રીસ હજાર મઝહબી સૈનિકો લઈને અને ચોપન હજાર પગારદાર લશ્કર લઈને હિ. સ. ૪૧૫ ના શાબાન માસની તા. ૧૦ મી એ (સપ્ટેમ્બર, ઈ. સ. ૧૦૨૪) એ ગઝનીથી નીકળ્યો અને ડેરાઈસ્માઈલખાન આવ્યો. ત્યાંથી હિ. ૪૧૫ ના રમજાન ૧૬ મી તારીખે મુલતાન આવ્યો.[૯] રસ્તાની તપાસ તો

૯. કેટલીક અપ્રસિદ્ધ તવારીખો—'કિસ્સાએ મંગલુરી શાહ', શિસ્તા નવલકિશોર. તારીખે સુરી વગેરે ગ્રંથોની નદવી સાહેબે લીધેલી નોંધ ઉપરથી આ વર્ણન લખ્યું છે. ૩૦૦૦૦ મઝહબી સૈનિકો પૈસા ખાતર નહિ પણ ધર્મ ખાતર લઢવા આવ્યા હતા.

એણે પહેલેથી કરી હતી અને પાણી માટે વીસથી ત્રીસ હજાર ઊંટ લીધાં હતાં, અને એના ઉપર ખોરાક પણ હતો. મુલતાનથી ત્રણસો માઈલનું રણ વટાવીને બિકાનેર અને જેસલમેરને રસ્તે અજમેર આવ્યો. લશ્કરીઓને થોડા દહાડા ચાલે તેટલું ભાથું અને હાથ-મસકમાં પાણી આપેલું તે થઈ રહે તો જ ઊંટ ઉપરનો પુરવઠો વાપરવો એવો હુકમ હતો. પાણી ખૂટયું ત્યારે ઊંટ ઉપરનું પાણી સૈનિકોને અને ઊંટ મારીને એમના પેટનું પાણી ઘોડાને આપવામાં આવ્યું, અને ઊંટનું માંસ પણ ખાવામાં વપરાયું. અજમેર પહોંચ્યા પછી બીજો પુરવઠો મેળવવાની ગોઠવણ ધારી હતી. અજમેરના રાજાએ આ આક્રમણ આવતું જાણીને ગૂજરાતના રાજાની સહાય માંગી પણ તે મળી નહિ. મહમૂદ અજમેરમાં પેઠો ત્યારે એણે શહેર ખાલી જોયું. અહીં એને પાસેનો તારાગઢ જીતવા ઇચ્છા થઈ, પણ મુખ્ય કામમાં વિલંબ થાય એ ઠીક નહિ એમ ધારી અજમેરમાં નવો સરંજામ ભેગો કરી સીધો આબુ ગયો. અજમેર અને આબુની વચ્ચેના નાના રાજાઓએ નજરાણાં આપીને પોતાનો બચાવ કર્યો. મહમૂદ આબુથી સીધો અણહિલવાડ પાટણ આવ્યો. એ મુલતાનથી એટલી તો ઝડપથી આવ્યો કે પાટણ આવીને એણે દમ ખેંચ્યો.[૧૦]

---

૧૦. શેઅરૂલ આઝમ, ભા. ૪ ઉપરથી નદવી સાહેબે લીધેલી નોંધ ઉપરથી આ સાર લીધો છે. પાટણ આવીને દમ લીધો એવો એમાં ઉલ્લેખ છે. આબુને બદલે ધનપાળના ઉલ્લેખમાં ચંદ્રાવતી છે તે યોગ્ય છે. મહમૂદને આબુ ઉપર ચઢવાનો વખત નહોતો. ચંદ્રાવતી તળેટીમાં હતું. તારાગઢની પેઠે સાચોર પણ મહમૂદ ન ગયો એ વાત આગળ જોઈશું.

પાટણથી વઢવાણ-દેલવાડા થઈ સોમનાથ પહોંચ્યો.

પાટણમાં આ સમયે ભીમદેવ ૧ લો રાજ્ય કરતો હતો. મહમૂદની આવી વીજળી જેવી ઝડપની ચઢાઇથી ભીમદેવ કાંઈ સામનો કરી શક્યો નહિ અને કચ્છમાં આવેલા કંથકોટમાં નાસીને ભરાયો. મહમૂદ પાટણમાં પણ વિલંબ ન કરતાં, મળ્યો એટલો નવો સરંજામ ભેગો કરીને વઢવાણ રસ્તે સોમનાથ જવા અને ભીમદેવની પૂંઠ પકડવા નીકળ્યો [11]ભીમદેવ કઈ બાજૂ ગયો છે એની એને પાકી ખબર નહોતી, પણ ભીમદેવ છેવટે લશ્કર ભેગું કરીને સામનો કરશે એવી તો એને ખાતરી હતી જ. પોતે શત્રુના મુલ્કની મધ્યમાં છે અને પોતાના દેશથી ઘણો જ દૂર છે એનું એને સંપૂર્ણ ભાન હતું, તેથી ભીમદેવને લશ્કર ભેગું કરવાની તક જ ન મળે એટલી ઝડપ એ કરતો હતો અને તે જ કારણથી આશાવલ–પેટલાદવાળો સારો પણ લાંબો રસ્તો મૂકીને એ વઢવાણવાળે રસ્તે સોમનાથ જવા ઊપડ્યો અને ઊના દેલવાડા પહોંચ્યો. પાટણથી વઢવાણ જતાં એણે વિખ્યાત સૂર્યમંદિરવાળું સમૃદ્ધ મોઢેરા શહેર લૂટ્યું હિ ૪૧૬ (ઇ. સ ૧૦૨૫ના જાન્યુઆરીની ૩૦ મીએ) માં દેલવાડાથી એ સોમનાથ પહોંચ્યો. પાટણથી દેલવાડા સુધી કોઈ કોઈ જગાએ નામનો સામનો થયો તવારીખકાર લખે છે કે સોમનાથનો કિલ્લો આલીશાન હતો લોકો કિલ્લો બંધ કરીને લડવાની તૈયારી કરવા

---

૧૧. નદ્વી સાહેબના વર્ણન ઉપરથી ભીમદેવ પહેલો કંથકોટ ન ગયો હોય અને સોમનાથના બચાવ માટે સોરઠ બાજૂ ગયો હોય અને સોમનાથના પતન પછી કંથકોટ ગયો હોય એમ સમજાય છે.

લાગ્યા વિધર્મીઓની આ પહેલી ચઢાઈ હતી અને સોમનાથનું માહાત્મ્ય બહુ મોટું હતું તેથી લોકોને ખાતરી જ હતી કે સોમનાથ એમનું રક્ષણ કરશે અને શત્રુનો નાશ કરશે. પહેલા દિવસની લઢાઈમાં ઘણા મુસલમાન માર્યા ગયા. બીજે દીવસે કોટ ઉપર ચઢવાના પ્રયત્નમાં પણ મુસલમાનો ન ફાવ્યા.૧૨

### સોમનાથ પાટણનો ઘેરો અને લઢાઈ

મહમૂદને એ પણ ખબર હતી કે અહીં એને કોઈ જગાએથી મદદ મળવાની આશા નથી. જ્યારે સોમનાથના લડવૈયાઓને ચારે બાજૂથી મદદ આવી મળવાની પૂરેપૂરી આશા છે. ભીમદેવ પણ શાંત બેઠો નહોતો. પોતાના રાજ્યનું અને ઇષ્ટદેવનું મોટું મોટું પણ રક્ષણ કરવાની તૈયારીઓ કરવામાં એ પડ્યો હતો. આ ઘેરા વખતે સોમનાથનો હાકેમ કુમારપાળ નામનો હતો, અને એ એનો બનેવી જયપાળ જે માંગરોળનો હાકેમ હતો એની મદદ આવવાની રાહ જોઈ રહ્યો હતો. મહમૂદને પણ ખાતરી હતી કે ગમે ત્યાંથી પણ મદદ આવશે અને ઘેરો લંબાશે,

૧૨. યાદેઅય્યામ, અને 'કિસ્સાએ મહમૂદશાહ મંગલૂરી' ઉપરથી નદવી સાહેબે લીધેલી નોધ ઉપરથી આ વર્ણન લીધું છે. આ ઘેરા વખતે હિંદુઓ સોમનાથને કાલાવાલા કરતા હતા કે મ્લેચ્છોનો નાશ દેવ કરે, એવો તવારીખનાં વર્ણનમાં કદાચ થોડી અતિશયોક્તિ હશે. પરંતુ હિંદુઓની શ્રદ્ધા અને એમના મહાન દેવ ઉપર પહેલું આક્રમણ હતું તે જોતાં લોકોમાં એવી શ્રદ્ધા અને માન્યતા હોય તો નવાઈ જેવું નથી.

ઘેરાયેલાઓ સમય લંબાવવા પ્રયત્ન કરતા હતા; જ્યારે મહમૂદ લઢાઈનો જેમ બને તેમ જલદી અંત લાવવાનો પ્રયત્ન કરતો હતો, અને એનું મઝહબી લશ્કર મરણિયું થઈ લઢતું હતું. મહમૂદને એમ લાગ્યું કે ભીમદેવ જો લશ્કર લઈ આવે તો તેના લશ્કરને દૂર રાખવું અને બીજી બાજૂએથી આવતી લશ્કરી મદદોને પણ ભેગી ન થવા દેતાં એમને જુદીજુદી લડાઈઓ આપીને દૂર રાખવા. આ વિચારથી એણે પોતાના લશ્કરના નાના નાના ભાગ પાડીને એક ટુકડી કિલ્લા આગળ મૂકી ને બીજી ટુકડીઓને ચારે બાજૂએ આવતી મદદોને રોકવા મોકલી, અને પોતે એક અનુભવી ટુકડી લઈ ને ભીમદેવ જે બાજૂથી આવે છે એમ જાણ્યું તે બાજૂએ ગયો. આ કારણથી હિંદુ લશ્કરો એક થઈ શક્યાં નહિ. ભીમદેવ સાથે ખૂનખાર લઢાઇ થઈ તેમાં બન્ને પક્ષે મોટી ખુવારી થઈ, અને ભીમદેવ હારીને નાઠો. મહમૂદનું લશ્કર પણ ઘણી ખુવારીથી નબળું પડ્યું હતું. રહેલા સૈનિકોને એકઠા કરીને મહમૂદ કિલ્લા પાસે આવ્યો અને કિલ્લાના માણસો બહાર આવીને લઢ્યા ને માર્યા ગયા.૧૩

---

૧૩. ઉપર મુજબના આધારોથી નદવી સાહેબે કરેલી નોંધ ઉપરથી એમ જણાય છે કે સોમનાથની આસપાસ કોઈ સ્થળે ભીમદેવ પણ મહમૂદના લશ્કર સાથે લઢ્યો હતો. એનાં પાંચ હજાર માણસો માર્યાં ગયાં હતાં. અને તે પછી એ કંથકોટ તરફ નાઠો હતો. મુસલમાનોની ઘણી ખુવારી થઈ એમ પણ લખે છે. કેટલીક તવારીખો પચાસ હજાર માણસો માર્યાં ગયાં એમ લખે છે. આ કદાચ અતિશયોક્તિ હોય. કેટલાક લોકો વહાણમાં નાઠા તેમને

મહમૂદ અને એના લશ્કરીઓ હવે કિલ્લામાં પેઠા અને સોમનાથના મંદિરમાં જઈને એણે લિંગને ગદાથી તોડી નાંખ્યું. એના કકડા એ ગઝની લઈ ગયો. મુસલમાન તવારીખકારો તો કહે છે કે સોમનાથના પૂજારીઓએ મૂર્તિનું ખંડન ન કરવા માટે મહમૂદને ઘણો સમજાવ્યો, અને મોટી રકમ એ માટે આપવાનું પણ કહ્યું, પણ મહમૂદે ઉત્તર આપ્યો કે "હું મૂર્તિ વેચનાર કરતાં મૂર્તિ તોડનાર તરીકે પ્રસિદ્ધ થવાનું વધુ પસંદ કરું છું." મુસલમાન લેખકોએ મહમૂદના મૂર્તિખંડનનાં, લૂંટનાં અને બહાદુરીનાં કામોનાં ઘણાં અતિશયોક્તિ-ભરેલાં વર્ણન કર્યાં છે. એ વાત સાચી છે, પરંતુ એટલું સત્ય છે કે એણે મૂર્તિખંડન કર્યું અને લૂંટમાં અઢળક ધન મેળવ્યું.[૧૪]

---

પણ મહમૂદે પાછળ પડી માર્યા એમ તવારીખકારો લખે છે. પણ મહમૂદના સંજોગો જોતાં એ વાત પણ માનવા જેવી લાગતી નથી. •નદવી સાહેબ વહાણમાં બેસી નાસતા લોકોની સંખ્યા ચાર હજારની હતી એમ તવારીખના આધારે લખે છે.

૧૪. ઈબ્ને અસીર, રૌઝ તુસ્સફા, તારીખે ફિરિસ્તા વગેરે તવારીખોએ કરેલાં સોમનાથનાં વર્ણન આગળ જોઈશું. પરંતુ મહમૂદને ખૂબ ધન મળ્યું એ તો બધા તવારીખ-લેખકો કહે છે. લૂંટનો અંદાજ કોઈ પંદર કરોડ અને કોઈ વીસ કરોડ દીનારનો કરે છે. લૂંટ કેવી રીતે મેળવી એ બાબતનાં વિચિત્ર વર્ણનોની ચર્ચા પણ આગળ કરીશું. અહીં એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી એ છે કે અલ્બીરૂની સોમનાથખંડનની વાત લખે છે પરંતુ મંદિરને તોડી પાડ્યાનું લખતો નથી. મહમૂદના સંજોગોનું જે વર્ણન ઉપર જોયું તે જોતાં મંદિર તોડવા-માટે એ રોકાય એ તો શક્ય નહોતું.

મહમૂદ વટોળિયાની પેઠે જલદી પાછો ગયો તેનાં કારણ

હવે એની ચિંતા વધી ગઈ હતી એ હજી પણ શત્રુના દેશની મધ્યમાં જ હતો, અને ભીમદેવ એની સામે થવાની સતત તૈયારીમાં હારવા છતાં પણ હતો એનું એને ભાન હતું હિંદુઓના સર્વથી મહાન ગણાતા દેવનું ખંડન કરી એમના દેશમાં વધારે સમય રહેવાનું સલામત નથી એ વાત એ જાણતો હતો, એથી પણ વધારે ચિંતા એને એ હતી કે આટલી ખુવારી અને જહેમતને લઈને પ્રાપ્ત થયેલી લૂટનો માલ તેમજ ધન જો પાછું જતું રહે તો મેળવેલા વિજય ઉપર પાણી ફરી જાય એનું લશ્કર પણ નબળું પડી ગયું હતું. આ બધા સંજોગોનું ભાન મહમૂદ કરતાં પણ એના સરદારો અને દરબારીઓને વધારે હતું. સ્વદેશ છોડ્યે એમને લાંબો સમય થયો હતો મહમૂદને ક્વચિત્ એમ વિચાર થઈ આવતો કે આવા સમૃદ્ધ દેશમાં પોતે રહેવું અને સમુદ્રદ્વારા પૂર્વના બીજા દેશોને પણ જીતવા[15] સોમનાથમાં એક વહાણોનો

એણે મૂરખા હાકેમ માટે મંદિર તોડવાનું કામ રહેવા દીધું હશે એમ એક તવારીખકાર લખે છે એ પણ માનવા જેવું નથી.

૧૫ આ બધું વર્ણન મુસલમાન તવારીખકારો જ કરે છે. સોરાષ્ટ્રમાં સોનાની ખાણો હતી એવી વાતથી એને ત્યાં રાજધાની કરવાનું મન થયેલું એમ પણ લખે છે. ચીન અને પેગુ સાથેના સમુદ્રના વેપારની લાલચ, અને નૌકાસૈન્યનો કાફલો ગજાવવાની લાલચ હતી એમ બીજા લખે છે મહમૂદને કદાચ એવો ક્ષણિક વિચાર આવ્યો હોય, પણ ગુજરાત કે સૌરાષ્ટ્રમાં રાજધાની કરવાનું એને એ વખતે મન થાય એ માનવા જેવું લાગતું નથી દરિયાનો માર્ગ જોઈએ તો સિંધ એ સમયે મુસલમાનોના હાથમાં જ હતું.

કાફલો રાખવાનું પણ એને મન થયેલું. એક સાહસિક વિજયીને એવું મન થાય તે સ્વાભાવિક પણ છે; પરંતુ એના અમીરો એમાં સંમત ન થયા એમણે એને સમજાવ્યું કે ઘણી મહેનતે લીધેલા ખુરાસાન વગેરે મુલ્કો પાછા જતા રહે એ યોગ્ય નથી એમણે એમ પણ સમજાવ્યું કે ગૂજરાત દેશમાં પોતાનો હાકેમ મૂકીને વ્યવસ્થા તેને સોંપીને જવું. આ બાબતમાં તવારીખકારો એકમત નથી કોઈ સોમનાથ-પાટણમાં રાજધાની કરવાનો વિચાર થયો એમ લખે છે અને કોઈ અણહિલ્લવાડ પાટણની વાત લખે છે હાકેમ તરીકે કોઈ મીઠાખાન નામના મુસલમાનને સોમનાથના કિલ્લાનો અમલદાર નીમ્યાનું લખે છે. બીજા દાબીસલીમ કે દેવશીલ નામના રાજવંશી હિંદુને[૧૬] પોતાના તરફથી ગૂજ-

---

૧૬. ક્ઝીન્સ મીઠાખાનનું નામ લખે છે. એમનો આધાર સ્પષ્ટ નથી. દાબીસલીમના જુદી જુદી જોડણીવાળાં નામો એક કરતાં વધારે તવારીખકારો લખે છે અને એમાં ઘણા ગોટાળા કરે છે એક લેખક તો દુર્લભદેવ સોલંકી પ્રભાસમાં વ્રત લઈ સન્યાસી જેવો રહેતો હતો એને જ મહમૂદે નીમ્યો એવું લખે છે. નદવી સાહેબ બીજાને આધારે બે દેવશીલ હતા, એકને કેદ કરવા ભોંયરું પાટણમાં બનાવેલું અને બીજાને કેદી તરીકે ગઝની લઈ ગયેલો વગેરે વર્ણન કરે છે અને ચર્ચાને અંતે એને વલભીના રાજવંશનો અસંતુષ્ટ રાજવી ધારે છે. તવારીખોના વર્ણનોનો એમણે એક વિચક્ષણ ઉકેલ કાઢ્યો છે, અને આ નામ કેવળ કલ્પિત ન હોય તો એ માટે કાંઈ વિચાર એ રસ્તે કરવો ઠીક ખરો. પરંતુ વધારે આધાર સિવાય આ હાકેમની આખીયે વાત કલ્પિત ગણવી પડે. આપણા જાણીતા ઇતિહાસલેખકોએ આ વાત માન્ય રાખી નથી એ ખાસ

રાત–સૌરાષ્ટ્રનો કારભાર સોંપ્યાનું લખે છે. આ વાતને પણ કોઈ હિંદુ લેખકનો આધાર મળતો નથી. કદાચ મહમૂદના આગ્રહને વશ થઈ અમીરોએ આ દેશનો જ કોઈ હાકેમ પોતાના તરફથી મૂકવાનું સૂચવ્યું હોય, પરંતુ એવો હાકેમ ટકી શકશે નહિ એ પણ ડાહ્યા અમીરો જાણતા હોવા જોઈએ. એવી સૂચના કર્યા સિવાય મહમૂદને ગઝની પાછા ફરવાનું મનાવવાનું અમીરોને મુશ્કેલ લાગ્યું હોય. સૈયદ અબુઝફર નદવી સાહેબ આ બાબતમાં એક એવો તર્ક કરે કે 'દાબીસલીમને કેટલાક તવારીખકારો દેવશીલ લખે છે તે વલભીના શીલાદિત્યના વંશનો કોઈ રાજવી હોય. વલભીના નાશ પછી એ વંશના નાના નાના ટુકડા થયા હતા અને ગુજરાતના રાજાઓના ખંડિયા થયા હતા, એટલે એવો કોઈ અસંતુષ્ટ રાજવી પાટણના રાજાની વિરુદ્ધ કામ-કરે એવો સંભવ અમને જણાય છે.' મીઠાખાન નામના મુસલમાન અમલદારનું નામ એઓ જણાવતા નથી કદાચ દેવશીલના હાથ નીચે એ સોમનાથ–પાટણના વિભાગનો હાકેમ હોય. પરંતુ આ હકીકત માટે વધારે આધાર સિવાય કાંઈ માની શકાય નહિ. દાબીસલીમ સોલંકી વંશનો જ સંન્યાસી થઈ ગયેલો રાજવી પ્રભાસમાં વૈરાગ્ય સેવતો હતો એવી વાત પણ માનવા જેવી લાગતી નથી.

## પાછા ફરતાં મહમૂદને પડેલી મુશ્કેલીઓ ને ખુવારી

મહમૂદ આવ્યો હતો એ જ રસ્તે પાછો ન જતાં કચ્છના

---

નોંધવા જેવું છે. મહમૂદની ચઢાઈ વંટોળિયા જેવી હતી, એમ શ્રી-દુર્ગાશંકર શાસ્ત્રીજી ધારે છે તે કાંઈક અંશે ખરું લાગે છે.

રણમાં થઈ ને સિંધને રસ્તે પાછો ગયો. ભીમદેવ કંથકોટમાં ભરાયો હતો એવી એને ખબર મળી હતી તે કારણથી તેણે ત્યાં જઈને કિલ્લો લીધો, પણ મહમૂદના હાથમાં ભીમદેવ આવ્યો નહિ [17] ભીમદેવ હજી પણ મહમૂદ સામે લડવાની મોટી તૈયારી ફરી કરવામાં ગૂંથાયો હતો, એટલે મહમૂદને હવે તેની પૂઠ પકડવા કરતાં સ્વદેશ પાછા ફરવાનું જ ઠીક લાગ્યું; એટલે રણને રસ્તે એ સિંધ જવા ઊપડ્યો. રણમાં પાણી વગર એના લશ્કરની મોટી ખુવારી થઈ,[18] અને

---

૧૭. તવારીખકારો ભીમદેવ ભરાયો હતો એ જગાનાં કંદહત, ગંદહા એવાં નામો લખે છે. કોઈ એને કાવી પાસેનું ગાંધાર, કોઈ ગણદેવી અને કોઈ કંથકોટ કહે છે. ડૉ. બુલરનો કંથકોટનો તર્ક ખરો લાગે છે. નદવી સાહેબ એનું વર્ણન કરે છે એમાં 'મહમૂદ સોમનાથના વિજય પછી ભીમદેવની પાછળ ઊપડ્યો ત્યારે એક ટાપુમાં કિલ્લો હતો, ભરતી વખતે એમાં થઈને જતાં લશ્કર નાશ પામે એમ કહેવાતું, પણ મહમૂદ એમાંથી તરી ગયો અને કિલ્લો લીધો, એ વર્ણન ઉપરથી કચ્છનું નાનું રણ ઓળગી એ કંથકોટ ગયો ' એમ સમજાય છે.

૧૮. ભીમદેવ હાથમાં ન આવવાથી રણને રસ્તે એ સિંધમાં થઇને ગયો એ વાત પણ કંથકોટને બંધ બેસે છે. તવારીખકારો કોઈ હિંદુએ એને વેર લેવા માટે રણને રસ્તે દોર્યો એમ લખે છે તે કલ્પિત વાત છે મહમૂદને બધા રસ્તા અને તેની તકલીફોની ખબર બરાબર હતી. ભીમદેવ હજી તૈયારી કરીને જૂઠ પકડે એ ભય એને હતો એટલે રણ સિવાય બીજો રસ્તો એનાથી લેવાય એમ હતું નહિ. રણમાં પાણી વગર એને ખૂબ હરકત પડી, ખૂબ ખુવારી થઈ અને એમાંથી એ બચ્યો એનાં લાંબાં અને કાંઈક ચમત્કાર ભરેલાં વર્ણનો તવારીખકારોએ કર્યાં છે. એ અહીં વિસ્તારના

મુલતાન થઈને ૪૧૭ હિજરી (ઈ. સ. ૧૦૨૭) માં એ ગઝનીમાં આવી પહોંચ્યો. મુલતાન સુધી તો એને ઘણી જ મુશ્કેલીઓ નડી લૂંટનો માલ પાછો લુટાઈ જવાની ચિંતા એને ઘણી જ હતી. પરમદેવ નામનો કોઈ હિંદુ રાજા વચ્ચે લડવા આવે છે એવા સમાચારથી પણ એ ઝડપથી સિંધને રસ્તે ગયો એમ કહેવાય છે. મુસલમાન ઇતિહાસલેખકો ઘણો લૂંટનો માલ અને સોમનાથના લિંગના કકડા એ સાથે લઈ ગયો એમ લખે છે, પરંતુ એક તવારીખકાર લખે છે કે બજદેવ નામનો કોઈ રાજા, એ પાછો જતો હતો ત્યારે વચ્ચે આવી લડયો અને મેળવેલી બધી લૂંટ પાછી લઈ લીધી; આ વાત તારીખે સોરઠનો કર્તા દીવાન રણછોડજી પણ લખે છે.[૧૯] શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી ધીરેન્દ્રચંદ્ર ગંગુલીના આધારે એમ માને છે કે દિલ્હીના રાજાએ થાણેશ્વર આગળનાં કેટલાંક થાણાંઓ મહમૂદના સૂબાને હરાવીને પાછાં લઈ લીધાં. અને એમાં બીજા હિંદુ રાજાઓ પણ સહાયમાં હતા એવું તવારીખે ફિરિસ્તા કબૂલ કરે છે. એ રાજાઓમાં

---

ભયથી છોડી દીધાં છે. રણમાં આકાશમાં જળચર પાણી ઊડતાં દેખી તેની પાછળ ઘોડા દોડાવી પાણીની તપાસ કરી એમ પણ એક તવારીખકાર લખે છે તે નદ્વી સાહેબે નોંધ્યું છે, અને એ વર્ણન લંબાણથી કરતાં એમણે "જામેઉલ હિકાયત" અને "દાર ઉલ મુસન્નિફીન"ના આધાર આપ્યા છે. આ તવારીખકારો પણ મહમૂદ ઘણી મુસીબતે મુલતાન પહોંચ્યો એટલું તો કબૂલ કરે છે.

૧૯. સીમરૂલ મુત અખ્બારીનના લેખકના કોઈ આધારે (જે આધાર આપ્યો નથી) બજદેવે લૂંટનો માલ પાછો લૂંટી લીધો એમ નદ્વી સાહેબ નોંધ કરે છે.

ગૂજરાતનો ભીમદેવ, માળવાનો ભોજ, નાડુલનો ચૌહાણ અણહિલ્લ, દક્ષિણનો ચાલુક્ય સોમેશ્વર વગેરેએ તુરુષ્ક-વિજય કર્યાનું લેખમાં છે. પાછા ફરતા મહમૂદના લશ્કરને કે તેના પાછલા ભાગને હરાવ્યો હશે. હેમચંદ્ર દ્વયાશ્રયમાં હમ્મુકના ભીમદેવે કરેલા વિજયનો ઉલ્લેખ કર્યો છે તે આ વિજય હોવો જોઈએ[20] આ ઉપરથી સમજાય છે કે તવારીખકારો વારંવાર લખે છે કે ભીમદેવ મહમૂદને કાઢવા સતત તૈયારીમાં હતો તે ખરું લાગે છે, અને છેવટે હિંદના બધા મોટા રાજાઓએ ભેગા થઈને ઇષ્ટદેવને ખંડન કરનારને હરાવ્યો નહિ, તો નસાડ્યો એમ તો માનવું પડે. નજદેવે લૂંટનો માલ પાછો લઈ લીધો એ તવારીખકારનું જ કથન વિચારવા જેવું છે. એટલે મહમૂદ જેવી વીજળીની ઝડપથી આવી લૂંટ કરી વિજય મેળવ્યો તેટલી જ ઝડપથી અને મેળવેલું ખોવાવાના ભયથી પાછો ગયો અને મેળવેલું ખોયું પણ ખરું.

### મહમૂદે લિંગના ટુકડા સાથે લઈ ગઝનીમાં રાખ્યા એ વાત ખરી નથી

મહમૂદે લિંગના ચાર ટુકડા કર્યા, બે મક્કા અને મદીના મોકલ્યા અને બે ગઝની મોકલ્યા, અને ત્યાં એક જુમામસ્જિદના દ્વાર આગળ અને બીજો 'દરબારે આમ'ના દાદર આગળ નખાવ્યા. ગઝનીમાંના બે કકડાની આ વિગત અલ્બી-

---

૨૦. જુઓ દુર્ગાશંકર શાસ્ત્રીનો ગૂજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ (ગુ વ. સો.). એમાં એમણે આ ચર્ચા કરી છે તે વિચારવા જેવી છે.

રૂનીએ લખી છે,[૨૧] તેથી એનો વિચાર કરવો પડે એણે ન લખી હોત તો આખીયે વાત ખોટી છે એમ કહી શકાત. પરંતુ લૂંટનો માલ રસ્તામાં જ બધો પાછો લુટાઈ ગયો હોય તો લિંગના ટુકડા ગઝની શી રીતે પહોંચે અલ્બીરૂનીએ વાત સાંભળેલી લખી હોય એમ પણ બનવા જોગ છે બીજા મુસલમાન લેખકો તો મૂર્તિના ટુકડા અને તે મસ્જિદના દરવાજામાં પગ-તળે આવે તેવી રીતે એમના સુલતાન નંખાવે એમ લખવામાં ગર્વ લે જે મુસલમાન બાદશાહોએ અહીં જ રાજ્ય કર્યું છે એમણે એવું કર્યું છે. પરંતુ મહમૂદને પાછા ફરવામાં ઉપર જે સંજોગો વર્ણવ્યા અને જે મુશ્કેલીઓ એને રણમાં પડી, જે ડર એને પાછા ફરતાં સતત લાગ્યા કરતો હતો, અને પરમદેવ કે બીજા હિંદુ રાજાઓએ પૂંઠ પકડી લડાઇ કરી, એ બધું જોતા લૂંટનો કીમતી માલ જેની—એને ખાસ કીમત હતી—એ જ બધા સાથે ન લઈ જઈ શક્યો તો લિંગના ટુકડા શી રીતે લઈ જઈ શક્યો હોય ? વળી સોમનાથના દરવાજા જે સુખડના લાકડાના હતા[૨૨] એ મહમૂદ લઈ ગયેલો તે અંગ્રેજ સરકારે અફઘાનિસ્તાનની લડાઈ પછી કાબુલ જીત્યું ને દરવાજા પાછા લાવી આગ્રાના કિલ્લામાં રાખ્યા એ વાત જેમ કેવળ બના-

૨૧. સચાઉનો અલ્બીરૂની. મક્કા મદીના ટુકડા મોકલ્યાનું ફિરિસ્તા વગેરે તવારીખકારો લખે છે. નદવી સાહેબ એમ માને છે કે એણે ખલીફાની મહેરબાની મેળવવા મક્કા મદીના ટુકડા મોકલ્યા હશે. મને તો આ આખીયે વાત ખરી લાગતી નથી.

૨૨. આ બાબતની ચર્ચા ડૉ. કઝીન્સે કરી છે તે આગળ જોઈશું.

વટી છે એવી આ વાત મુસલમાન ઇતિહાસકારોએ મૂર્તિના ધ્વંસના ગર્વમાં લખી હોય એમ પણ બને. એ જ વાત અલ્લાઉદ્દીનના સમયમાં ખરી લાગે તે મહમૂદના સમયમાં ઉપર વર્ણવેલા સંજોગો જોતાં ખરી નથી લાગતી એ માટે વધારે આધારની જરૂર છે

## સોમનાથની ચઢાઈ અને વિજયથી મહમૂદને મળેલા ખિતાબો

સયદ અબુઝફ્ર નદવી સાહેબ ઘણી તવારીખોના આધારે લખેલા એમના ઇતિહાસમાં એમ અનુમાન કરે છે કે સોમનાથના વિજયથી અને હિંદુસ્તાનના સર્વથી પ્રસિદ્ધ મોટામાં મોટા મનાતા દેવની મૂર્તિના ખંડનથી ખલીફા મહમૂદ ઉપર ખુશ થાય અને બીજા મુસલમાન સત્તાધીશોમાં મહમૂદનું માન ખલીફાના દરબારમાં વધે એ મહમૂદના મનનો ઈરાદો હોવો જોઈએ તવારીખના આધારે એઓ લખે છે કે બીજા મુસલમાન રાજ્યકર્તાઓની પેઠે મહમૂદ 'અમીર' કહેવાતો; સોમનાથના વિજય પછી ખલીફાએ એને 'સુલતાન'નો ઇલકાબ આપ્યો. હિંદની કેટલીક ફતેહો પછી એને "અમીન ઉલ મિલ્લત" અને "યમીન ઉદ્દોલા"ના ખિતાબો પણ ખલીફાએ આપ્યા હતા." "કહફુદ્દૌલતે વલ ઇસ્લામ"નો ખિતાબ પણ ગૂજરાત જીત્યા પછી એને મળેલો એમ કહેવાય છે, અને 'ખુરાશાન, હિંદ,, ખીવા, વગેરેના અમીર'ની પદવી પણ એને મળી આ ખિતાબો મહમૂદને હતા એ વાત સાચી છે અને હિંદ ઉપરની એની સવારીઓ અને સોમનાથખંડનથી ખલીફા તરફથી એને માન મળ્યું

હોય એ માનવા જેવું છે. જુદાજુદા મુસલમાન ઇતિહાસ-લેખકોએ સોમનાથનું જે વર્ણન કર્યું છે તે આગળ જોઈશું.[૨૩]

લશ્કર અને શિસ્તની બાબતમાં આપણા સમાજની ખામી

હવે એક શરમની વાતનો અહીં સહેજ વિચાર કરીએ. ભીમદેવે સતત પ્રયત્ન મહમૂદને નસાડવા માટે કર્યો અને એ કારણથી મહમૂદને પાછા ફરતાં ખૂબ જ ઝડપથી નાસવું પડ્યું તે ઉપર જોયું. પાછા જતાં ભીમદેવના પ્રયત્નથી કે ધર્મના અભિમાનથી હિંદુ રાજાઓએ એક થઈને મહમૂદની પૂંઠ પકડી એ પણ જોયું પરંતુ ગઝનીથી સોમનાથ સુધી આવતાં આ બધા રાજાઓ ક્યાં રહ્યા હતા? પહેલાંની ચઢાઈઓના અનુભવથી ડરી ગયા હતા? ઉત્તર હિંદ પંજાબ કે સિંધ ઉપર એને આવવું સહેલું હતું, કારણ કે એની નજીકમાં અફઘાનિસ્તાનનો પોતાનો મુલ્ક હતો ત્યાંથી સહાય અને પુરવઠો આવી શકે. પરંતુ ભરચક હિંદુ રાજ્યોની વચ્ચેથી, રણ જેવા પ્રદેશ વટાવીને છેક સોમનાથ સુધી સેંકડો માઈલ મોટું લશ્કર અને પુરવઠો લઈને આવવું કાંઈ સહેલું નહોતું. આમ છતાં આવડું લશ્કર લઈને આવનાર શત્રુ માટે રજપુતાના અને ગૂજરાતના રાજાઓના ગુપ્તચરો ખબર આપનાર નહોતા? મહમૂદ આ સમજીને વીજળીની ઝડપથી આવતો હતો, તો ગૂજરાત

---

૨૩. સૈયદ અબુઝફર નદવી સાહેબ ઘણી તવારીખોના આધારે એમના ગ્રંથમાં આ વાતો નોંધે છે. એઓ એમ પણ માને છે કે ખલીફાના દરબારમાં પોતાની લાગવગ વધારવા અને બીજા મુસલમાન હરીફ રાજાઓથી પોતે ઊંચું સ્થાન પ્રાપ્ત કરી ખલીફાને ખુશ કરવા હિંદ ઉપર ચઢાઈઓ પણ કરેલી.

વગેરેના રાજાઓ પાસે એની સામા થવા જેટલું કે, કાંઈ નહિ તો એનો પુરવઠો તોડી પાડવા જેટલું કે, એને નવો પુરવઠો ન મળે એમ કરવા જેટલું બળ નહોતું ? કે બુદ્ધિ નહોતી ? આ રાજાઓ કોઈ નાસી ગયા, કોઈએ નજરાણું આપ્યાં, એ શું બતાવી આપે છે ?

### હિંદુ અને મુસલમાન લશ્કરમાં પદ્ધતિની સરખામણી

મહમૂદના વિજયે એટલું તો સિદ્ધ કર્યું કે હિંદુઓ બહાદુર છતાં એમનામાં કોઈ જાતની માનસિક અને સામાજિક નબળાઈ છે એમની લઢવાની રીત મુસલમાનો જેવી એક–નિશ્ચયવાળી નથી. કેટલાક ધાર્મિક અને સામાજિક રિવાજો લઢવામાં અંતરાયરૂપ આવે એવા છે. અંદર અંદરના કલેશો અને સંપના [૨૪] અભાવથી વીર રજપૂત રાજાઓ પણ સંપીને સામાન્ય દુશ્મન સામે એક થઇ શકતા નહોતા; એકની દાઢી સળગે ત્યારે બીજાને તાપણી થાય એવી સમાજની સ્થિતિ હતી. છેક પાછળથી - પણ મહમૂદને હરાવવા

---

૨૪. નદવી સાહેબ લખે છે કે મહમૂદે ઉજ્જનને છેડયું નહિ. કવિ ધનપાળ લખે છે કે ઉજ્જનના રાજાએ મહમૂદને 'ગ્વાલિયરમાં હાર આપેલી એ વાત ખરી નથી. ઉજ્જનના રાજાએ મહમૂદ સાથે સલાહ કરેલી એમ એઓ માને છે. આ વાત ખરી હોય તો હિંદુઓના કુસંપનો આ મોટો પુરાવો છે. નજરાણાં આપ્યાની વાત પણ એવું જ બતાવી આપે છે. ગૂજરાત સાથે માળવાને કદી સંપ નહોતો એ તો જાણીતી વાત છે. આમ છતાં પણ મહમૂદની બાબતમાં મને આ વાત ઠીક જણાતી' નથી. ઉજ્જનને ન છેડવામાં મહમૂદને જલદી સોમનાથ પહોંચવું હતું એમાં વિઘ્ન આવે એ જ મુખ્ય કારણ હતું માળવાના રાજાએ શરૂઆતમાં ભીમદેવને મદદ નહિ મોકલી હોય એ ખરું લાગે છે.

રાજાઓ એક થયા એ કદાચ સોમનાથ ઉપરના ભક્તિ-ભાવને લીધે હશે, પણ ભીમદેવને સહાય કરવાના ઈરાદાથી નહિ હોય. ભીમદેવની શરૂઆતની હાર અને નાસભાગનું બીજું કારણ એમ હોય કે મહમૂદ આટલી ઝડપથી[૨૫] આવશે એવો એને ખ્યાલ નહોતો. એક ટુકડી થાકે ત્યારે તરત બીજી મોકલવાની રીત મુસલમાન લશ્કરમાં હતી, જ્યારે હિંદુ લશ્કરમાં એવી ખાસ વ્યવસ્થા નહોતી. કદાચ અજમેરથી એ પાછો જાય એમ એણે ધાર્યું હશે. બીજું મુસલમાન લશ્કરમાં જે લડાયક કોમોના પઠાણ, અરબ, તુર્ક, વગેરે જન્મસિદ્ધ લડવૈયા હતા એવા ભીમદેવ પાસે હતા નહિ. મહમૂદ પાસે હિંદુ લશ્કરી ટુકડીઓ અને સરદારો પણ હતા એમ શ્રી અબુઝફર નદવી સાહેબે આધારો સાથે લખ્યું છે.[૨૬] વેપારી ગૂજરાતમાં એવી લડાયક કોમનાં

૨૫ હિંદુઓના સામાજિક અને ધાર્મિક રિવાજો જ એવા છે કે એમનાથી કોઈ કાર્યમાં ઝડપ થઈ શકતી નથી. આ બાબત માટે ઘણા દાખલા બતાવી શકાય તેમ છે, પણ અહીં એ અપ્રસ્તુત છે.

૨૬. તવારીખોને આધારે નદવી સાહેબ બહુ જાણવા જોગ વિગત આ બાબતમાં આપે છે. મહમૂદના લશ્કરમાં હિંદુ ફોજને એક એક ખાસ દરજ્જો હતો. ગઝનીમાં એમને માટે ખાસ બરાકો બાંધેલી હતી. આ હિંદુ ફોજ ઉપર બાદશાહનો વિશ્વાસ હતો. અને અગત્યની લડાઈઓમાં તેમજ ભાઈ ભાઈઓની લડાઈમાં (મહમૂદ અને મશઊદની) હિંદુ ફોજનો ઉપયોગ થયેલો. (એ તો કદાચ મુસલમાન ફોજ પક્ષકાર થઈ જાય એ માટે હશે?) સુંદેરાય:(સુંદરરાવ) નામે હિંદુ સિપાહીસાલાર હતો. પંજાબના હાકેમ અહમદ બંડખોરને શિક્ષા કરવા માટે નાથ નામના સિપાહીસાલારને મોકલ્યો હતો. (તબકાતે અકબરી) બદાયૂની એનું નામ સુધીરામ

માણુસો પ્રમાણુમાં ઓછાં હતાં અને લોકો જરા સમૃદ્ધ વધારે હોવાથી સુકુમાર હતા. મહમૂદ પાસે ઇજિપ્તથી હિંદ સુધીના દેશોનાં વિવિધ હથિયારો હતાં એવાં ગૂજરાતના રાજા પાસે નહોતાં. ગઝનીનું લશ્કર હિંદુઓ સાથે લડીને એમની ટેવોનું જાણુકાર બન્યુ હતું. મહમૂદે પગારદાર ફોજ સાથે મઝહબી ફોજ રાખી હતી, એ આગળ જોયું. આ મઝહબી ફોજ છેલ્લી ઘડી સુધી પ્રાણુ આપવા તૈયાર હોય એવા જ લડવૈયાની બનાવવામાં આવે છે. ભીમદેવ પાસે એ જાતની ફોજ હતી નહિ અને પગારદાર ફોજ હતી એમ મનાય છે.[૨૭] આવાં કારણોથી ભીમદેવ જલદી તૈયાર

લખે છે. એક નાહર નામે સરદારનું નામ તેમ ફિરિસ્તા એક સુબંદરાય અને બીજી તવારીખો એને સુખપાલ લખે છે. આવા હિંદુ સરદારો મહમૂદના લશ્કરમાં હતા, પરંતુ સોમનાથની ચડાઇમાં હિંદુ સરદારનો કોઇ એ ઉલ્લેખ નથી. મને તો લાગે છે કે હિંદુ લશ્કરનો ઉપયોગ બીજાં મુસલમાન રાજ્યો સામે લડવામાં જ થતો હશે. આમ છતાં પણુ આખા હિંદુસ્તાનની પ્રસિદ્ધ મૂર્તિઓને તોડનારના લશ્કરમાં હિંદુઓ નોકરી કરતા હતા એટલુ તો સત્ય જણાય છે હિંદુસ્તાનમાં દેશ કે ધર્મના અભિમાનથી જોડાવાને બદલે કેવળ કમાવા માટે લશ્કરમાં જોડાવાનો રિવાજ હતો એવો પશ્ચિમના કેટલાક ટીકાકારોનો આક્ષેપ પણુ આ જોતાં કાંઇક સકારણુ લાગે છે. મહમૂદના સમયમાં તો મુસલમાન સત્તા સિંધ સિવાય બીજે નહોતી એ જોતાં આ બિના વિચાર કરાવે એવી ગણી શકાય.. આમાં અપવાદો હોઇ શકે. પરંતુ કોઇ પ્રકારના અભિમાનથી લશ્કરમાં લડવાની ભાવના સમગ્ર દેશની દષ્ટિએ તો આપણા દેશમાં છેક આધુનિક જ. ગણી શકાય.

'૨૭. થાકેલી ટુકડીને બદલે/તાજી મોકલીને પણુ લડાઇ ચાલુ

ન થઈ શક્યો અને શરૂઆતમાં હાર્યો, અને પોતાના ઇષ્ટ દેવનું ખંડન જોવાનું દુર્ભાગ્ય એને સાંપડ્યું. આ બધો વિચાર કરતાં મહમૂદની લડાઈ આપણા ઇતિહાસમાં એક બહુ મોટા બનાવ તરીકે ગણાય અને એની નોંધ સોલંકી સમયના ગૂજરાતના લેખકોએ નથી લીધી એ ખેદકારક પણ ગણાય. ગૂજરાતી સમાજના ઇતિહાસની દૃષ્ટિએ તો આ બહુ જ મહત્ત્વનો ઐતિહાસિક બનાવ ગણી શકાય. આજની લડાઈઓમાં જેને પ્રજાનું આત્મવિશ્વાસ (Morale) કહે છે તેવું એ સમયમાં કેવું હશે એ આ ચઢાઈથી સમજી શકાય છે.

### સોમનાથખંડનના મુસલમાન ઉલ્લેખો મોટા ભાગે ખોટા એવી માન્યતા ખરી નથી.

એક બીજી મહત્ત્વની વાત અહીં નોંધવી જોઈએ. આપણા કેટલાક ઇતિહાસલેખકો માને છે કે કોઈ હિંદુ લેખકે અને સિદ્ધરાજ કુમારપાળના સમયના હેમચંદ્રાચાર્ય જેવા સમર્થ લેખકે, તથા પછીના પ્રબંધકારોએ સોમનાથ-ખંડનની બિના વર્ણવી નથી, એટલું જ નહિ પણ એનો ઉલ્લેખ સરખો પણ કર્યો નથી. મુસલમાન તવારીખકારોનાં વર્ણનો એ બનાવ પછી બસો વર્ષથી વધારે પાછળના સમયમાં લખાયેલાં છે, અને એમાં કેટલાંકમાં તો ભારે અતિ-શયોક્તિઓ અને કેટલુંક કેવળ ખોટું વર્ણન પણ છે. મહ-મૂદનો ખાનગી કારભારી જેવો ઉત્બી નામનો લેખક પોતાના ગ્રંથમાં સોમનાથની ચઢાઈનો ઉલ્લેખ પણ કરતો નથી. આ

---

રાખી દુશ્મનને સમય ન આપવો એવી મહમૂદની યુક્તિ હતી, જ્યારે હિંદુઓમાં અમુક સમયે સ્નાનાદિ માટે લડાઈ બંધ કરવાનો તેમજ મરણ સુધી લડી લેવાનો કાંઈક અંશે રિવાજ હતો.

કારણથી મહમૂદની ચઢાઈની આખી બિના જ ખોટી છે એમ માને છે. હમણાં થોડા જ મહિના ઉપર પ્રસિદ્ધ "હરિજન" પત્રમાં કોઈ ઉર્દૂ કવિએ સોમનાથખંડન ઉપર કોઈ ટીકા કરેલી[૨૮] તે ઉપરથી અકળાઈને એક ભાઈએ લેખ લખેલો એમાં પણ આ જાતનું કથન હતું. બીજા લેખકો પણ એવો મત ધરાવે છે. શ્રી. વૈદ્ય જેવા ઇતિહાસના વિદ્વાન શંકા બતાવતાં છતાં એટલું લખે છે કે મુસલમાન ઇતિહાસકારો આટલું બધું લખે ત્યારે એમ લખવાનો એમની પાસે કાંઈ આધાર તો હશે;[૨૯] એઓ કાંઈ છેક કલ્પિત તો ન લખે. આ જાતની માન્યતાઓ ઉલ્લેખોની પૂરેપૂરી તપાસ કર્યા વગર ઉદ્ભવેલી છે. મહમૂદના સમકાલીન અલબીરૂની એક વિશ્વસનીય મુસલમાન વિદ્વાન અને લેખક હતો એ આગળ જોયું છે; અને એણે આ ઉલ્લેખ એના તારીખે હિંદ નામના ગ્રંથમાં કર્યો છે,[૩૦] એ તરફ મી. કઝીન્સ જેવા યુરોપીય

---

૨૮. આવી માન્યતા હજી પણ કેટલાક લેખકો સેવે છે. 'હરિજન' પત્રમાં લેખક જે ઉર્દૂ કવિતથી લેખ લખવા પ્રેરાયા તે આ પ્રમાણે હતી : અલીગઢ યુનિવર્સીટીના પત્રમાં કોઇ કવિએ લખેલ

"ગુંજતી હે ફિર ફીજાઓમેં સદાએ સોમનાથ.
ફિર કીસી ગઝનીસે કોઈ ગઝનવી પેદા કરો."

એમ કહેવાય છે કે આ ઉર્દૂ લીટીઓના જવાબમાં કોઈ હિંદુ કવિએ આ પ્રમાણે જવાબ આપ્યો છે.—

"હર એક હિંદુ કે હૃદય મેં જમકે બેઠા સોમનાથ
તૂટ શકતા વહ નહીં અબ કૈસે હી ગઝનવી કયું ન હો ? "

૨૯. જૈન સાહિત્ય સંશોધક ૩. ૩ માં શ્રી જિનવિજયજીએ પોતાના ઉપરના લેખમા શ્રી. વૈદ્યના લેખમાંથી ઉતારા લીધા છે.

૩૦. જુઓ સચાઉનો અલબીરૂની અને ડૉ. કઝીન્સે તારીખે હિંદમાંથી લીધેલો ઉલ્લેખ ( આર્કિ. સર્વે. સોમનાથ )

લેખકે નોંધ કરી છે છતાં તે બહુ જોવામાં આવી લાગતી નથી. પણ એ તો મુસલમાન આધારની વાત થઇ.

સોમનાથખંડનનો હિન્દુ ઉલ્લેખ

આ ઉપરાંત હિંદુ ઉલ્લેખો મળે છે એ તરફ પણ ઇતિહાસ-લેખકોની નજર બહુ જ ઓછી પડેલી છે ચૌદમી સદીની શરૂઆતમાં લખાયેલા જિનપ્રભસૂરિના વિવિધ-તીર્થ-કલ્પમાં મહમૂદ અને અલ્લાઉદ્દીન બન્નેના સોમનાથખંડનના ઉલ્લેખ છે. એથી પણ વધારે મહત્ત્વનો સમકાલીન ઉલ્લેખ માળવાના કવિ ધનપાળનો છે એણે સોમનાથ-ખંડનનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે :[૩૧]

भंजेविणु सिरिमाल देसु अनु अणहिलवाडउं;
चड्डावलि सोरट्ठु भग्गु पुणु देउलवाडउं,
सोमेसरु सो तेहि भग्गु जणयणआणंदणु,
भग्गु न सिरि सचउरि वीरु सिद्धत्थह नंदणु ॥ ३ ॥

કવિ ધનપાળે પોતાના કાવ્ય શ્રીસત્યપુરમંડનમાં શ્રી-મહાવીર-ઉત્સાહમાં આ પ્રમાણે લખ્યું છે એમા તુરક્કો-મુસલમાનોએ શ્રીમાલદેશ, ચંદ્રાવતી, અણહિલ્લવાડ પાટણ, સોરઠ, દેલવાડા, અને સોમેશ્વરનો નાશ કર્યો એવો સ્પષ્ટ સમકાલીન ઉલ્લેખ છે. આ ઉલ્લેખ શોધી કાઢવાનું પ્રથમ

૩૧. ઉપર્યુક્ત માસિકમાં શ્રી. જિનવિજયજીએ ધનપાળના સત્યપુરમંડનમાંથી આખા શ્રીમહાવીર-ઉત્સાહનું કવિત લીધું છે, અને એમા કવિ ધનપાળ સબંધી, અને સોમનાથ ઉપરની મહમૂદની ચઢાઈ સંબંધી વિદ્વત્તાપૂર્ણ ચર્ચા કરી છે. જૈ સા સં. પુ ૩. પૃ. ૨૪૧ થી ૨૬૧. શ્રી. વૈદ્યનો મત અને મૂર્તિપૂજા ઉપરના વિચારો પણ એમાં લંબાણથી આપ્યા છે, અને મૂર્તિપૂજાનાં જૂને ઉધાર પાસાં બતાવ્યાં છે.

માન આપણા ઈતિહાસના સમર્થ સંશોધક આચાર્ય શ્રી મુનિ જિનવિજયજીને છે એઓ લખે છે કે આમાં લખેલાં નામો એકાદ અપવાદ સિવાય મુસલમાન તવારીખકારોએ કરેલાં વર્ણન પ્રમાણે જ બરોબર મળી આવે છે[૩૨] એ નામ કદાચ શ્રીમાલ-ભિન્નમાલનું હોય[૩૩] મુસલમાન ઇતિહાસકારો આબુ લખે છે એને અહીં ચડ્રાવલી-ચંદ્રાવતી આબુની તળેટીમાં અને આબુના પરમારોની રાજધાની હતી, એ ઉલ્લેખથી બરોબર નામ આપે છે. સત્યપુર—સાચોરને મહમૂદનું લશ્કર કાંઈ નુકસાન ન કરી શક્યું એમાં ચમત્કારની વાતો આવે છે. પરંતુ એમાં ઈતિહાસની દૃષ્ટિએ એટલો જ અર્થ થઈ શકે કે કોઈ કારણથી મહમૂદ સાચોર ભાંગવા જઈ શક્યો નહિ આગળ એની વીજળીક ઝડપે થયેલી ચઢાઈનું જે વર્ણન કર્યું તેમાં અજમેર નજીક તારાગઢ જીતવાનો સમય બગાડવાનું મહમૂદને પાલવે તેમ નહોતું, એ પ્રમાણે સાચોરમાં સમય બગાડવાનું કદાચ નહિ રુચ્યું હોય ગયા યુદ્ધમાં શરૂઆતમાં હિટલરને સાંપડેલા વિજયોમાં એની વીજળીક ઝડપ અને સામાને તૈયાર થવાનો સમય ન

---

૩૨. જુઓ ઉપર્યુક્ત માસિકનો ઉપર્યુક્ત લેખ આ રીતે સમકાલીન આધારથી મુસલમાન તવારીખોના રસ્તાને તો ટેકો મળે છે જ એ નોંધપાત્ર છે. બીજી વાતોને કેટલો ટેકો મળે છે તે આગળ જોઈશું.

૩૩ શ્રીમાલનું નામ તવારીખકારોએ નથી આપ્યું. પરંતુ અજમેર અને ચંદ્રાવતીની વચ્ચે આ એક મોટું, સમૃદ્ધ અને પ્રસિદ્ધ મંદિરોનું શહેર હતું. એટલે મહમૂદે એ રસ્તો લૂંટ માટે પણ લીધો હોય એ સંભવિત હોઈ ધનપાળનું લખાણ સત્ય લાગે છે.

આપવો. એ જેમ મુખ્ય યુક્તિ હતી તેવી જ રીતે સોમનાથ ઉપરની ચઢાઈમાં મહમૂદે એ નીતિ ધારણ કરી હતી એમ તવારીખકારોના વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે; એટલે મુખ્ય રસ્તાની આસપાસનાં સ્થળો તોડવામાં સમય ગાળવાનું એને પાલવે તેમ નહોતું. મુખ્ય રસ્તાનાં સ્થળો પણ લૂંટ અને પુરવઠો મેળવવા પૂરતાં જ એ લૂંટતો હતો[૩૪]

### ભારતની પરાધીનતાનું માર્ગદર્શન

આ પ્રમાણે અફઘાનિસ્તાનના ગઝની જેટલા દૂરના સ્થળથી પંજાબ મારવાડ ગૂજરાત વટાવી સૌરાષ્ટ્રમાં છેક દક્ષિણે જઈ સોમનાથનું જગવિખ્યાત મંદિર તોડી મહમૂદ ગઝનવી થાકેલો ને લૂંટાયેલો પણ સહીસલામત ગઝની પહોંચ્યો આ અતિમહત્ત્વનો બનાવની ચર્ચા વિસ્તારથી આપણે ઉપર કરી. આચાર્યશ્રી. જિનવિજયજીના શબ્દોમાં કહીએ તો આ બનાવે "ભારતની પરાધીનતાનો સૂત્રપાત" કર્યો. આગળ જોયું તેમ હિંદુઓની અને ભારતવાસીઓની નબળાઈનું દર્શન જગતને કરાવ્યું. અને એ પછી વિધર્મીઓના હુમલા રોજના થઈ પડયા, એટલુ જ નહિ, પણ હિંદુ સમાજ એવો સંકુચિત-મનોદશાવાળો થઈ ગયો કે પૂર્વે અનેક સંસ્કૃતિઓને પોતામાં સમાવી લેનારો સમાજ મુસ્લિમ અને ખ્રિસ્તી સંસ્કૃતિઓ સામે નિર્બળ થઈ ગયો.

---

૩૪. સાચોરને માટે જૈન લેખકો જેવી ચમત્કારી વાતો લખે છે એવી દરેક ધર્મવાળાને લખવાની ટેવ હતી.

# [ ૬ ] સોમનાથ અને મુસલમાન તવારીખકારો

## મુસલમાન તારીખોનું સ્વરૂપ

મહમૂદે કરેલી સોમનાથ ઉપરની ચઢાઈનું મુસલમાન તવારીખો પ્રમાણે અને હિંદુ ઉલ્લેખ સાથે વર્ણન આગળ કરી ગયા. હવે સોમનાથના તીર્થનું અને મંદિરનું એ લોકોએ કરેલું વર્ણન જોઈએ. ઘણીખરી તવારીખોએ એ વર્ણન કર્યું છે અને એમાં ખૂબ અતિશયોક્તિ પણ કરી છે. મૂર્તિપૂજાના કટ્ટર વિરોધીઓ હોવાથી એ બાબતમાં એમનાથી તટસ્થ વર્ણન થઈ શકે જ નહિ એ સ્વાભાવિક છે. -અલ્બીરૂની સિવાય ઘણાં વર્ણનો તો બેથી ત્રણ સદી મોડાં લખાયેલાં છે અને કેટલાંક ચારથી પાંચ સદી પછીનાં છે, એટલે એમાં અતિશયોક્તિઓનો વધારો થતો જ ગયો છે. મુસલમાન તવારીખોમાં પણ બે ભેદ છે. જે તવારીખકારો મોલવીઓ કે ધર્મ સાથેનો જ સંબંધ ધરાવનારા હોય છે એ કાંઈપણ તટસ્થતા જાળવી શકતા નથી. જે લેખકોનું કાર્ય સામાન્ય હકીકતો લખવાનું જ છે એ કાંઈક તટસ્થ રહી શકે છે. કેટલાક એવા લેખકો પણ બીજાના ગ્રંથના આધારે કે સાંભળેલ વાત લખે છે ત્યારે એમાં ખરી ઝિના તારવી કાઢવી મુશ્કેલ પડે છે. સોમનાથખંડનની હકીકતમાં સર્વથી પ્રાચીન અને વિશ્વસનીય ઉલ્લેખ અલ્બીરૂનીનો છે. તે પછીની

તવારીખોનાં વર્ણનો ખૂબ ગાળીને લેવા જેવાં છે. અકબરના સમયમાં મુસલમાન લેખકોમાં કાંઈક સહિષ્ણુતા આવી હતી એટલે અબુલફ્ઝીલ કે તબકાતે અકબરીનો લેખક ખાજા નિઝામુદીન અહમદ કાંઈક તટસ્થતા જાળવે એવા છે. એમાં તબકાતે અકબરીનો કર્તા ગૂજરાતમાં બક્ષી તરીકે આવેલો એનો ઉલ્લેખ કાંઈક ઠીક હોય છે. પરંતુ તે સિવાયના લેખકો માટે તટસ્થતાની ખાતરી આપી શકાય નહિ. આ દૃષ્ટિએ ઘણા લેખકો તારીખે ફિરિસ્તાના ઉતારા કરે છે તે યોગ્ય નથી. એનો લેખક ધાર્મિક આવેશવાળો નથી, પરંતુ એણે એનો ઇતિહાસ છેક દક્ષિણમાં બેઠે બેઠે બીજા ગ્રંથો ઉપરથી જ લખ્યો છે. ગૂજરાતમાં તો એ આવ્યો જ નથી, એટલે એના લખાણમાં અતિશયોક્તિઓ દેખાય છે. તે પછી કાંઈક તટસ્થ ઇતિહાસ મિરાતે એહમદી ગણી શકાય; પણ એ તો આધુનિક જ કહેવાય.

### અલ્બીરૂનીની ( ઈ. સ. ૧૦૩૦ ) તારીખે હિંદ

મુસલમાન તવારીખોમાં સર્વથી પ્રથમ અને સર્વથી વિશ્વસનીય અલ્બીરૂની છે અને એ સમકાલીન હતો એ જોયું. એણે હિંદુ શાસ્ત્રો અને પુરાણોનો અભ્યાસ કર્યો હતો.[1] એના ગ્રંથમાં એણે સ્કંદપુરાણ–પ્રભાસખંડમાં આવેલી

---

૧. એનું આખું નામ અબુરિહાન મુહમ્મદ બિન અહમદ અલ્બીરૂની: અલ ખ્વારીઝમી છે. એ ખગોળવેત્તા, તર્કશાસ્ત્રી, ઇતિહાસકાર, અને જ્યોતિષનો જ્ઞાતા હતો. (જુઓ ઈલીયટ. ભા. ૨.) 'અલ્બીરૂની'ના તારીખઉલ હિંદનો તરજૂમો અંગ્રેજીમાં સચાઉએ કરેલો પ્રસિદ્ધ છે. એણે આપણાં પુરાણો અને જ્યોતિષનો અભ્યાસ કરેલો. કેટલાંક પુરાણો આજે મળતાં પણ નથી એવાં નામો એણે આપેલાં છે.

ચંદ્રની ૨૭ પત્નીઓમાંથી એ એકલી રોહિણી ઉપર પ્રીતિ રાખતો અને દક્ષે એને શાપ દીધેલો, અને એણે શાપ-નિવારણ માટે શિવને પ્રસન્ન કરી એમનું લિંગ પોતાના પોતાના નામ ઉપરથી સ્થાપ્યું એ કથા વિગતવાર લખે છે, અને 'સોમ' એટલે 'ચંદ્ર' અને એના 'નાથ' એટલે 'સ્વામી' એવો સ્પષ્ટ અર્થ પણ લખે છે; એટલે એના સમયમાં 'સોમનાથ' નામથી મંદિર પ્રસિદ્ધ હતું એ તો સ્પષ્ટ છે. આ લિંગ પાંચ હાથ ઊંચું હતું[૨] અને હિ. ૪૧૬માં મહમૂદ ગઝનવીએ એને તોડયું એમ પણ સ્પષ્ટ લખે છે; એટલે મુસલમાન આધારોમાં બસો વર્ષ પછી ખંડન વિશે લખાયેલું છે એવો આપણા કેટલાક લેખકોનો મત અસ્થાને છે. અલ્બીરૂની લિંગખંડનની વાત લખે છે પણ મંદિરને તોડયાની વાત લખતો નથી. લિંગનો એક ટુકડો ગઝનીમાં મહેલનાં પગથિયાં આગળ અને બીજો જુમામસ્જિદ આગળ નાખ્યો એ વાત અલ્બીરૂની લખે છે, અને એ માટે જે શંકા છે તેની ચર્ચા આગળ કરી ગયા છીએ. બીજા તવારીખકારો લખે છે તેમ મક્કા અને મદીના બે ટુકડા મોકલ્યા તે વાત અલ્બીરૂની લખતો નથી. એક તવારીખકાર એ બે ટુકડા મક્કા મોકલવા રાખી મૂકેલા એવો ઉલ્લેખ કરે છે; એટલે મહમૂદે ટુકડા કર્યા હશે અને એને ગઝની લઈ જવા પ્રયત્ન પણ કર્યો હશે, પણ તે છેક સુધી નહિ લઈ જઈ શકયો હોય. અલ્બીરૂની

૨. લિંગ પથ્થરમાંથી ઘડવાના શિલ્પશાસ્ત્રની અને વહાર-મિહિરની બૃહત્ સંહિતાના ઉલ્લેખો એણે સવિસ્તર આપ્યા છે અને એવા માપથી વિરુદ્ધ લિંગ બને તો રાજા પ્રજાને નડતર થાય એ બધું એણે લખ્યું છે; એટલે લિંગ કે મૂર્તિની વાતમાં એ ભૂલ કરે એ સંભવ નથી.

લખે છે કે મહેલનાં પગથિયાં આગળ એક ટુકડો, થાણેશ્વરથી લીધેલી ચક્રપાણિ સ્વામીની કાંસાની મૂર્તિની પાસે નાખ્યો હતો.[૩] આ મૂર્તિ પહેલાંની કોઈ ચઢાઇ વખતે લીધેલી હોય, અને અલ્બીરૂનીને એની ખબર હોય. પથ્થર અને કાંસાની મૂર્તિઓ એક સાથે મહેલનાં પગથિયાં પાસે નાખવાનો સંભવ દેખાતો નથી. બીજા તવારીખકારોની પેઠે અલ્બીરૂની કોઇ મૂર્તિનું ખંડન સોમનાથમાં કર્યું હોય એવો ઉલ્લેખ પણ કરતો નથી. સોમનાથની અંદરની સમૃદ્ધિનો ઉલ્લેખ પણ કરે છે અને ગંગાનું જલ અને કાશ્મીરનાં પુષ્પો સોમનાથ માટે આવે છે એમ પણ આ લેખક લખે છે; એટલે મૂર્તિના ખંડનની વાત વિદ્વાનો કલ્પિત માને છે અને શિવમંદિરમાં લિંગ જ હોય છે, મૂર્તિ નહિ, એમ માને છે. એ ચર્ચા આગળ કરીશું.

ઈબ્ન અસીરની કામીલુત્તવારીખ (૧૨૩૦)

અલ્બીરૂની પછી ઈબ્ન અસીરે કામીલુત્તવારીખ આશરે ઈ. સ. ૧૨૩૦માં લખી છે[૪] આપણા જે લેખકો આ ચઢાઇ-

૩. સચાઉનો અલ્બીરૂની. ચક્રપાણિની વાત માત્ર અલ્બીરૂની જ લખે છે, બીજા લેખકો લખતા નથી. મક્કા મદીના જે ટુકડા મોકલવાની વાત બીજા લખે છે તે અલ્બીરૂનીએ લખી નથી.

૪. ઈબ્ન અસીર, ઈલિયટ, ભા. ૨, પૃ ૨૪૪ અને પાછળ નોટ D માં એનો સોમનાથને લગતો ઉતારો આપ્યો છે. જુઓ, પૃ. ૪૬૮–૭૧, હબીબુસ્સીયરે પણ આ ઇતિહાસનો લાભ લીધેલો છે. એ ઈ. સ. ૧૧૫૦ માં જન્મ્યો હતો અને ઈ. સ. ૧૨૨૯ ની લગભગમાં ઇતિહાસ લખ્યો. આ સમય ગૂજરાતમાં સોલંકીઓના મધ્યાહ્નનો હતો અને સોમનાથ ગૂજરાતનું ધાર્મિક પાટનગર હતું. એટલે એણે મહમૂદે કરેલા ભંગ પછીની ખબરો મેળવી હશે. એ સાહિત્યનો શોખીન હતો એમ કહેવાય છે.

ના ઉલ્લેખો અઢીસો વર્ષ પછીના મળે છે એમ લખે છે તે ઈબ્ન અસીર ઉપરથી લખે છે. ઈ. સ. ૧૦૨૪માં મહમૂદે હિંદનાં ઘણાં શહેરો અને કિલ્લા સર કર્યાં અને સોમનાથની મૂર્તિ ભાંગી. હિંદમાં આ સૌથી મોટી અને સૌથી પવિત્ર મૂર્તિ હતી. દરેક ગ્રહણ વખતે ત્યાં એક લાખ કરતાં પણ વધારે હિંદુઓ યાત્રા માટે એકઠા થાય છે. હિંદુઓ એમ માને છે કે મરણ પછી બધા જીવાત્માઓ સોમનાથમાં ભેગા થાય છે. સમુદ્ર ભરતીનાં મોજાંથી શિવની પૂજા કરે છે. હિંદની કીમતીમાં કીમતી ચીજો સોમનાથમાં આવે છે. મંદિરને દસ હજારથી વધારે ગામો દાનમાં મળ્યાં છે અમૂલ્ય જવાહિરો–રત્નો આ મંદિરમાં ભેગાં થયેલાં છે. ગંગા નદી સોમનાથથી ૧૨૦૦ માઈલ જેટલે છેટે છતાં એના જલથી સોમનાથને રોજ સ્નાન કરાવાય છે અને એ માટે રોજ કાવડો આવે છે. એક હજાર બ્રાહ્મણો રોજ મંદિરની પૂજા અર્થે અને યાત્રાળુઓને દર્શન કરાવવા માટે રોકાયેલા હોય છે. તીર્થમાં યાત્રાળુઓનાં મુંડન માટે ત્રણસો હજામો હાજર હોય છે અને સાડાત્રણસો ગાનારી છોકરીઓ મંદિરમાં નાચગાન કરે છે તેમને પગાર મળે છે. આ લેખક લખે છે કે મહમૂદ હિંદમાં બીજી મૂર્તિઓ તોડતો હતો ત્યારે એમ કહેવાતું કે સોમનાથ બીજી મૂર્તિઓ ઉપર ગુસ્સે થયેલા છે તેથી એમનો નાશ થાય છે. જો એ પ્રસન્ન હોય તો કોઈ નાશ કરી શકે નહિ. આ વાત જ્યારે મહમૂદના સાંભળવામાં આવી ત્યારે એણે સોમનાથનું ખંડન કરવાનો નિશ્ચય કર્યો. પછી ચઢાઈનું વર્ણન આવે છે, એ આગળ કરેલું હોવાથી ફરી લખવાની જરૂર નથી.

## મંદિરનું વર્ણન

ઈબ્ન અસીરમાં લખે છે કે સોમનાથના મંદિરમાં ૫૬ થાંભલા સાગના લાકડાના હતા અને એના ઉપર સીસું મઢેલું હતું. મૂર્તિ પાંચ હાથ ઊંચી હતી અને બે હાથ જમીનમાં હતી એના ઉપર કાંઈ દેખાવ કે કોતરણી નહોતી. યામીનુદ્દોલ્લાએ (મહમૂદે) એનો એક ભાગ બાળ્યો અને બીજો ગઝની લઈ જઈ જુમામસ્જિદના દરવાજા આગળ નાખ્યો. મૂર્તિનો ઓરડો (ગર્ભગૃહ) અંધારો હતો, પણ એમાં રત્નજડિત દીવાથી ખૂબ પ્રકાશ રહેતો. મૂર્તિ પાસે એક બસો મણ સોનાની સાંકળ લટકતી હતી, અને રાત્રે પહોર વીત્યે સાંકળ હલાવવાથી ઘંટનાદ થતા અને પૂજારીઓની બદલી થતી, અને પૂજા ચાલુ રહેતી. જોડે મંદિરનો કોશાગાર હતો અને એમાં સોના રૂપાની ઘણી મૂર્તિઓ હતી, એના ઉપર પણ કીમતી જવાહીરથી જડેલા પડદા હતા. મહમૂદને વીસ લાખ દીનારનો માલ મંદિરમાંથી મળ્યો.[૫] પચાસ હજાર માણસો આ લડાઈમાં માર્યા ગયા.[૬]

### ઈબ્ને અસીર અને અલબીરૂનીનાં વર્ણનની સરખામણી

અલ્બીરૂનીના સાદા વર્ણન પછી ઈબ્ન અસીર સૌથી

૫. પ્રો. કોમીસેરીએટ એક કરોડ પૌંડની કીમતનો માલ મળ્યો એમ લખે છે.

૬. ઈલિયટ ભા–૨. પૃ. ૪૬૮–૭૧. આ ખુવારી બન્ને બાજુની કે એક જ બાજુની તે સ્પષ્ટ થતું નથી. કેટલાક તવારીખકારો એકલા હિંદુઓની આટલી ખુવારી ગણે છે તે ખરું લાગતું નથી. બન્ને પક્ષની હોય એ જ બરોબર હશે.

પુરાણો લેખક ગણી શકાય અલ્બીરૂનીએ પણ મૂર્તિને બદલે લિંગની વાત લખી છે અને ઈબ્ન અસીર લિંગ શબ્દ લખતો નથી છતાં વર્ણન લિંગનુ જ કરે છે. પરંતુ અલ્બીરૂની મૂર્તિ ઉપર કીમતી વસ્ત્રો અને અલંકારો હતા તેને લઈ ગઝની મોકલી દીધાં એમ લખે છે. મૂર્તિનો ઉપરનો ભાગ તોડીને બાકીના ભાગના વસ્ત્રાલંકારની વાત લખે છે. આ વર્ણન અલ્બીરૂની જેવા સમકાલીન અને સંસ્કૃતના વિદ્વાનને શોભે તેવું નથી; પણ એના ઉપર તો સતત જલધારા ચાલુ હોય છે એટલે અલંકાર હોય નહિ. ઇબ્ન અસીર આવા વસ્ત્રાલંકારની વાત લખતો નથી. આ બધો વિચાર કરતાં મુસલમાન તવારીખકારોમાંથી કેટલાકે ચોક્કસ રીતનું વર્ણન લખવા છતાં એ વર્ણન સાંભળેલું અને અતિશયોક્તિવાળું તો દેખાય છે જ. આ લેખકો એ સમયે, કે એ પછી મંદિર જોઈને, વસ્તુસ્થિતિ નજરે જોઈ આવ્યા હોય એ તો અશક્ય વાત છે; પણ કોઈને પૂછીને ચોક્કસાઈ કરી હોય.[૭] એટલે જ લિંગને ગઝની લઈ જઈ મસ્જિદ આગળ નાંખ્યું એ માનવા જેવું નથી.

### આ વર્ણનોના ખોટા-ખરાપણાની ચર્ચા

અહીં એક વાત વિચારવા જેવી છે કે નજરે જોયા વગર સાંભળેલી ચોક્કસ વાતમાં પણ વિધર્મી લેખક ભૂલ કરે એ સંભવિત છે. અલ્બીરૂની અને ઈબ્ન અસીર વચ્ચે બે સદીઓનો સમય છે, એટલે પાછળના લેખકોની પેઠે એ લોકો હાથ-પગવાળી મૂર્તિના ખંડનની વાત લખતા નથી.

૭. આ જોતાં અલ્બીરૂની જેવાની પણ લિંગના ટુકડા ગઝની મોકલ્યાની વાત કેમ માની શકાય ?

પરંતુ વર્ણન એવું છે કે લિંગને-બંધ બેસે તે સાથે મૂર્તિનું સૂચન કરે. આ ઉપરથી એમ જ જણાય છે કે મુખ્ય મૂર્તિ પાંચ હાથનું લિંગ હતું એ તો સત્ય જ છે. પરંતુ એ સાથે મંદિરોમાં મુખ્ય દેવની અને એગના ભિન્ન સ્વરૂપોની મૂર્તિઓ આસપાસ રાખવાનો રિવાજ હોય છે. આ ઉપરાંત ઉત્સવમૂર્તિઓ હોય છે એમને તો અલંકારો પહેરાવાય છે શિવનું લિંગ જ પૂજાય છે, છતાં શિવની મૂર્તિઓ પણ ઘણા પ્રાચીન કાળમાં પૂજાતી એ આગળનાં પ્રકરણમાં જોયું છે. મૂર્તિઓ ઉપરાંત કદાચ એમ પણ હોય કે લિંગ પોતે જ મુખલિંગ હોય બીજી સદીનાં, એટલે ભારશિવ મહા-રાજ્યના સમયનાં એવાં મોટાં મુખલિંગો જડેલા છે.[૮] આગળ કરેલા પુરાણના વર્ણન ઉપરથી સોમનાથના લિંગની પાસે કે પડખે ભરવની મૂર્તિ, કદાચ હોય અગર તો લિંગ પોતે જ મુખાકૃતિવાળું હોય. જો એ લિંગ લિંગોદ્ભવ મૂર્તિ-લિંગ હોય તો લિંગમાં જ બ્રહ્મા અને વિષ્ણુની મૂર્તિઓ હોય[૯] આવી મૂર્તિઓ કે ઉત્સવમૂર્તિઓનાં વર્ણન સાંભ-ળીને મુસલમાન તવારીખકારોએ લિંગ અને મૂર્તિ બન્નેને બંધ બેસે એવાં વર્ણનો કર્યાં હોય એ સંભવિત છે.[૧૦]

---

૮. મુખલિંગોના જાયસ્વાલજીએ આપેલા ફોટાચિત્રોનો ઉલ્લેખ આગળ કર્યો છે

૯. એવી લિંગોદ્ભવ મૂર્તિનાં ચિત્રો બહાર પડેલાં છે. એવી એક મૂર્તિનું ચિત્ર ખંભાતના ઈતિહાસમાં મેં આપેલું છે.

૧૦. ઉત્સવમૂર્તિ કે ભોગમૂર્તિનો રિવાજ દ્રાવિડ દેશમાં સર્વવ્યાપી છે, અને જુદાંજુદાં વાહનો ઉપર એ મૂર્તિઓને બેસાડી

હજાર બ્રાહ્મણો પૂજા કરાવનાર, સેંકડો હજામો, અને નાચગાન કરનારી સ્ત્રીઓ આ બધું પણ ન માનવાને કારણ નથી. આજે આપણા ગૂજરાતમાં આ બધું ન હોવાથી આ વર્ણનો કલ્પિત એવો ખ્યાલ કેટલાક વિદ્વાનોને આવે છે; પરંતુ દક્ષિણનાં શિવમંદિરો અને બીજાં મંદિરો જોતાં આ વર્ણન ખોટાં માનવાને કારણ નહિ રહે ગુજરાતમાં પાછળથી શૈવ મત અસાંપ્રદાયિક થઈ ગયો એટલે આપણને આજે આ બધાં વર્ણનો કલ્પિત લાગે છે; પરંતુ મુસલમાનોની પહેલાં આપણે ત્યાં દક્ષિણના જેવી જ પૂજાઓ થતી હતી શૈવ મત તો આપણા પ્રાંતમાંથી જ ઊલટો દક્ષિણમાં ગયો છે; એટલે આજે દક્ષિણમાં છે એવી પૂજાઓ ગઝનવી સોમનાથમાં આવ્યો ત્યારે નહિ થતી હોય એમ માનવાને કાંઇ કારણ નથી દક્ષિણનાં મોટા તીર્થધામ ગણાતાં મંદિરો આગળ હજામો મુંડન માટે બેસે છે; સેંકડો બ્રાહ્મણો ગોરપદું કરી પૂજા કરાવે છે, ઘણા રુદ્રાભિષેકના પાઠ માટે બેસી રહે છે; દેવદાસીઓ મંદિરને માટે ખાસ રોકાયેલી હોય છે. એ લોકો અમુક સમયમાં પૂજન વખતે અને ઉત્સવ વખતે તથા દેવના અમુક ઉત્સવોમાં બહાર વરઘોડા નીકળે છે ત્યારે નાચગાન પણ કરે છે. આવા વરઘોડામાં મુખ્ય દેવ લિંગ હોવા છતાં પણ, એમની અનેક ભુજાવાળી મૂર્તિઓ અનેક વસ્ત્રાલંકર સાથે બહાર નીકળે છે. દક્ષિણ હિંદના દ્રાવિડ પ્રાંતોમાં આ બધા દેખાવો રોજના

---

વરઘોડા નીકળે છે મોટા રથોમાં પણ નીકળે છે આપણે ત્યાં એ રિવાજ નષ્ટ થયો છે માત્ર નાગરો શ્રીહાટકેશ્વરનો અને મેવાડા બ્રાહ્મણો એકલિંગજીનો વરઘોડો કાઢે છે એ શિવનું મુખ પાલખીમાં બેસાડે છે અને વસ્ત્રાલંકાર પહેરાવે છે.

છે; એટલે આપણા પ્રાંતની શિવપૂજાની આજની સ્થિતિ ઉપરથી તવારીખકારોનાં વર્ણનો ખોટાં જ છે એમ માનવા કારણ નથી. એમાં અતિશયોક્તિ અવશ્ય છે આ નાચગાન અને સ્ત્રીઓના ઉલ્લેખ અલ્બીરૂની કરતો નથી; એટલે મહ-મૂદના સમયમાં એ રિવાજો (નાચનારીના રિવાજ) ન હોય કે અલ્બીરૂની એની નોંધ ભૂલી ગયો હોય ઈબ્ન અસીર એનો નોંધ કરે છે તેથી કદાચ ભીમદેવના સમય પછી ચાલુક્યોના સમયમાં દક્ષિણનો રિવાજ આવ્યો હોય એમ પણ સંભવે. એટલે જ કદાચ ઈબ્ન અસીરે પોતાના ગ્રંથમાં એની નોંધ કરી હોય આમ બે જાતના સંભવ આ વર્ણન માટે છે,[11] પરંતુ એને ખોટું માની કાઢી નાખવાનું કાંઈ કારણ નથી.

આ બે મુખ્ય તવારીખોનાં વર્ણન લખ્યા પછી બીજી તવારીખોનો નામનિર્દેશ જ બસ થાય એમાં વર્ણનમાં જે ફેર જાણવા લાયક હોય તેનો ટૂંકો માત્ર ઉલ્લેખ કરીશું મુસલ-માન તવારીખોના આ બાબતમાં બે ભાગ પાડી શકાય : એક ભાગ ઈબ્ન અસીરને અનુસરતો જરા અતિશયોક્તિ અને અજ્ઞાન-

---

૧૧. એક સંભવ : શિવપૂજા અહીંથી બીજે દક્ષિણમાં મુસલ-માન સત્તાનું જોર ઓછું હોવાથી ત્યાં જૂના રિવાજો ચાલુ રહ્યા, જ્યારે અહીં જતા રહ્યા. બીજો સંભવ એવો કે જો નાચનારી—દેવદાસીઓની વાત દક્ષિણથી જ આવી હોય અને ચાલુક્યોની પહેલાં ન હોય તો અલ્બીરૂનીએ એ ઉલ્લેખ ન કર્યો હોય. અને ઈબ્ન અસીરે બસો વર્ષે કર્યો તે ઉપરથી સોલંકીઓના દક્ષિણ-કર્ણાટક-સાથેના સંબંધથી એ રિવાજ અહીં આવ્યો હોય આ બેમાંથી કયો સંભવ ખરો એ કહેવું મુશ્કેલ છે, પરંતુ આ રિવાજ હતો એ તો સત્ય ગણવું પડે.

વાળો છતાં કાંઈક વિશ્વાસ રાખવા જેવો પણ ખરો; બીજો છેક ઊડતી વાતો અને જોડી કાઢેલી વાતોથી ભરેલો અને માત્ર કૌતુક ખાતર જ નોંધવા જેવો.

## બીજી તવારીખો અને એમની મુખ્ય વિગતો

આ રીતે તારીખે અલફી, તારીખે હાફીજ અબૂ, તબકાતે અકબરી, જામે ઉલહિકાયત, તબકાતે નાસિરી, રોઝતુસ્સફા, હબીબુસ્સીયર, તારીખે ફિરિસ્તા, કિસ્સાએ મહમૂદશાહ મંગલૂરી, વગેરે ઘણી તવારીખો ગણાવી શકાય[12] શેખ સાદી, શેખ દીન, શેખ ફરીદુદ્દીન અત્તાર, કુતુહુસ્સુલાતીન વગેરે કેવળ કલ્પિત વાતોથી ભરેલી પણ ગણાવી શકાય.

પહેલા ભાગમાં ગણી શકાય એવી તવારીખોમાં મંદિરનું અને પૂજાનું વર્ણન કાંઈક ફેરવાળું છતાં ઈબ્ન અસીરને અનુસરતું ગણાય ખરી રીતે તો આ પાછલા લેખકોમાંથી ઘણાઓએ પહેલાંના લેખકોનાં વર્ણન વાંચી એમાં પોતાનું મરચું મીઠું ભભરાવેલું દેખાય છે. ગાનારાઓ અને નાચનારી સ્ત્રીઓની સંખ્યામાં ફેરફાર દેખાય છે. તારીખે અલફી ત્રણસો ગવૈયા અને પાંચસો નાચનારીઓનો ઉલ્લેખ કરે છે. અલફી, ઈબ્ન અસીર અને હાફીજ અબૂ સોમનાથની મૂર્તિ અંધારા ઓરડામાં હતી અને એમાં રત્નજડિત ઝુમ્મરોના દીવા હતાં તથા તિજોરીમાં સોના રૂપાની મૂર્તિઓના ઉલ્લેખો કરે છે. તબકાતે અકબરી, મહમૂદ પાછો જતાં હિંદનો મોટામા મોટો રાજા પરમદેવ

---

૧૨. ઈલિયટ ભાગ ૨. પાછળ પરિશિષ્ટમાં સોમનાથ ઉપરના ખાસ તવારીખકારોનાં વર્ણનોના ઉતારા આપ્યા છે.

૧૩ એને રોકવા આવે છે એમ સાંભળીને એની સાથે જોડાઈ લડવામાં સાર નથી એમ માનીને સિંધ રસ્તે ઝડપથી પાછો ગયો એમ લખે છે, બીજાં વર્ણનોમાં કાંઈ ફેર બતાવ્યો નથી. તબકાતે નાસિરી, રણમાં સોમનાથના કોઈ ભક્તે જાણી જોઈને રસ્તો બતાવ્યો અને મેહમૂદે એને મારી નાંખ્યો એ કલ્પિત વાતનો ઉમેરો કરે છે: રોઝતુસ્સફા એ જે પ્રમાણે વર્ણન કરે છે અને નાચગાન કરનારની સંખ્યા અલબીના જેટલી જ ગણાવે છે.[૧૪] મંદિર પંદ થાંભલાનું હતું અને એનાં ઉપર રત્નો જડયાં હતાં. એક એક થાંભલા ઉપર હિંદના એક એક રાજાનું નામ હતું.

## ફિરિસ્તા વગેરેના લેખકોનાં વિચિત્ર વાતો

તારીખે ફિરિસ્તા જેને કેટલાક આધારભૂત તવારીખ ગણે છે એમાં તો ખૂબ ખરું ખોટું ભેગું મેળવેલું છે. એ લખે છે કે સોમનાથી મૂર્તિ પાંચ વાર (yards) ઊંચી હતી,[૧૫] એના બે વાર જમીનમાં હતા. આ વાત લિંગ

---

૧૩. પરમદેવ ભીમદેવ નહિ, પણ માળવાનો પરમાર રાજા હશે.

૧૪. ગાનારા અને નાચનારીઓ જુદાં ગણાવે છે તે ખરું લાગે છે. ગાનારા ઢોલ શરણાઈ સાથે જુદા ઓજે પણ દક્ષિણનાં મંદિરોમાં છે. એક તવારીખકાર ગાનારા વગાડનારા એમ લખે છે. સવાર બપોર સાંજ અને રાત્રે દેવ આગળ વાજાં ઢોલ વગેરે વગાડવામાં આવે છે.

૧૫. પાંચ હાથ એ સાચું લાગે છે. અહમદી ગજ લખે છે. વાર લખવા એ તરજૂમો કરનારની ભૂલ દેખાય છે. પ્રો. કોમીસેરીએટ પાંચ હાથ ઉપરથી જ નવ ફીટ લખે છે.

હોવાનું સૂચવે છે. પરંતુ આગળ તુરત એનો વિરોધ આવે છે. લેખક લખે છે કે મહમૂદે ગદાથી મૂર્તિનો ઉપલો ભાગ તોડયો, અને એનું "નાક" તોડયું! એ સમયે બ્રાહ્મણોએ ખૂબ ધન આપવા અને મૂર્તિ ન તોડવા આજીજી કરી. મહમૂદે તે ન માન્યું અને બીજા પ્રહારથી મૂર્તિનું પેટ તોડયું. મૂર્તિનો આ ભાગ પોલો હોવાથી અમૂલ્ય હીરા, માણેક, મોતીનો ભંડાર નીકળ્યો આની કીમત બ્રાહ્મણોએ જે આપવા કહેલું તેથી ઘણી વધારે હતી. લેખક લખે છે કે મૂર્તિનો એ ભાગ ન તોડવા માટે બ્રાહ્મણો ના પાડતા હતા એનું ખરું કારણ મૂર્તિ ઉપરની ભક્તિ નહિ, પણ આ ખજાનો જતો રહે એ હતું. આ વાત ઉપર ટીકા કરતાં મી. કઝીન્સ ખરું લખે છે કે આ વર્ણન જ ખોટું છે, કારણ કે ઈબ્ન અસીર, અને રોઝતુસ્સફાનો લેખક મીરખોન્દ બ્રાહ્મણોએ આવી લાંચ આપવા મહમૂદને કહેલું એવો ઉલ્લેખ જ કરતા નથી; એવી મૂર્તિનો ઉલ્લેખ પણ કરતા નથી. ખરું જોતાં ફિરિસ્તાને આ બાબતનું ભાન જ હોય એમ લાગતું નથી. શ્રી કરકરિયા નામના ગૃહસ્થ આ માટે લખે છે કે આ ઇતિહાસકારો ગમે તેવું જૂઠાણું લખવામાં અચકાતા નથી. અને જેમને આ તવારીખોનો અભ્યાસ હોય તે કહી શકશે કે એમને ઇતિહાસનું નામ શોભતું નથી[૧૬] રોઝતુસ્સફા દાબીસલીમને મહમૂદે વહીવટ સોંપ્યાની વાત લખે છે. અહીંનાં રાજકુટુંબોમાં દાબીસલીમના કુળ જેવું ખાન-

૧૬. શ્રી. કરકરિયાના, મુંબાઈના રૉયલ એસિયાટિક સોસાયટીના જર્નલમા આવેલા લેખનો ઉલ્લેખ કઝીન્સે આર્કિયોલોજિકલ સર્વેમાં નોંધમા કર્યો છે

દાન એકે નથી જે દાબીમલીમને મહમૂદે હાકેમ નીમ્યો એ બ્રાહ્મણ જેવા વર્તનવાળો અને તત્વજ્ઞાની હતો.[૧૭] આ હકીકત કદાચ નદવી સાહેબના વલભીના રાજવંશના દેવશીવના તર્કને અનુમોદન આપે પરંતુ અલબીરૂનીએ આ બનાવ પછી પાંચ વર્ષ પછી લખેલા ઈતિહાસમાં આ વાત લખી નથી. ફિરિસ્તા વળી 'સોમનાથ' નામનો અર્થ 'સ્વયંભૂનાથ' સાથે જોડે છે. આ કદાચ જ્યોતિર્લિંગ સ્વયંભૂ છે એમ સમજીને કરેલો તર્ક દેખાય છે.

### તવારીખોના કેટલીક અસંબદ્ધ વાતો

હબીબુસ્સીયર શેખ ફરિદુદ્દીન અત્તારનો આધાર બતાવીને કેટલીક વાતો લખે છે. ફરિદુદ્દીન અત્તાર લખે છે કે સોમનાથની મૂર્તિને અગ્નિ પ્રકટાવી તેના તાપથી મહમૂદે

૧૭ ખોન્દામીર હબીબુસ્સીયર, ઈલિયટ ભા. ૪, પૃ. ૧૮૩–૮૬–આ લેખક ઈ. સ. ૧૫૨૧ મા હતો. દાબીમલીમ ઉપર એણે લબાણથી લખ્યું છે. બે દાબીસલીમ હતા અને એમની વિગતનો સહેજ ઉલ્લેખ આગળના પ્રકરણમાં કર્યો તે વાત પણ આ લેખકે લખેલી છે. દાબીસલીમને એ જૂના રાજવંશનો કહે છે, પણ નામ દાબીસલીમ મુરતાઝ એવું લખે છે. વર્ણન લાંબું છતાં અર્થ વગરનું જણાય છે. અહીં પૃ. ૧૮૩ ની નોંધમાં એક D' Herbelot નામના લેખકનો ઉલ્લેખ છે. તે લિંગને પાંચને બદલે પચાસ હાથ લાંબુ ને તેમાં ૪૭ હાથ જમીનમાં હતું એવી અર્થહીન વાત લખે છે. બીજી નોંધમાં એલ્ફિન્સ્ટનનો મત લખે છે તેમાં દાબીસલીમને ચાવડા વંશનો કહે છે. બર્ડ દાબીસલીમને દેવશીવ કહે છે. અહીં હબીબુસ્સીયરનું એક કવિત અંગ્રેજીમાં તરજૂમો કરી લખ્યું છે. તેમાં તુર્કને ગોરા હોવાથી દિવસ અને હિંદુને કાળા હોવાથી રાત કહ્યા છે, અને સૂર્ય એટલે તુર્કની સોનેરી ઢાલ, તુર્કે રાતનું માથું કાપ્યું ને દિવસ ઊગ્યો, એવું કવિત છે.

તોડી અને એના પેટમાંથી વીસ મણ જેટલાં કીમતી રત્નો નીકળ્યાં કેટલાક બીજા તવારીખકારો અરબસ્તાનની લાત અને મનાતની મૂર્તિ સોમનાથમાં હતી એવો ઉલ્લેખ કરે છે હબીબુસ્સીમર એ મૂર્તિ મહમૂદના લશ્કરે સોમનાથમાં જોઈ એમ પણ લખે છે. આ ઉલ્લેખો કેવળ અર્થહીન છે. મનાતની મૂર્તિ પૂજાતી હતી તેના સમર્થનમાં 'મનાત' શબ્દની આગળ 'સો' લગાડીને હિંદુઓએ 'સોમનાત' નામ પાડ્યું એવી વાત પણ જોડી કાઢેલી દેખાય છે લાતની મૂર્તિનું પણ એવું જ છે. લાત, એ ઈસ્લામની પહેલાં અરબો મૂર્તિપૂજક હતા ત્યારે ત્યાં પૂજાતી એક દેવીની મૂર્તિ છે. એ મૂર્તિ લાંબા પથ્થરમાં ત્યાં પૂજાતી, અને ત્યાંની પ્રસિદ્ધ લાતની મૂર્તિ મક્કામાં આજ એક દાંદર નજીક ઊધી નાંખેલી છે એમ કહેવાય છે. લાતની મૂર્તિ સોમનાથમાં મહમૂદના લશ્કરીઓએ જોઈ એવો જે ઉલ્લેખ દેખાય છે તે અરબસ્તાનની લાતની પથ્થરની મૂર્તિને કોઈએ પથ્થરના લિંગ સાથે સરખામણી કરવા ખાતર લખ્યું હોય[૧૮]

શેખ સાદી નામના એક કવિ જેવા લેખાતા લેખકે બુસ્તાન નામે ગ્રંથ લખ્યો છે એમાં વળી સોમનાથમાં એક સુંદર હાથીદાંતની મૂર્તિની વાત લખી છે[૧૯] ઈસ્લામ પહે-

---

૧૮. હબીબુસ્સીયર ખોન્દામીર, ઈલિયટ, ભા. ૪, પૃ ૧૮૧

૧૯. શેખ શાદીના વર્ણનનો ઉતારો કન્ઝીન્સે આર્કિયોલોજિકલ સર્વેના પોતાના ગ્રંથમાં લાંબી નોંધ તરીકે આપ્યો છે. નદરી સાહેબે પણ એની નોંધ લખી છે અને હાથી દાંતની મૂર્તિ સોમનાથના મંદિરમાં નહિ પણ ત્યાં જ આવેલા બીજા કોઈ મંદિરમાં હશે એવું અનુમાન કર્યું છે. પરંતુ આ આખીએ વાત જો લેખક

લમાં અજ્ઞાન સમયમાં અરબસ્તાનમાં મૂર્તિઓ હતી તેવી અહીં હતી એમ લખીને એક બ્રાહ્મણ મિત્રની વાત લખે છે અને મૂર્તિનું રહસ્ય જોવા એણે ખોટી શ્રદ્ધા બતાવી. એ મૂર્તિ રોજ પ્રાતઃકાળે આરતી પછી પોતાનો હાથ ઊંચો કરીને દર્શને આવનારાઓને આશીર્વાદ આપે છે એ પણ એણે બતાવ્યું. શાદીએ પોતે શ્રદ્ધાળુ હિંદુ થયો છે એવો ડોળ કર્યો અને મૂર્તિ તરફ ભાવ અને ખૂબ શ્રદ્ધા વ્યક્ત કર્યા. તે પછી એક રાત્રે ગુપ્ત રીતે એ મૂર્તિની પાછળ ભરાઈ રહ્યો અને હંમેશને સમયે હાથ ઊંચો થયો ત્યારે દોરડાથી એક પૂજારીને પાછળથી હાથ ખેંચીને ઊંચો કરાવતો દીઠો. લેખક લખે છે કે એ પૂજારીને એણે પકડ્યો અને મારી નાંખ્યો અને પોતે સોમનાથથી ઈરાન તરફ નાસી ગયો. કહે છે કે સાદીએ એ પૂજારીને કૂવામાં નાંખી દઈ એના ઉપર મોટા પથ્થરો નાંખ્યા. એને ડર હતો કે જો આ વાતની કોઈને ખબર પડશે તો એનું પોતાનું જ મોત આવશે.

### હાજી મહમૂદશાહ મંગરોલી

હાજી મહમૂદ મંગરોલીશાહ માટે પણ તવારીખ લેખકો વિચિત્ર વાતો લખે છે. કહે છે કે હિંદુ રાજાઓ સોમનાથમાં મુસ્લિમો ઉપર જુલમ કરતા હતા. રોજ એક મુસ્લિમનો સોમનાથના મંદિરમાં વધ થતો. હાજીને મક્કામાં સ્વપ્ન આવ્યું કે પોતે સોમનાથ જઈ મહમૂદ ગઝનવીને ચડાઈ કરવા બોલાવી આ બાબતનું વેર લેવું. એ ઉપરથી એણે

---

કવિ હોય તો કેવળ કલ્પનાથી ઉપજાવેલી દેખાય છે. વર્ણન લાંબું કર્યું છે અને ઝમકદાર કર્યું છે. અહીં માત્ર તેની ટૂંક નોંધ જ લીધી છે.

મહમૂદને બોલાવ્યો. એક મુસ્લિમ સ્ત્રીના પુત્રનો વધ થવાનો હતો એના બદલામાં હાજીએ પોતે જવાનું કહી તે બાઈને શાંત પાડી. આ વાત સોમનાથના રાજા જયપાળના જાણવામાં આવતાં એણે હાજીને ખાનગીમાં મારવા વિચાર કર્યો. હાજી એક દિવસ મંદિરમાં સમાધિસ્થ થયો અને રાજાએ એનો વધ કરવા આજ્ઞા કરી; પરંતુ મારનારાઓના હાથ સ્તબ્ધ થઈ ગયા અને તેઓ મારી શક્યા નહિ. કહે છે કે મહમૂદ જ્યારે સોમનાથ ઉપર ચડાઈ કરવા આવ્યો અને જયપાળ તથા એના સગા માંગરોળના રાજા કુંવરપાળને હરાવ્યો ત્યારે હાજી મહમૂદ બીમાર પથારીવશ હતો: મહમૂદ એને મળવા ન ગયો તેથી પહેલા બે દિવસોમાં એને હાર મળતી હતી એમ કેટલાક મુસલમાનોએ એને કહ્યું અને હાજીની દુઆ લઈ આવ્યા પછી એને સોમનાથનો કિલ્લો જીતવામાં વિજય મળ્યો એમ કહે છે આ વાત હાજી મહમૂદ મંગરોલી શાહ નામે આજે પ્રસિદ્ધ જગા છે તેનો ઇતિહાસ લખનારે કલ્પિત જોડેલી લાગે છે. માંગરોળથી સોમનાથ આવી વસેલા કોઈ મુસ્લિમ સાધુપુરુષ માટે આ વાત જોડી કાઢેલી દેખાય છે.[૨૦]

### સોમનાથની અદ્ધર મૂર્તિની વાત!

સોમનાથને લગતી વિચિત્ર વાતોમાં બીજી બે બહુ વિચિત્ર કથાઓનો ઉલ્લેખ કરવો જોઈએ. લગભગ ઇ. સ. ૧૨૭૫ જેટલા જૂના અરસામાં એટલે કે ઇબ્ન અસીર જેવાના

૨૦. હાજી મહમૂદ મંગરોલીશાહના વર્ણનના કિસ્સાનો ઉલ્લેખ આગળ જોયો છે. એમાંનું ઘણું વર્ણન પણ કલ્પના જ લાગે છે. પરંતુ એમનું કબરનું સ્થાન તો આજે સોમનાથ પાટણમાં છે.

લખાણ 'પછી થોડાં વર્ષમાં લખનાર ઝકરિયા અલ કાઝવાનીએ આસાર-ઉલ-બીલાદ નામનો ગ્રંથ લખ્યો છે, એમાં દરિયા કિનારે હિંદના સુપ્રસિદ્ધ શહેરમાં સોમનાથ નામની એક ચમત્કારી મૂર્તિ આવેલી છે એમ લખે છે. એ મૂર્તિને કાંઈ આધાર નથી, અને અદ્ધર રહેલી છે, એ કારણથી હિંદુ તેમજ મુસલમાન એને આશ્ચર્યથી નિહાળે છે. ગ્રહણમાં લાખો માણસો આવે છે અને મરણ પામેલાના જીવાત્માઓ પણ ત્યાં ભેગા થાય છે પછી બીજા તવારીખકારોએ કરેલું તેવું જ વર્ણન લંબાણથી કરે છે અને મહમૂદને ખૂબ ધન મળ્યું એમ પણ લખે છે પછી મહમૂદને આ મૂર્તિ અધ્ધર રહેલી છે એ આશ્ચર્યની તપાસ કરવાનું મન થયું. એણે મૂર્તિની ચારે બાજૂ ભાલો ફેરવાવ્યો, પણ કાંઈ વિઘ્ન ન નડ્યું. એક જણે એવી વાત કરી કે આ મૂર્તિ લોખંડની છે અને મંદિર બનાવનારે એવી તરકીબ કરી છે કે ઉપરની છતમાં લોહચુંબકના પથ્થરો જડેલા છે, એ એવી રીતે માપથી જડ્યા છે કે મૂર્તિ બરોબર વચ્ચે સમતોલથી રહી શકે. ઉપરની છતના પથ્થરો ખસેડવાથી આ વાતની પરીક્ષા થશે એમ નક્કી કરી સુલતાનનો તે બાબતમાં હુકમ મેળવી પથ્થર તોડવા માંડ્યા. બે પથ્થર કાઢતાં મૂર્તિ નમી ને ડોલવા લાગી, અને બધા પથ્થર કાઢતાં નીચે પડી. આ વાત કેવળ ફળદ્રુપ ભેજામાંથી નીકળી હશે એ કહેવાની જરૂર નથી. (ઈલિયટ, ભા. ૧, પૃ. ૯૭-૯૯.)

એક બીજો લેખક જ્યોતિષની વાત લખીને એક વિચિત્ર વાત ઉપજાવી કાઢે છે. કહે છે કે ગઝનીના સુલતાનના હાથે સોમનાથ ખંડન થશે એવું ભવિષ્ય જાણવાથી

સોમનાથના રાજા જયપાળે મહમૂદ નાનો હતો ત્યારે મૂર્તિ ન તોડવાનું વચન લીધેલું, પણ જ્યારે મહમૂદે સોમનાથનો વિજય કર્યો ત્યારે એણે એ વચન પાળ્યું નહિ, અને મૂર્તિને બાળીને એનો ચૂનો કર્યો અને પાનબીડાં તૈયાર કરાવી એમા એ ચૂનો લગાવ્યો; પછી બ્રાહ્મણોનો સત્કાર કરી એમને પાન ખવડાવ્યાં બ્રાહ્મણોએ મૂર્તિ પાછી આપવા કહ્યુ ત્યારે મહમૂદે મશ્કરી કરી કે મૂર્તિ તો તમે પેટમાં ઉતારી ગયા છો! લેખક આગળ લખે છે કે તે પછી બ્રાહ્મણોએ એવી જ બીજી મૂર્તિ કરાવી જમીનમાં દાટી, અને એક વાછડાને એ જગાએ પગથી ખોદવા તાલીમ આપી, પછી સોમનાથ એ ગામનાં વાછડાએ બતાવેલી જગાએ પ્રકટ થશે એવી જાહેરાત કરી અને લોકોના ટોળા સમક્ષ વાછડાએ પગથી ખોદ્યું ત્યાં મૂર્તિ નીકળી (કુતુ હુસ્સુલાતીન) આ વાત પણ ઉપરની વાત જેવી જ વિચિત્ર અને અર્થહીન છે તે જોઈ શકાશે

અહીં નોધ લીધી તે સિવાય પણ કેટલીક તવારીખો-માં સોમનાથનું અને મહમૂદની ચઢાઈનું વર્ણન આવે છે. કેટલીક દિલ્હીના તઘલખ વગેરે વંશના બાદશાહોની તવારીખોમાં ટૂંકા ઉલ્લેખો આવે છે તે યથાસ્થાને આગળ જોઈશું ઝિયાઉદ્દીન બરની જેવો ફીરોઝ તઘલખનો ઇતિહાસ-કાર પણ એક ભૂલ કરે છે કે મહમૂદ ગઝનવી ચામીનુદ્દૌલાએ મનાત નામની મૂર્તિ તોડી હતી તે પાછી 'સોમનાથ નામથી હિંદુઓએ ફરી સ્થાપી હતી અને અલ્લાઉદ્દીનના સરદારે તે ફરી તોડી[૨૧]

૨૧ ઇલિયટ ભા. ૩. તારીખે ફીરોઝશાહીમાં આવી વાત લખેલી છે. પૃ ૧૬૨ બરની આમ તો સારો લેખક ગણાય છે.

## મીરાતે અહમદી

મીરાતે અહમદી પોણા બસો વર્ષ પહેલાંનો અમદાવાદમાં બાદશાહી દીવાને જૂનાં દફતરો ઉપરથી લખેલો ગ્રંથ છે. એમાં ઉપરના અનેક તવારીખોના આધારો અને લોકમાં કરેલી તપાસ ઉપરથી સોમનાથની ચઢાઈ અને ધામનું વર્ણન લંબાણથી કહેલું છે. એ સમયે આજનું અહલ્યાબાઈએ બંધાવેલું મંદિર હતું નહિ. પ્રભાસ પાટણ અથવા દેવપાટણમાં પથ્થરથી બાંધેલા એક કિલ્લામાં આ મંદિર છે અને જગપ્રસિદ્ધ હોવા છતાં, અને હિંદની ચારે બાજૂથી યાત્રાળુઓ આવે છે છતાં પણ આજે ( અઢારમી સદીનો પાછલો ભાગ ) સારી સ્થિતિમાં નથી એમ લખે છે. હિંદુઓ આ તીર્થને સર્વથી પુરાતન માને છે. હફ્ત ઈકલીમ (સપ્તખંડ), રોજતુસ્સફા, જુબ્દ હફ્તગાના વગેરે ગ્રંથોના આધાર લેખક આપે છે મંદિરનું વર્ણન ઉપર જોઈ ગયા એ પ્રમાણે છે, પરંતુ ફિરિસ્તા વગેરે લેખકોની પેઠે મૂર્તિના સંબંધમાં આ લેખકે ભૂલ કરી નથી તેમજ પહેલાંના ગ્રંથોમાંથી આંખ મીંચીને ઉતારા કર્યા નથી, પરંતુ લિંગનો એક ટુકડો મહમૂદે, ગઝનીમાં લઈ જઈ જુમામસ્જિદ આગળ નાંખ્યો છે એમ માને છે, અને તારીખે અલફીના લેખકની પેઠે એ ટુકડો આજ સુધી એ જગાએ છે એમ લખે છે. માથાં મૂંડાવવા માટે તીર્થસ્થાનમાં ખાસ ત્રણસો ગજ જમીન પવિત્ર ગણી છે એમ આ લેખક જ લખે છે ત્રણસો હજામ માટે ત્રણસો ગજ જમીન એ પણ એક વિચિત્ર હકીકત જેવું લાગે છે, પણ સત્ય હોઈ શકે. એ પછી હિંદનાં જ્યોતિર્લિંગોની હકીકત અને જ્યોતિર્લિંગ એ જ ખરું શિવલિંગ અને

બાકીનાં લિંગો સ્થાપન કરનાર માણસોનાં નામ ઉપરથી હોવાથી દુકાનદારી જેવાં છે એવી ટીકા કરે છે. સોમનાથનાં તે પછી થયેલાં ખંડનો બાબત લખે છે તે યથાસ્થાને જોઈશું [૨૨]

તવારીખોનાં આ વર્ણનોમાં એટલું ખાસ ધ્યાનમાં લેવાની જરૂર છે કે હિંદુ અને મુસલમાનની આપણાં તીર્થ-સ્થાનો, આપણી મૂર્તિઓ, અને આપણી પૂજા તરફ જોવાની દૃષ્ટિમાં મૂલભૂત મોટો ભેદ છે. આપણાં શાસ્ત્રો અને પુરાણોનો ખૂબ અભ્યાસ કરનારો અલ્બીરૂની પણ આપણાં શાસ્ત્રોના તત્ત્વજ્ઞાન વિભાગની પ્રશંસા કરવા છતાં આપણા રિવાજો તેમજ મૂર્તિપૂજા તરફ માનની નજરથી જોતો નથી, તેમજ બીજા લેખકોની પેઠે ગાળો પણ દેતો નથી લિંગનું શાસ્ત્રીય વિધાન ચર્ચવામાં પણ એ ખૂબ ઊંડા ઊતરેલો છે. આમ છતાં પણ હિંદુની દૃષ્ટિ તો એ ક્યાંથી લાવે? તવારીખોનાં આ વિવિધ વર્ણનો ખૂબ ટૂંકામાં આપ્યાં છે અને એની ચર્ચા પણ કરી છે, એ ઉપરથી જણાશે કે મુસલમાન તવા-રીખકારોએ જે જે લખ્યું છે તે બધું જ ખોટું નથી; મૂળ કાંઈ પણ આધાર ઉપરથી એમણે અતિશયોક્તિઓ કરેલી છે તે સત્ય છે; કેટલાંક વર્ણનો છેક કલ્પિત પણ છે પણ કાંઈ હતું જ નહિ એવું એમણે લખ્યું છે એમ કેટલાક વિદ્વાનો આજ સુધી માને છે એ બરોબર નથી.

---

૨૨. મીરાતે અહમદીની પુરવણીનો જુદો ગ્રંથ છે. એમાં ગુજરાતની ઘણી હકીકત હિંદુ સ્થળોને લગતી પણ આપી છે. એમાં તીર્થો અને યાત્રાનાં સ્થળોના વર્ણનમાં સોમનાથ માટે લંબાણ-થી લખ્યું છે. (નિઝામુદ્દીન ચિસ્તી સાહેબનો તરજૂમો) એ ગ્રંથના પહેલા ભાગમાં મહમૂદની ચઢાઈનું વર્ણન છે.

## [ ૭ ] સોલંકીઓના સમયના સોમનાથ : ગુજરાતનું ધાર્મિક પાટનગર

મહમૂદ વંટોળિયાની પેઠે સોમનાથ પાટણમાં આવ્યો ને લૂંટ કરીને મૂર્તિનું ખંડન કરી ચાલ્યો ગયો. એણે સોમનાથ કે ગુજરાત ઉપર રાજ્ય કરવા હાકેમ મૂકેલો એવું તવારીખકારો વર્ણન કરે છે તે બહુ શંકાવાળું છે, એ આગળ જોયું. તવારીખકારો લખે છે કે હિંદુઓએ મહ-મૂદના હાકેમને કાઢીને પોતાની સત્તા જમાવી અને સોમનાથની ફરીથી પ્રતિષ્ઠા કરી આગળ જોયું તેમ મહમૂદની પૂંઠે ભીમદેવ નાસતો ભાગતો પણ પડેલો જ હતો. અને મહમૂદ પોતાને સ્વદેશ પાછો પણ નહોતો પહોંચ્યો એટલામાં ભીમદેવે ગુજરાતમાં પોતાની સત્તા પાછી જમાવી. ખરું જોતાં મહમૂદ કોઈ જાતની વ્યવસ્થિત સત્તા મૂકીને ગયો હોય એમ લાગતું જ નથી. અને એમ કરવું એને માટે શક્ય પણ નહોતું તે પાછલા પ્રકરણ ઉપરથી જણાશે.

ગુજરાતના લોકો આ મોટું દુ:ખ તરત ભૂલી ગયા.

મનુષ્યનો સ્વભાવ જ દુ:ખ ભૂલી જવાનો છે. ગુજરાતીઓ ઉપર એમના સર્વથી મોટા દેવનું ખંડન અને લૂંટ, અને હજારોના જાનમાલની ખુવારી એ કાંઈ નાનુ

દુખ નહોતું, પરતુ બીજા પ્રાતોના લોકો કરતા ગૂજરાતીઓ દુ.ખ વહેલા ભૂલી જાય છે, એવા ઘણા નાના મોટા દાખલા ગઇ કાલથી એક હજાર વર્ષ સુધીનો ઇતિહાસ તપાસતા મળે છે ગૂજરાતીઓ પ્રાચીન કાળથી વેપારી પ્રજા છે અને વેપારીને મોટામા મોટુ દુખ મદી અને મોટામા મોટુ સુખ તેજી છે, બીજુ દુખ આવે કે સુખ આવે તેનુ સ્વરૂપ ગમે તેવુ હોય છતા ગૌણ ગણાય છે ભીમદેવે સત્તા જમાવ્યા પછી સતત સમૃદ્ધિનો સમય આવ્યો અને મહમૂદની ચઢાઇનું દુખ લોકો ભૂલી ગયા ભીમદેવના સમયના મદિરો [1] અને તે પછીના મહારાજાઓના સમયના મદિરોની ઉત્તમ કળા ઉપરથી એ સમૃદ્ધિનો ખ્યાલ આજે પણ આવી શકે છે "મહમૂદની ચઢાઈ જેવો બનાવ ઇતિહાસમા બન્યો જ ન હોય તેમ ગૂજરાતનો ઇતિહાસ ચાલુ ચીલે ચાલવા માડયો" [2]

### સોમનાથનુ પથ્થરનુ મદિર ભીમદેવે નવુ બાધ્યુ

ભીમદેવે સોમનાથનુ મદિર ફરી બધાવીને દેવની નવી પ્રતિષ્ઠા કરી, એ મદિર અને મહમૂદે તોડેલુ મદિર વગેરેની ચર્ચા આગળ સ્થાપત્યના પ્રકરણમા કરીશુ ભીમદેવ અને કુમારપાળના સમય વચ્ચે આશરે એક સદીનો ગાળો છે, એટલે એ સમયે રાજવશના ઇષ્ટદેવની પૂજા

૧. આબુ ઉપર વિમલશાહનુ મદિર સર્વોત્તમ નમૂનો છે મોઢેરાનુ સૂર્યમદિર પણ ઉત્તમ છે પથ્થરના મદિરમાં આવી ઉત્તમ કલાના નમૂના થતાં લાંબો સમય વીત્યો હશે

૨ શ્રી. દુર્ગાશકર શાસ્ત્રી ગૂ નો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભાગ-૧.

સંપૂર્ણ વૈભવથી થતી હશે અને મંદિર પણ એને અનુરૂપ હશે એમાં શંકા નથી; પરંતુ ભીમદેવે મૂળ ભ્રષ્ટ કરેલા મંદિરની જગાએ જ નવું મંદિર બાંધ્યું કે બીજી જગાએ અને હાલ કુમારપાળના બાંધેલા મંદિરનું જે ખંડેર ઊભું છે તે કયા સંજોગોમાં બંધાયું એનો વિચાર કરવો જોઈએ. કુમારપાળે સોમનાથનું મોટું ભવ્ય મંદિર બંધાવ્યું એ બાબતનો લેખ સોમનાથ પાટણમાં ભદ્રકાલીના મંદિરમાંથી નીકળ્યો છે, એમાં સ્પષ્ટ લખેલું છે કે સોમનાથનું મંદિર પ્રથમ ચંદ્રે સોનાનું બંધાવેલું, રાવણે રૂપાનું બંધાવેલું, શ્રીકૃષ્ણે લાકડાનું બંધાવ્યું, અને ભીમદેવે પથ્થરનું બંધાવ્યું. ૩ આ મંદિરની કુમારપાલે ભાવ બૃહસ્પતિની દેખરેખ નીચે મોટા પાયા ઉપર મરામત કરાવી. આ ઉપરથી મૂળ લાકડાના મંદિરને જ ભીમદેવે મરામત કરાવી ઊભું કર્યું એમ લાગતું નથી. તવારીખોના ઉલ્લેખો પ્રમાણે મહમૂદે મૂર્તિનું ખંડન કરેલું, પણ મંદિર તોડેલું નહિ. આ ઉપરથી કઝીન્સ એવો તર્ક કરે છે કે એણે મૂકેલા હાકેમે મંદિર તોડવાનું કામ કર્યું હશે. ૪ પરંતુ તવારીખ-

૩. આ પ્રમાણે શ્રી શાસ્ત્રી અને બીજા લેખકોએ નોંધ્યું છે. પરંતુ ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિમાં (Hist. Inscriptions of Gujarat, Part II, P. 62.) सौवर्णं सोमराजो रजतमयमथो रावणोदारवीर्यः कृष्णः श्रीभीमदेवो रुचिरतरमहाग्रावणी.॥ લખેલું છે. એનો તરજુમો કરનાર શ્રી આચાર્ય "રાવણ સમાન બળવાન કૃષ્ણે રૂપાનું બંધાવ્યું" એવો અર્થ કરે છે અને શ્રી કૃષ્ણે લાકડાનું બનાવ્યું એવું આ લેખના શ્લોકમાં દેખાતું નથી.

૪. કઝીન્સ આર્કિ. સર્વે-સોમનાથ, પૃ. ૨૨. જો આ હાકેમ

કારો કહે છે તેમ હાકેમ જો રાજવંશી હિંદુ હોય તો મહમૂદના ગયા પછી મંદિર તોડવાનું કાર્ય કરે નહિ. ભીમદેવે જૂના મંદિરની જગાએ જ નવું મંદિર નથી બંધાવ્યું એનો ઉલ્લેખ આગળ કરીશું. આ ઉપરથી એટલું સમજાય છે કે જૂનું મંદિર લાકડાનું હતું તે મહમૂદની ચડાઈ વખતે જ એણે તોડયું ન હોય તો પણ ખરાબ હાલતમાં આવી પડયું હોય અને ભીમદેવના સમયમાં ગૂજરાતમાં પથ્થરનાં મકાનોની શરૂઆત થઈ ચૂકી હતી અને કલા ઊંચી કક્ષાએ પણ પહોંચી હતી, એટલે વિધર્મી દુશ્મનની પેઠે કાળની પણ સામા થાય એવું પથ્થરનું મંદિર ભીમદેવે ઊભું કરવા ધાર્યું હશે; તો એવું મંદિર એક જ સદીમાં પાછું મરામત કરાવવા જેવું થાય એ કેમ બને? ભીમદેવ પછી કર્ણદેવ અને સિદ્ધરાજના સમયમાં મંદિરના જીર્ણોદ્ધારનો કાંઈ જ ઉલ્લેખ નથી આ ઊપરથી એમ સમજાય છે કે ભીમદેવે પથ્થરનું મંદિર કદાચ ગર્ભગૃહ—નવું બંધાવ્યું હોય અને કુમાલપાળે એની આસપાસ બીજા વધારા કરી મંડપ વગેરે બંધાવી ખૂબ ઊમેરો કર્યો હોય અને ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ ઉપરથી આમ માન્યા વગર બીજો ખુલાસો થતો નથી. કઝીન્સે આર્કિયોલોજીકલ સર્વેના ગ્રંથમાં જે ચિત્ર આપ્યું છે એમાં કુમારપાળના મંદિરની અંદર જૂના ભીમદેવના મંદિરના થર બતાવ્યા છે તે આ વાતને અનુમોદન આપે છે.

---

મોદાખાન હોય, તો આ બને; પણ દાબીસલીમ એ કામ ન કરે. પરંતુ કોઈને પણ એટલો સમય મળ્યો હોય એમ લાગતું નથી. અને કઝીન્સનો એ તર્ક બરોબર નથી.

## એના સ્થળની ચર્ચા

આમ કઝીન્સ ભીમદેવના મંદિરના જૂના થરના પથ્થરો કુમારપાળના મંદિરની નીચે દેખાય છે એમ બતાવ્યા છતાં આગળ ચર્ચામાં મહમૂદે ભ્રષ્ટ કરેલા જૂના મંદિરની ઊલણી ઉપર, એટલે કે આજના ખંડેરની મધ્યમાં, ભીમદેવે નવું મંદિર બાંધ્યું એમ લખે છે, પરંતુ આ માન્યતા માટે એમણે કાંઈ આધાર આપ્યો નથી. મહમૂદ ગઝનવીનું ચરિત્ર લખનાર ડૉ. નઝીમે[5] આ બાબતમાં વિચાર પ્રેરક ખુલાસો આપ્યો છે. અલ્બીરૂનીના આધારે એઓ લખે છે કે જૂનું મંદિર સરસ્વતીના સાગર સાથેના સંગમથી ત્રણ માઈલ પશ્ચિમે હતું. આજનું કુમારપાળનું મંદિર એટલું દૂર નથી. ડૉ. નઝીમ લખે છે કે આ ઉલ્લેખની ગણતરીએ આજે ભીડિયાના મંદિર પાસે કાંઈક રેતીમાં દબાયેલા મોટા ભારે પથ્થરના પાયા દેખાય છે તે પુરાણા મંદિરના પાયા હોવા જોઈએ. [6] આ વાત એક રીતે ખરી દેખાય છે. ૧૦૨૫ ઈ. સ.ની પહેલાં ગૂજરાત-સોરઠમાં, સોલંકીઓની ઢબનાં મંદિરો

---

૫ ડૉ. નઝીમનો ઉલ્લેખ પ્રો. કોમીસેરીએટ પોતાના અંગ્રેજીમાં લખેલા ગૂજરાતના ઇતિહાસમાં નોંધ્યો છે.

૬. એ સમયના ભૌગોલિક ઉલ્લેખોમાં અલ્બીરૂની ઉપર આપણે સર્વથી વધારે વિશ્વાસ મૂકી શકીએ. સોમનાથના મંદિરે ચાર સ્થાનો બદલ્યાં છે એવું મારું માનવું છે ઈ. સ ૧૯૨૯ માં હું સોમનાથ પાટણ ગયો હતો ત્યારે તે વખતના જૂનાગઢ રાજ્યના પોર્ટ કમિશ્નર શ્રી. કૃષ્ણલાલભાઈ મુરે વેરાવળથી સોમનાથ પાટણ જતાં ભીડિયા આગળ ડૉ. નઝીમ માને છે તે જગા સોમનાથના જૂના મંદિરની જગા તરીકે મને બતાવી હતી.

બંધાતા નહોતાં. સોલંકીઓએ મંદિરોની બાંધણી જ ગૂજરાતમાં ફેરવી નાખી હતી. પુરાણું મંદિર સ્પષ્ટ રીતે લાકડાના ૫૬ થાંભલાવાળું હતું, એની ભીંતો ઈંટોની હતી અને સોય લાકડાના પાટિયાંની હતી, એટલે પુરાણા મંદિરની ઊભણી પણ ભીમદેવના નવા મંદિરને કામ લાગે તેવી નહોતી. આ ઉપરથી એટલું સમજી શકાય છે કે ભીમદેવે તે સમયની મંદિરોની બાંધણીને અનુસરતું મંદિરનું ગર્ભગૃહ પહેલું બંધાવ્યું હશે, અને તરત પૂજા શરૂ કરી હશે. કર્ણદેવ અને સિદ્ધરાજે શું ઉમેરા કર્યા હશે તેના ઉલ્લેખ મળતા નથી. પરંતુ કુમારપાળે ખૂબ વધારો કરીને, સો વર્ષમાં થયેલી જીર્ણાવસ્થાને પણ દૂર કરીને કૈલાસ જેવું સુંદર મંદિર બંધાવ્યું. એનું ખંડેર આજે એની ગંભીર ભવ્યતા બતાવતું સમુદ્ર કાંઠે ઊભું છે.

### મીનળદેવીએ સોમનાથનો ૭૨ લાખનો મૂંડકા-વેરો માફ કરાવ્યો ને યાત્રા કરી.

ભીમદેવે બંધાવેલું મંદિર કુમારપાળના મંદિરથી નાનું હોય કે સારું હોય, પરંતુ તેથી કાંઈ લોકોની સોમનાથ ઉપરની ભક્તિ કે દેવનું માહાત્મ્ય ઓછું થયું નહોતું સોલંકીઓની સંપૂર્ણ ચઢતીનો આ સમય હતો. ગૂજરાતમાં શૈવ પાશુપત સંપ્રદાયના મોટા આચાર્યોનું ઉદ્ભવસ્થાન હતું રાજાઓ પરમમાહેશ્વર હતા. આખા હિંદના શૈવો સોમનાથનાં દર્શનથી પોતાનું અહોભાગ્ય માનતા, એટલે ભીમદેવ કર્ણદેવ અને સિદ્ધરાજના સમયમાં સોમનાથનો મહિમા ટોચ ઉપર હતો સિદ્ધરાજની મા મીનળદેવી કર્ણાટકની રાજકુમારી હતી. પ્રબંધકાર કહે છે તેમ પૂર્વાવતારમાં એ

સોમનાથની યાત્રાએ આવતી હતી ત્યારે મૂંડકા-વેરો આપવાની શકિત ન હોવાથી એ યાત્રા પૂર્ણ ન કરી શકી અને વેરો બીજા અવતારમાં પણ કઢાવું ત્યારે અન્ન જળ લઉં એવો નિશ્ચય કરી પ્રાણત્યાગ કર્યો. બીજા અવતારમાં એ કર્ણદેવ સોલંકીની રાણી થઈ અને ગૂજરાતના સર્વથી પરાક્રમી મહારાજાધિરાજ જયસિંહદેવ સિદ્ધરાજની માતા થઈ. એણે સોમનાથની યાત્રા કરી.[૭] અને યાત્રાળુઓને મૂંડકા-વેરાથી પડતો ત્રાસ જોઈ એ વેરો કાઢી નાખવા પોતાના પુત્રને કહ્યું. પ્રબંધચિંતામણિનો લેખક એ બાબત આ પ્રમાણે લખે છેઃ શ્રીસોમનાથને યોગ્ય સવા કરોડની સુવર્ણમય પૂજાની સામગ્રી સાથે લઈને મીનળદેવીએ યાત્રા માટે પ્રસ્થાન કર્યું. જ્યારે તે બાહુલોદ પહોંચી ત્યારે ત્યાં આગળ રાજ્યના અધિકારી પંચકુલ તરફથી બહુ ત્રાસ વેઠતા તથા રાજાનો કર ન આપી શકવાથી આંખમાં આંસુ સાથે પાછા ફરતા શિવભકત સાધુઓને જોઈ જેના હૃદયરૂપી અરીસામાં તેઓને થતા ત્રાસનું પ્રતિબિંબ પડયું છે એવી મીનળદેવી જાતે જ પાછી ફરી ત્યાં રસ્તામાં સિદ્ધરાજ મળતાં તેણે પોતાની માતાને રોકી પાછા વળવાનું કારણ પૂછયું મીનળદેવીએ જવાબ આપ્યો કે "જો કર લેવાનું છોડી દેવામાં આવશે તો જ હું સોમેશ્વરનાં દર્શન તથા અન્નજળ લઈશ, નહિ, તો નહિ. આ સાંભળીને રાજાએ પંચકુલને બોલાવી તેની

---

૭. પ્રબંધચિંતામણિ;—આ કથાને શ્રી. દુર્ગાશંકર દંતકથા માને છે. અને સોમનાથનો મૂંડકા-વેરો મીનળદેવીએ કઢાવ્યો તે પછી લોકવાયકા માને છે. ગૂ. નો મધ્ય. ઇતિહાસ ભા. ૧. પૃ. ૨૧૦-૧૧. શાસ્ત્રીજીની આ માન્યતા ખરી છે.

સનદમાં ૭૨ લાખનો આંકડો હોવા છતાં એ કાગળ ફાડી નાખ્યો અને માતાના શ્રેય-અર્થે કર છોડી દેવાનું માતાના હાથમાં પાણી મૂક્યું. પછી મીનળદેવીએ શ્રીસોમનાથ જઈ પોતે સાથે બાંધેલી કીમતી પૂજાસામગ્રી વડે દેવનું પૂજન કર્યું તથા તુલાપુરુષદાન ગજદાન વગેરે મહાદાનો આપ્યાં ગૂજરાતના રાજાની માતા માટે આ અશક્ય નથી" ૮આ ઉપરથી સોમનાથની સમૃદ્ધિનો પણ કાંઈક ખ્યાલ આવી શકે છે. ગૂજરાતના રાજાઓ તો પોતાના ઇષ્ટદેવ માટે ગમે તેટલું ખર્ચ કરે, પરંતુ ભારતવર્ષના અનેક શૈવ રાજાઓ અને ધનવાનો પણ સોમનાથને અમૂલ્ય ભેટો ધરતા અગર પોતાના રાજ્યમાંથી મોકલતા એવા ઉલ્લેખો મળે છે. આ સાથે બંદરના વેપારથી વધતી સમૃદ્ધિ ધ્યાનમાં લેતાં પરદેશમાં સોમનાથના ધન વગેરે માટે ઈર્ષ્યા થાય અને વિધર્મીઓ આવીને લૂંટ ચલાવે તે સ્વાભાવિક છે.

### સોમનાથનો મૂંડકા-વેરો બાહુલોદમાં લેવાતો

સોમનાથનો આ મૂંડકા-વેરો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે; એટલે એના સ્થાન માટે પણ અહીં વિચાર કરવાની જરૂર છે એ વેરો બાહુલોદમાં લેવાતો હતો. એ સ્થાન માટે

---

૮. એ જ. પૃ. ૨૩૮ થી ૪૦ શ્રી. દુર્ગાશંકર લખે છે કે સિદ્ધરાજે સોમનાથની યાત્રા એકલાં કરેલી કે મીનળદેવી સાથે એ કહી શકાતું નથી, કારણ કે પ્રબંધોનાં લખાણ અસ્પષ્ટ છે પરંતુ વિ સં. ૧૧૮૫-૮૬ માં ગિરનારનું નવું મંદિર સિદ્ધરાજે જોયું એમ પ્રભાવકચરિત્ર લખે છે, એટલે તે વખતે સોમનાથની યાત્રા કરી જ હોય. સોમનાથની યાત્રાનું પુણ્ય શાંતુ મહેતાએ માળવાના રાજાને આપીને એને પાછો કાઢ્યો એ વાત અર્થ વગરની છે.

ઇતિહાસના અભ્યાસીઓમાં કેટલાક મતભેદ છે. કોઈ નર્મદા તટે આવેલું ભાલોદ માને છે,[૯] કોઈ ખંભાતના અખાત આગળ ગૂજરાત અને સોરઠની સરહદ ઉપર આવેલું ભોળાદ માને છે, જ્યારે કોઇ ગિરનારની તળેટી પાસે આવેલું નાનું બાહુલોદ નામે ગામ માને છે. બાહુલોદનું ભાલોદ અને એમાંથી ભોળાદ થયું.[૧૦] આ બાબતમાં શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીજી એમ લખે જે કે સૌરાષ્ટ્રની સરહદ ઉપર આવેલા આ ગામથી બે અઢી ગાઉ છેટે અને મોટીબોરુ ગામથી એક માઈલ છેટે ભેટડિયા ભાણુ નામની જૂની સૂર્યમંદિરના ખંડેરવાળી જગા છે, અને તેની પાસે દાણી માતાની જગ્યા છે, એને અડીને સૌરાષ્ટ્રમાં જવાનો ધોરી પગરસ્તો છે. આ જગાએ દાણ લેવામાં આવતું એમ કહેવાય છે. પ્રબંધચિંતામણિનું બાહુલોદ તે આ ભોળાદ નહિ પણ નર્મદા તટે શુક્લતીર્થ પાસેનું ભાલોદ છે એમ શ્રી. રા. સું. મોદીએ દલીલ કરી છે. શ્રી. દુર્ગાશંકર એવી દલીલ કરે છે કે આ કર એકલા દક્ષિણના યાત્રાળુઓ પાસેથી જ લેવામાં આવતો એવું કાંઈ પ્રબંધકારે લખ્યું નથી, કે મીનળદેવી પૂર્વાતારમાં દક્ષિણમાં જન્મેલી હતી એવું પણ લખ્યું નથી. એઓ આગળ લખે છે કે આજે જેમ મૂંડકા–વેરો અનેક તીર્થસ્થાનોમાં લેવાય છે-તેમ સોમનાથનો વેરો ધોરી માર્ગ ઉપર આવેલા ભોળાદ ગામે લેવાય એ સ્વાભાવિક છે. ઉત્તર તરફથી

૯. શ્રી રા. સુ. મોદી એમ માને છે

૧૦. જેમ મંગલપુર–માંગલોરનું માંગરોળ થયું તેમ ભાલોદનું ભોળાદ થયું. સોરઠી બોલીમાં એવા પ્રયોગો મળે છે. દા. વેરીચાળનું વેરાવાળ. વેરાવળ પણ એવું જ દેખાય છે.

આવનાર યાત્રાળુને માટે નર્મદાતીરે આવેલું ભાલોદ વેરા માટે નકામું એ ધ્યાનમાં લેતાં શ્રી મોદીની દલીલ પોકળ છે એમ દુર્ગાશંકર શાસ્ત્રીજી લખે છે.[૧૧]

## બાહુલોદના સ્થાનની ચર્ચા

આ પછી ગિરનારની પાસે એક બાહુલોદનો ઉલ્લેખ અને ત્યાં વેરો લેવાતો એવો પણ ઉલ્લેખ શ્રી. જિનવિજયજીએ શોધી કાઢયો છે, અને ખરું બાહુલોદ ગિરનાર પાસેનું એમ એઓશ્રી લખે છે. પરંતુ દક્ષિણ તેમજ પશ્ચિમથી આવતા યાત્રાળુઓ અને તળગૂજરાતના યાત્રાળુઓ પાસેથી એ વેરો ગિરનારના બાહુલોદમાં લેવાતો હોય એ પણ બંધબેસતું નથી. આગળ આપણે જોયું તેમ ગૂજરાતમાંથી સૌરાષ્ટ્રમાં જવાનો ધોરી રસ્તો તો શ્રી. શાસ્ત્રીજી કહે છે તે જ–પાટણથી આશાવલ–ધોળકા–પેટલાદ–થઈ ભાળોદને રસ્તેથી દરિયાકાંઠે દેલવાડા થઈ સોમનાથ જવાનો હતો. પૂર્વ અને દક્ષિણમાંથી આવનારા સીધા પેટલાદથી ભોળાદ જતા આ રસ્તો વધારે વપરાતો હતો, કારણ કે પાટણથી વઢવાણ થઈને સૌરાષ્ટ્રમાં દરિયાકાંઠે જવાના રસ્તામાં એ સમયમાં અનેક વિઘ્નો હતાં, રસ્તો ઓછો વપરાતો હતો, અને સૌરાષ્ટ્રની મધ્યમાં રાજ્યો સંપૂર્ણ કાબૂમાં આવ્યાં નહોતાં. મીનળદેવી કયે રસ્તે ગઈ તેનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. પણ બાહુલોદ ગઈ હતી તે આ ધોરી રસ્તાવાળું બાહુલોદ હોવું જોઈએ અને મીનળદેવી આશાવલ–કર્ણાવતીને રસ્તે જાય એ વધારે સંભવિત છે;

૧૧. જુઓ. દુ. કે. શાસ્ત્રી કૃત ગૂ. નો મધ્ય. ઇતિહાસ, પૃ. ૨૧૦–૨૧૧, નોંધ ૪.

એટલે સોળાદ-બાહુલોદ પૂર્વ ઉત્તર-અને દક્ષિણ એમ ત્રણ બાજૂથી આવતા યાત્રાળુઓના ધોરી રસ્તામાં આવે છે, જ્યારે ગિરનારનું બાહુલોદ વઢવાણ થઈને જનારા ઉત્તરના યાત્રાળુઓ અને સૌરાષ્ટ્ર તળના યાત્રાળુઓને જ કામ લાગે બીજી ત્રણ દિશાઓમાંથી યાત્રાળુઓ ગિરનાર થઈને પાછા દક્ષિણમાં સોમનાથ જવા ઊતરે એ સંભવિત નથી. આ બધો વિચાર કરતાં મને ત્રણે બાહુલોદ ખરાં લાગે છે અને મુખ્ય બાહુલોદ સોળાદ જ હોય એ ખરુ લાગે છે [12] દક્ષિણના યાત્રાળુઓ જે વહાણ મારફતે આવતા હશે એમનો વેરો તો સોમનાથના બંદરે જ લેવાતો હશે [13] દક્ષિણના જે યાત્રાળુઓ પગરસ્તે નર્મદા સુધી આવતા હશે અને ત્યાંથી ભરૂચ થઈ વહાણ મારફત જતા હોય અગર લાટના યાત્રાળુઓ હોય તેમનો કદાચ નર્મદા-તટના બાલોદ મુકામે લેવાતો હોય ઉત્તર અને પૂર્વ તેમજ નર્મદાથી પગરસ્તે યાત્રા કરવાનું પસંદ કરનારા યાત્રાળુઓને તો સોળાદવાળો જ ધોરી રસ્તો ફાવે અને એ ત્રણે રસ્તાનો કર સોળાદમાં લેવાતો હોય તો એની સંખ્યા ૭૨ લાખ જેટલી થાય આ કારણથી મુખ્ય બાહુલોદ સોળાદ જ હોય હવે આવા મહાતીર્થનો મૂંડકા-વેરો અને એમાં પડતા ત્રાસથી એ સ્થળ એવું પ્રસિદ્ધ થયું હોય કે પછી સોમનાથનો મૂંડકા-વેરો જ્યાં જ્યાં લેવાતો હોય એ બધાં ગામોનાં નામ બાહુલોદ પડયાં હોય એમ સંભવે એનો આજનો દાખલો

---

૧૨. ૭૨ લાખનો વેરો આમ એક ને બદલે ત્રણે દિશાના યાત્રીઓ આવે ત્યાં જ ભેગો થઈ શકે. મૂંડકા-વેરાનો ઈજારા-પટો આપીને પંચકુલને સોંપાતો હતો તેથી તે કડકાઈથી લેવાતો પણ હશે.

જોઈ એ: મુંબઈમાં રૂનું મોટું બજાર પહેલાં કોલાબામાં હતું. અને એને બજારની રૂઢ ભાષામાં કોલાબો કહેતા એ ઉપરથી રૂ-બજારનું નામ વેપારી આલમમાં કોલાબો ઠરેલું અને રૂ-બજાર સીવરીમાં ખસેડ્યા પછી એને સીવરીનો કોલાબો એવું પણ કહેતા. આવું જ કાંઈ અનેક બાહુલોદ માટે થયું દેખાય છે.

## સિદ્ધરાજે સોમનાથમાં કાંઈ વધારો કર્યાનો ઉલ્લેખ નથી.

સિદ્ધરાજે સોમનાથની યાત્રાઓ કેટલીવાર કરી તે સ્પષ્ટ થતું નથી, પરંતુ મીનળદેવીની સાથે સિદ્ધરાજ ગયો હોય એમ સંભવે છે. સિદ્ધરાજે પુત્રપ્રાપ્તિ માટે પગે ચાલીને સોમનાથની યાત્રા કરી पुत्रार्थं चरणप्र(चा)रविधिना श्रीसोमनाथं ययौ એવું કુમારપાળના સમયના ચિત્તોડમાં મળેલા એક લેખમાં નોંધેલું છે.[૧૪] સિદ્ધરાજે એક કરતાં વધારે વખત સોમનાથની યાત્રા કરી હશે એમ માની શકાય. સિદ્ધરાજના લાંબા રાજ્યકાળમાં સોમનાથના મંદિરની સ્થિતિ વિશે કે સિદ્ધરાજે એમાં કાંઈ સુધારા વધારા કર્યા વિશે કાંઈ ઉલ્લેખ નથી એ જરા આશ્ચર્ય જેવું તો લાગે છે. કેટલાક લેખકો ધારે છે એમ એ સમયે સોમનાથનું ભીમદેવે

---

૧૩. મને લાગે છે કે વેરાવળ પાસે દેવકા નદીના સંગમ દાણી બારું કહે છે ત્યાં બંદરની જકાત લેવાતી હોય અને દરિયા માર્ગે બહારોબહાર આવનારનો વેરો ત્યાં લેવાતો હોય.

૧૪ દુ. કે. શાસ્ત્રી—ગૂ નો મધ્ય. રા ઇ, ભા. ૧, પૃ. ૨૩૮ અને નોં. ૨. દ્વયાશ્રયમાં પણ આને મળતું કથન છે એમ શ્રી. શાસ્ત્રીજી લખે છે.

બંધાવેલું મંદિર સારી હાલતમાં હશે તેથી મંદિરો બાંધનાર તરીકે પ્રસિદ્ધ થયેલા સિદ્ધરાજના રાજ્યકાળમાં એના જ ઇષ્ટ-દેવના મંદિરમાં કાંઇ નવું કામ કર્યાનો ઉલ્લેખ નહિ હોય.

## કુમારપાળે મંદિરમાં ઉમેરો કર્યો

ભાવ બૃહસ્પતિના કહેવાથી કુમારપાળે જીર્ણ થયેલું સોમનાથનું મંદિર બંધાવ્યું એવો પ્રશસ્તિનો સ્પષ્ટ ઉલ્લેખ છે, છતાં પણ કુમારપાળ પહેલાંનાં એકસો વર્ષના ગાળામાં મંદિર જીર્ણ થવા જેવો કોઈ મોટો પ્રસંગ બન્યો હોય એવું પણ નોંધાયું નથી, અને કોઈ વિધર્મીનો હુમલો તો થયો જ નથી. પથ્થરનું મંદિર ભીમદેવે બંધાવ્યું એ સ્પષ્ટ હતું; એ એકસો વર્ષમાં જીર્ણ કેમ થયું એ પણ સમજાય તેવું નથી; એટલે કુમારપાળે માત્ર એને વધાર્યું અને શણગાર્યું એમ જ માનવા જેવું છે. મંદિરની આસ-પાસ વધારો કરી ખાસ કોતરણી અને શણગાર વધાર્યા હોય અને આગળ મોઢેરાના મંદિર જેવો સુંદર મંડપ બંધાવ્યો હોય, તેમજ આજુબાજુ બીજાં મંદિરો વગેરે બાંધકામ કર્યાં હોય એવું માની શકાય.

## કુમારપાળ અને ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ

હવે કુમારપાળે સોમનાથનું મંદિર ભાવ બૃહસ્પતિના કહેવાથી એમની જ દેખરેખ તળે બંધાવ્યું એ વિગત જોઈએ. પ્રબંધચિંતામણિકાર વગેરે પ્રબંધકારો કહે છે કે કુમારપાળે હેમચંદ્રાચાર્યના કહેવાથી મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, પરંતુ સોમનાથ પાટણમાં ભદ્રકાળીના મંદિરમાંથી જડેલી ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિનો લેખ મળ્યો છે તે ઉપર-

થી એમ સ્પષ્ટ થાય છે કે એ શૈવ આચાર્યની પ્રેરણાથી કુમારપાળે જીર્ણોદ્ધાર કરેલો. હેમચંદ્રાચાર્યની એમાં અનુમતિ હશે ખરી. કુમારપાળના જે લેખો મળ્યા છે એમાં એણે ગામ દાનમાં આપ્યાના બે ઉલ્લેખો જ મળે છે, અને એમાં એક ચિત્તોડમાં શ્રીસિદ્ધેશ્વરને અને બીજું વિ. સં. ૧૨૨૫ માં સોમેશ્વરના આચાર્ય ભાવ બૃહસ્પતિને આપેલું છે. કુમારપાળના બીજા સામંતો અને અધિકારીઓએ પોતપોતાના ધર્મ પ્રમાણે દાન આપ્યાં હોય એ જુદી વાત, પણ રાજાએ પોતે તો ઉપર લખેલાં બે દાન આપ્યાંનો પુરાવો છે. આ ઉપરથી ભાવ બૃહસ્પતિની કુમારપાળ ઉપર લાગવગ હોવાનો પુરાવો મળે છે.[૧૫]

## ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ

ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિમાં લખે છે કે ભાવ બૃહસ્પતિ ગર્ગેય ગોત્રના કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, અને એ શંકરના

---

૧૫. ગૂ નો મખ્ય ઇતિ. ભા ૨, પૃ. ૩૧૦-૩૧૨ માં શ્રી દુર્ગાશંકરે ભાવનગર ઇન્સ્ક્રીપ્શન્સમાંથી ઉતારા સાથે કુમારપાળની ઉગ્ર શિવ ભક્તિ વિશે ચર્ચા કરી છે. એઓ લખે છે કે ભાવ બૃહસ્પતિએ જૈનધર્મ વિરુદ્ધ કાંઈ આચરણ કર્યું તેથી એનો અધિકાર લઈ લેવામાં આવ્યો અને એણે અણહિલ્લપુર આવીને ચાર માસ સુધી હેમાચાર્યની વંદના કરી એમ પ્ર. ચિંતામણિ કહે છે તે કાં તો કોઈ પાટણના જૈન વિદ્વાનના તપસ્વી માટે હોય કે પછી પ્રબંધકારની કલ્પના હોય. કુમારપાળનો જેવો પૂજ્યભાવ ભાવ બૃહસ્પતિ ઉપર હતો, એ જોતાં આ વાત ખરી લાગતી નથી. આ માન્યતા ખરી છે. કુમારપાળ શૈવ રહ્યો છે. છતાં જૈન મત તરફ ઘડપણમાં એનું મન જરા ખેંચાયું તો હતું.

નંદીશ્વરનો અવતાર હતા. સોમનાથના મંદિરને જીર્ણ જોઈ શંકરે એમને અવતાર લેવાની આજ્ઞા કરેલી, અને પશુપતિનું વ્રત ધારણ કરેલું. માળવાનો રાજા એમનો શિષ્ય હતો અને સિદ્ધરાજ એમનો મિત્ર થઈ રહેલો હતો. એમણે અનેક શિવમંદિરો બંધાવ્યાં અને અનેકના જીર્ણોદ્ધાર કરાવ્યા. સિદ્ધરાજે એમને બહુમાન આપ્યું અને સોમનાથના મંદિરનો ઉદ્ધાર કરવાનો એમણે વિચાર કર્યો ત્યારે સિદ્ધરાજે અંજલિ કરીને અતિ શ્રદ્ધાથી એમની સેવા કરી. એ પછી કુમારપાળ ગાદીએ આવ્યો અને ગંડ ભાવ બૃહસ્પતિએ એ રાજાને મંદિર ઉદ્ધારવા કહ્યું. કુમારપાળે પણ એમની ચરણપૂજા કરીને માથું નમાવીને એમને પોતાની મુદ્રા પહેરાવી. જ્યારે કૈલાસ પર્વત જેવું સોમનાથનું શિવાલય કુમારપાળે જોયું ત્યારે ભાવ બૃહસ્પતિને કહ્યું કે "હું તમને ગંડનું પદ તમારા પુત્રો પૌત્રો, અને ચંદ્ર સૂર્ય અને તારાનાં અસ્તિત્વ કાલ સુધી અર્પણ કરું છું" આમ કહીને રાજાએ ભાવ બૃહસ્પતિને બ્રહ્મપુરી ગામનું-જળ વૃક્ષ સાથે-દાન કર્યું અને તે વંશપરંપરા ભોગવે એવું તામ્રપત્ર લખી આપ્યું. પ્રશસ્તિમાં આગળ લખે છે કે 'બૃહસ્પતિ જેવા આ ગંડ સોમવ્યવસ્થાથી આ મંદિર પુનઃ બાંધ્યું.[૧૬] આ મંદિરનો નાશ રાજાઓના દુષ્ટ કુમતિ, અને લોભથી

---

૧૬. પ્રશસ્તિના શ્લોક ૧૭ માં **સોમવ્યવસ્થયા** આવા શબ્દો છે. શ્રી આચાર્ય તરજૂમામાં સોમની સહાયથી એવો અર્થ કરે છે. "સોમવ્યવસ્થાથી મંદિર પુનઃ બાંધવું" એનો અર્થ કાંઈ સૂચક જણાય છે. સોમવિદ્યાના યોગીઓનો સંબંધ તો ન હોય?

અંધ થયેલા સચિવોથી થયો હતો[17] તેનો ઉદ્ધાર લીલા માત્રમાં ગુરુ ગંડે કર્યો. સોમનાથના દેવાલયના ઉદ્ધાર માટે એણે પાંચસો પંચાવન સંતોની પૂજા કરી મંદિરની દક્ષિણમાં અને ઉત્તરમાં મજબૂત દુર્ગ બંધાવી નગરનો વિસ્તાર કર્યો. તે પછી કેટલાંક મંદિરોને સુવર્ણકળશ ચઢાવવાનું, રાજાઓને ભેગા મળવા માટે દરબારનું, શિવ-મંદિરના અગ્રભાગમાં સુંદર થાંભલાવાળી પટ્ટશાલિકા (પડશાળ) બંધાવવાનું, રસોડાં અને સ્નાન માટે વાવ બંધાવ્યાનું, રસ્તામાં બીજી વાવો બંધાવ્યાનું વર્ણન કર્યું છે. ભાવ બૃહસ્પતિની પત્ની સોઢલના વંશની હતી. એનું નામ મહાદેવી હતું, અને દશરથના ચાર પુત્રો જેવા ગુણસંપન્ન ચાર પુત્રો હતા એમ પણ લખે છે.[18]

### એ સમયના મંદિરનું સ્થાન

આ પ્રશસ્તિ લાંબી છે અને એનો અહીં વિસ્તારથી સાર આપ્યો છે તે ઉપરથી કુમારપાળ ઉપર ગંડની સત્તા કેવી હશે–અને સોમનાથ અને અણહિલ્લવાડ–બંને પાટણો ઉપર એનું ધાર્મિક પ્રભુત્વ કેવું હશે એમ સમજાય છે. નવું મંદિર સોમવ્યવસ્થાથી બાંધ્યું અને ૫૫૫ સંતોની પૂજા કરી એ ઉલ્લેખ ખૂબ સૂચક છે. મંદિરની ઉત્તરે અને

૧૭. રાજાના લોભી કુમતિ સચિવોથી નાશ થયાનું લખે છે એ શું? એ નાશ ભીમદેવના સમયનો ગણવો કે તે પછીનો કુમારપાળના જીર્ણોદ્ધાર સમયનો? ભીમદેવના મંત્રીઓના વાંકે મહમૂદને હાથે નાશ થયો એનો તો આ ઈશારો ન હોય?

૧૮. આ આખો સાર પ્રશસ્તિમાંથી લીધો છે. જુઓ, His Inscriptions of Gujarat, II, પૃ. ૬૧–૫૮.

દક્ષિણે દુર્ગ બંધાવી નગરનો વિસ્તાર કર્યો એ પણ બહુ જ સૂચક ઉલ્લેખ છે. અને કુમારપાળે બંધાવેલા મંદિરનું આજે જે ખંડેર દરિયાની છેક નજીક ઊભું છે તે એ સમયે દરિયાથી કાંઈક છેટે હશે એમ માનવું પડે. આજે દરિયાની અંદર કેટલાંક લિંગો મળે છે તે ઉપરથી છેલ્લાં આઠસો વર્ષમાં દરિયો ધીમે ધીમે ધસી આવ્યો હશે એમ પણ માનવાને કારણ મળે છે પુરાણ પ્રમાણે પંચ-પ્રભાસમાંનું એક મંદિરની દક્ષિણે છે એવો જે ઉલ્લેખ જોયો તે આ વાતને સમર્થન આપે છે, અને નવો દુર્ગ નવા મંદિર આસપાસ બાંધ્યો તે ઉપરથી જૂના મંદિરથી છેટે નવું મંદિર બંધાયું એ પણ સ્પષ્ટ થાય છે, કારણ કે જૂના મંદિર-નો મોટો દુર્ગ મહમૂદે જોયો હતો એટલે એ દુર્ગને બદલે બીજો દુર્ગ નવા મંદિરને માટે બંધાવવો પડ્યો હોય. ભીમદેવ પહેલાના રાજ્યકાળ પછી સોલંકીઓ અને વાઘેલા-ના સમયમાં સોમનાથ પાટણ ખૂબ જ વધ્યું અને ખીલ્યું, અનેક રાજા-મહારાજાઓ અને ભક્ત ધનિકોના દાનથી સમૃદ્ધ બન્યું, અને મંદિરો તથા એને લગતાં બીજાં મકાનોથી આખુંયે શહેર મંદિરોનું નગર (=દેવપત્તન) હોય એવું આ સમયમાં થઈ ગયું.

## સોમનાથની શ્રીધર-પ્રશસ્તિ

ભાવ બૃહસ્પતિ પછી સોમનાથ પાટણમાં મળેલી શ્રીધર-પ્રશસ્તિ અને વેરાવળમાં કાજીના મકાન આગળથી મળેલા ભીમદેવ બીજાના લેખમાં સોમનાથના ઉલ્લેખો મળે છે. શ્રીધર વડનગરો નાગર બ્રાહ્મણ હતો, એને ત્રણ સ્ત્રીઓ

હતી, અને એ સોમનાથ પાટણમાં ગૂજરાતના રાજાનો સૂબો હતો, એમ પ્રશસ્તિ ઉપરથી સમજાય છે. ભીમદેવ બીજાના સમયમાં માળવાની ગૂજરાત ઉપરની કોઈ ચઢાઈમાં આ શ્રીધરે સહાય કરી હોય અને સોમનાથ પાટણનું રક્ષણ કર્યું હોય એવું પણ સમજાય છે સોમનાથ પાટણમાં શ્રીધરે પોતાની માતાના સ્મરણાર્થે રોહિણીસ્વામીના સ્થળે વિષ્ણુને અર્પણ કરેલાં બે મંદિરો બંધાવ્યાં; અને એક શિવમંદિર પોતના પિતા વલ્લના નામથી બંધાવ્યું. શ્રીધરે પોતાનું વર્ણન આ પ્રશસ્તિમાં ઠીક ઠીક કરાવ્યું દેખાય છે. પરંતુ પ્રશસ્તિના કેટલાક શ્લોકો ખૂબ ઘસાઈ જવાથી કેટલીક વિગત ચોક્કસ કરી શકાતી નથી.[૧૯] આ પ્રશસ્તિનો પહેલો સ્તુતિનો શ્લોક શિવનું પરબ્રહ્મ સાથે અભિજ્ઞાન કરાવે છે, અને એમાં યોગનો મનોન્મની મુદ્રાનો શબ્દ આવે છે તે સૂચક છે.[૨૦]

### ભીમદેવ બીજાના સમયનો લેખ

એ પછી વેરાવળમાંથી ભીમદેવ બીજાના સમયનો (ઇ. સ ૧૧૭૯ થી ઇ. સ. ૧૨૪૩ ની વચ્ચેના સમયમાં લખાયેલો) લેખ મળ્યો છે. એમાં પણ શિવના અવતાર જેવા ગણાતા ગંડ ભાવ બૃહસ્પતિનું વર્ણન અને કુમારપાળના

---

૧૯. શ્રીધર–પ્રશસ્તિ માટે જુઓ, Historical Inscriptions of Gujarat, Part III.

૨૦. યોગની મનોન્મની મુદ્રાનો ઉલ્લેખ આગળ સોમવિદ્યાના પ્રકરણમાં કર્યો છે. અને સોમવિદ્યાના ઉપાસકો શાંભવ યોગીઓને એ મુદ્રા સિદ્ધ કરવી પડતી હતી. આ પ્રશસ્તિમાં શિવની સ્તુતિમાં મનોન્મનીનો ઉલ્લેખ કાંઇક સૂચક ગણી શકાય.

સમયમાં એનુ માન વગેરેનું વર્ણન આપે છે એણે સોમનાથ પાટણમાં સત્ત્વ રજસ અને તમસ એ ત્રણ ગુણોવાળા બ્રહ્મા વિષ્ણુ અને રુદ્ર એ ત્રણ દેવોની સ્થાપના કરી અને દેહોત્સર્ગ (શ્રીકૃષ્ણના અંતસમયનું સ્થાન) તીર્થને કિનારે પગથિયાં કરાવ્યાં. એ પછી વિશ્વેશ્વરરાશિ અજયપાળ, મૂળરાજ અને ભીમદેવ બીજાના સમયમાં ગંડ હતો અને એની પત્ની પ્રતાપદેવી હતી એવું વર્ણન આવે છે, અને એણે સોમનાથ આગળ મેઘનાદ નામનો મંડપ કરાવ્યો એવો ઉલ્લેખ મળે છે. એ સમયમાં સોમનાથમાં વિષ્ણુપૂજા પણ પ્રસરી એવો પણ એ લેખમાં ઉલ્લેખ છે. લેખમાં કેટલાક શ્લોકો વંચાય એવા નથી તેથી સ્પષ્ટ માહિતી મળતી નથી. સં. ૧૨૭૩ નો એક લેખ સોમનાથ માટેનો, અને સં. ૧૩૨૦ માં વેરાવળમાં હરસિદ્ધિ માતાના લેખમાં સોમનાથમાં પાશુપતાચાર્ય પરવીરભદ્ર મહંત હતા એવો ઉલ્લેખ છે.[૨૧]

### નાનાકનું સોમનાથમાં સારસ્વત-ક્રીડાસ્થાન

સોમનાથ પાટણથી પૂર્વે આવેલા કોડીનારથી વીશલદેવ વાઘેલાના સમયની વિ. સં. ૧૩૨૦ અને ૧૩૨૮ની બે પ્રશસ્તિઓ મળેલી છે, એમાં લખ્યું છે કે નાગર કવિ નાનાકને રાજાએ સરસ્વતી અને સાગરના તટ ઉપર આવેલી બ્રહ્મપુરીમાં રહેવાનો મહેલ આપ્યો આ કવિ વ્યાકરણ, છંદ, અલંકાર, પુરાણો વગેરેમાં નિષ્ણાત હતો. વીશલદેવે ભગવાન સોમેશ્વરની યાત્રા કરી હતી નાનાકના પગ ધોઈને રાજાએ

૨૧. આ લેખો માટે ઉપર જણાવેલો ગૂજગતના ઐતિહાસિક લેખો, ભા. ૩ જો જુઓ.

એને મહેલ આપ્યો. કવિએ ત્યાં એક સારસ્વત સરોવર બંધાવ્યું, અને ભગવાન સોમનાથની પૂજા તીર્થજલ કમળ અને ચોખાથી નિત્ય કરવા માટે એને બગસરા ગામ દાનમાં આપ્યું એ સમયે પાશુપતાચાર્ય મઠપતિ ગંડશ્રી વીરભદ્ર હતા. એમણે નાનાકની સોમનાથ ઉપરની ભક્તિથી પ્રસન્ન થઈ મંગલગ્રામ (માંગરોળ)નો સાતમો ભાગ પણ આપ્યો. નાનાકે બનાવેલા સારસ્વત સરોવરને એ લેખમાંના એકમાં સારસ્વત-ક્રીડાસ્થાન પણ કહ્યું છે.[૨૨]

## ત્રિપુરાંતકેશ્વર-પ્રશસ્તિ અને સોમનાથની જાહોજલાલીની ટોચ

વિ. સં. ૧૩૪૩ (ઈ. સ. ૧૨૮૭)ની સારંગદેવ રાજાના સમયની એક પ્રશસ્તિ મળી છે તે સોમનાથની તે સમયની સ્થિતિ અને વૈભવ બતાવવા માટે ખાસ ઉપયોગી ગણાય છે. આ પ્રશસ્તિનો ખાલી ગોખલો લેફ્ટેનંટ પોસ્ટન્સને કોઈએ બતાવેલો અને કોઈ યુરોપિયન એનો લેખ લઈ ગયો છે એમ કહેવામાં આવેલું. એમ કહેવાય છે કે ડોન જોન ડી કેસ્ટ્રો નામના યુરોપિયને સોમનાથ પાટણથી આ પ્રશસ્તિ પોર્ટુગલમાં આવેલા સીન્ટ્રામાં લઈ જઈ પોતાના

---

૨૨. જુઓ એ જ લેખસંગ્રહમાં. નાનાક અને એનો ભાઈ બંને મહાવિદ્વાનો હતા. નાનાક પોતે ઘણી વિદ્યાઓ જાણતો, એટલે "'સરસ્વતીના ક્રીડાસ્થાન,' એ શબ્દોથી એણે વિદ્યાસંસ્કારની કોઈ શાળા તો નહિ કાઢી હોય! સારસ્વત-સરોવર એ માત્ર કુંડ હોઈ શકે.

અગીચામાં રાખી હતી.[૨૩] આ પ્રશસ્તિ આજે સીન્ટ્રા-પ્રશસ્તિને નામે પ્રસિદ્ધ છે.[૨૪]

એ પ્રશસ્તિમાં વિશ્વમલ્લ (વીશળદેવ) અર્જુનદેવ અને સારંગદેવનાં નામો અને લખાણ છે. સારંગદેવે યાદવ અને માળવાના રાજાને હરાવ્યાનું લખે છે. આ યાદવ રાજા તે જૂનાગઢનો તે સમયનો ચૂડાસમા રાજા હતો. સોમનાથ પાટણ ઉપર એ સમયે ચૂડાસમા રાજાની સત્તા હશે, પણ તે લાંબો સમય રહી હોય એમ લાગતું નથી. થોડાં જ વર્ષો પછી મુસલમાનો ચડાઈ કરે છે ત્યારે પ્રભાસ ક્ષેત્રમાં વાજાઓનું રાજ્ય હતું. આ પ્રશસ્તિ ઇતિહાસમાં તો ત્રિપુરાંતકેશ્વર-પ્રશસ્તિને નામે પ્રસિદ્ધ છે. એ સમયે પ્રભાસ ક્ષેત્ર અને સોમનાથ પાટણની સમૃદ્ધિ ટોચ ઉપર હતી અને થોડાં જ વર્ષોમાં એનો અંત આવવાનો હતો એની તે સમયે કોઈને કલ્પના પણ નહોતી.

પ્રશસ્તિમાં શંકરે ભટ્ટારક લકુલીશ પાશુપતાચાર્ય-રૂપે અવતાર લીધો અને એમના પછીનું વર્ણન કરી એના શિષ્યોનાં ચાર ગોત્રોમાંથી એક ગાર્ગેય ગોત્રમાં કાર્તિક રાશિ થયા એમનું નામ આવે છે અને એમની શિષ્યપરંપરામાં

---

૨૩. આર્કિયોલોજિકલ સર્વેના સોમનાથના લેખમાં કઝીન્સે આ બાબત લખ્યું છે. પૃ. ૨૫.

૨૪. આ પ્રશસ્તિનું વર્ણન કઝીન્સે, દુ. કે શાસ્ત્રીએ ગૂ. મધ્ય. ઇતિ. ભા. ૨, અને ઐતિહાસિક સંશોધનના પોતાના ગ્રંથમાં સોમનાથ ઉપરના લખાણમાં કર્યું છે. અહીં એનો સાર પ્રા. લેખ-સંગ્રહમાં મૂળ ઉપરથી લીધો છે.

ત્રિપુરાંતક નામના મઠપતિ થયા, અને દેવપત્તનમાં આવ્યા. સરસ્વતી અને સાગરના સંયોગથી જે પ્રદેશ સુંદર લાગે છે, અને સોમનાથના કપાલ ઉપરના બાલચંદ્રની પ્રભાથી જે પ્રકાશે છે, તે જગતના ભૂષણરૂપ સોમનાથમાં બધાં તીર્થોમાં નાહવાથી જાતે જ તીર્થરૂપ જેનું શરીર થઈ ગયું છે એવા આ ત્રિપુરાંતક આવ્યા, અને ગંડશ્રી ભાવ બૃહસ્પતિએ એમને છઠ્ઠા મહંત કર્યા. એ આ સ્થળનો ઉદ્ધાર કરશે એમ પણ કહ્યું.

## ત્રિપુરાંતકે બંધાવેલાં મંદિરો

એમણે સોમેશ્વરના મંડપની ઉત્તરે, જીર્ણ ઘટિકાના સ્થાનની પાસે શંકરનાં પાંચમુખથી જાણે અધિષ્ઠિત ન હોય એવાં પાંચ શિવાલય કરાવ્યાં: (૧) પોતાની માતા માલ્હણ-દેવીના નામથી માલ્હણેશ્વર, (૨) પોતાના ગુરુના નામથી ગંડશ્રી બૃહસ્પતીશ્વર, (૩) ગુરુપત્ની ઉમાના નામથી ઉમેશ્વર; (૪) પોતાના નામથી ત્રિપુરાંતકેશ્વર; અને (૫) પોતાની પત્ની રમાના નામથી રમેશ્વર એમ પાંચ મંદિરો કરાવ્યાં. આ પાંચેના વચલા ભાગમાં ગૌરક્ષક[૨૫] (ગોરખ)નું, ભૈરવનું, હનુમાનનું, સર-

૨૫ આ ગોરખનું નામ ન સમજાય એવું છે. નાથ સંપ્રદાયના શ્રી ગોરખનાથનું એ નામ હોય તો સૂચક છે. એ સંપ્રદાયે ઘણાં સ્થળોને અને વ્યક્તિઓને નાથ નામ આપ્યું છે. સોમનાથની પાછળ પણ નાથ છે, આ પ્રશસ્તિમાં તો આ ઉલ્લેખ યોગ્ય છે. કારણકે પ્રસસ્તિના વર્ષ વખતે એ સંપ્રદાય હતો. પણ સોમનાથ નામ તો એ પહેલાં મળે છે. આ નામ કાંઈ સૂચવતું હોય ને એના નાથ શબ્દનો સોમનાથ સાથેનો સંબંધ હોય તો ગોરખનાથ બારમી ને બદલે દસમી સદીમાં થયા હોય એમ બને ! જો એ ખરૂં હોય તો સોમેશ્વરને બદલે સોમનાથ નામનો ખુલાસો મળી જાય.

સ્વતીનું, અને સિદ્ધિવિનાયકનું એમ સ્થાનો કરાવ્યાં. ઉત્તરના દ્વાર સામે સુંદર સ્તંભો ઉપર તોરણ કરાવ્યું. આ પછી જુદાજુદા માણસોએ મંદિરમાં શું કામ કરવું તેની વિગત આપી છે, અને તે પછી કોણે શું શું આપવું તે વિગત છે. માળીઓએ બસ્સો કમળ અને બે હજાર સુગંધિત કણવીર (કણેર) નાં ફૂલ આપવાં. કોઠારમાંથી બે માણુક ચોખા, એક માણુક મગ[૨૬] અને બાર કર્ષ (તોલા) ઘી આપવું અને દીવા માટે તેલ પણ ચાર તોલા આપવાનું લખે છે સોપારી અને પાન બીડાં (બીટક) નો ઉલ્લેખ પણ છે. એ મણ ગૂગળ ધૂપ માટે આપવાનું વગેરે બીજી ઝીણી વિગતો પણ છે ચાલુ ખર્ચ માટે ત્રિપુરાંતકે ત્રણ હાટ ખરીદીને આપ્યાં હતાં. અને બીજા એ હાટ દીઠ એક દ્રામનો લાગો ચૈત્ર અને અને ભાદ્રપદમાં ચાલુ કરાવ્યો હતો. સં ૧૩૪૩ ના માઘ સુદિ પાંચમ–વસંતપંચમી–ને સોમવારે લિંગપ્રતિષ્ઠાનો મહોત્સવ થયો હતો, એમ છેવટે ગદ્યમાં લખેલું છે. આ પ્રશસ્તિના શ્લોકો વાંચતાં મહાકાવ્ય વાંચતા હોઈએ એવું લાગે છે.

## બીજા લેખો

સોમનાથ પાટણમાંથી કેટલાય લેખો લોકો લઈ ગયા હશે તે કહી શકાય તેમ નથી. ઈ. સ. ૧૮૫૨માં મેજર લી ગ્રાંડ જેકબે મુંબાઈની એસિયાટિક સોસાયટીની કાર્યવહીમાં ઉલ્લેખ કર્યો છે કે સોમનાથ પાટણમાંથી ઘણા લેખ ચાલ્યા

---

૨૬. ચોખા અને મગનો ઉલ્લેખ જરા વિચિત્ર લાગે છે. શું મગની દાળ ને ભાત ધરાવતા હશે કે એની ખીચડી થતી હશે!

જાય છે, અને લોકો પણ એમ કહે છે કે લેખો સારા ગૃહસ્થો લઈ ગયા છે. સૂર્ય અને સોમનાથનાં મંદિરોના આવા લેખો ચાલ્યા ગયા છે; માટે એનું કોઈ સંગ્રહસ્થાનમાં રક્ષણ કરવું. પોર્ટુગલ જે લેખ ગયો છે એ ઉપરથી આ વાત ખરી લાગે છે. ઘણા લેખો હજી દટાયેલા પણ પડ્યા હશે. કેટલાક લેખો કરેલાના આધાર મળેલા છે. ભીમદેવ બીજાના સમયનો એક લેખ સોમનાથ પાટણમાંથી મળ્યો છે, પણ માત્ર પશ્ચિમ સમુદ્ર એટલું દેખાય છે, અને બીજી વિગત પણ સોમનાથને લગતી નથી. થાણાના સિલહાર અમરાદિત્યનો લેખ સોમનાથપત્તનમાંથી મળ્યો છે એમાં વિ. સં. ૧૧૭૬માં અપરાદિત્યનો મંત્રી લક્ષ્મણ નાયક યાત્રાએ આવેલો અને સમુદ્રસ્નાન કરીને સોમનાથની પૂજા કરેલી, એ પ્રસંગે થાણામાં (સ્થાનકીય પાટણ)ની વાટિકા (વાડી)માં જમીનનું દાન કર્યાનો ઉલ્લેખ છે. બીજી વિગત વંચાતી નથી. વેરાવળનાં હરસિદ્ધ માતાના મંદિરમાં શ્રી ભગવાનલાલ ઈંદ્રજીને એક લેખ મળેલો એમાં ગલ્લક (ગોવાળિયા) જાતિના શેઠે સોમનાથ પાટણમાં ગોવર્ધનની મૂર્તિ કરાવી એવો ઉલ્લેખ છે.[૨૭] આ લેખમાં વલભી સંવત છે અને લેખ તે માટે ઇતિહાસમાં ઉપયોગી છે. નાગપુર મ્યુઝિયમમાં બીલ્હરીના એક લેખમા ચેદીના હૈહય રાજા લક્ષ્મણે ઉત્કલ (ઓરીસા)ના રાજા ઉપર ચઢાઈ કરી એક સુવર્ણની કાલીયની મૂર્તિ લઈ લીધેલી તે એણે શ્રીસોમનાથને ભેટ કરેલી અને એક રથ

---

૨૭. આ લેખો ઐતિહાસિક લેખ સંગ્રહ ભા. ૩ માં આવેલા છે.

પણ ભેટ કરેલો[૨૮] આમ ગૂજરાત બહારના રાજાઓ અને મંત્રીઓની ભેટો પણ આવતી હતી.

આ ઉપરથી સોમનાથ પાટણની મહત્તાનો ખ્યાલ આવશે. ગૂજરાતના હિંદુ રાજ્યની મહત્તાનો હવે અંત આવવાનો સમય આવ્યો હતો અને તે સાથે સોમનાથની જાહોજલાલી-નો પણ અંત આવવાનો હતો. આ જાહોજલાલી ઈ. સ. ૧૩૦૦ સુધી રહી.

---

૨૮. ફર્ગ્યુસન આર્કે. સર્વે સોમનાથ, પૃ. ૨૬. લેખો લોકો લઈ ગયાની વાત પણ ફર્ગ્યુસને લખી છે.

# [૮] મુસલમાન-સમય અને સોમનાથ
## પાટણની પડતી

### અલ્લાઉદ્દીનના લશ્કરની ચઢાઈ

ઈ સ ૧૩૦૦ નું વર્ષ આવે તે પહેલાં તો (ઈ. સ. ૧૨૯૮) આવા મહાન તીર્થધામ સમૃદ્ધનગર અને વિખ્યાત મંદિરની પડતી થઈ અને તે પછીની સદીઓમા ચાલુ જ રહી. ગૂજરાત ઉપર મુસલમાન અમલ હવે કાયમનો શરૂ થયો. હવે હાકેમો મહમૂદની પેઠે વટોળિયા જેવા નહોતા પરંતુ સ્થાન કરીને ઠરવા જ આવેલા હતા ઈ. સ ૧૨૯૮ માં અણહિલ્લવાડ પાટણના છેલ્લા વાઘેલા રાજા કરણદેવ ઉપર કોપાયમાન થયેલો એનો માધવ નામનો નાગરપ્રધાન દિલ્હી જઈ ને અલ્લાઉદ્દીન ખલજીને ગૂજરાત જીતી આપવાનું કહી ચઢાઈ કરવાનું નોતરું આપવા ગયો. અલ્લાઉદ્દીને ઉલૂગખાનની સરદારી નીચે ગૂજરાત ઉપર ચઢાઈ કરવા મોટું લશ્કર મોકલ્યું. એનું રસમય વર્ણન કવિ પદ્મનાભે કાન્હડદે પ્રબંધમાં કર્યું છે.[1] ઝાલોરના રાજા કાન્હડદેવે રસ્તો આપવાની ના પાડી તેથી લશ્કર મેવાડને રસ્તે આવ્યું અને

---

૧. કાન્હડદે પ્રબંધ શ્રી ડાહ્યાભાઈ દેરાસરી સંપાદિત મૂળ અને અને એમનો જ તરજુમો.

ત્યાંના રાજાએ ઊલટો દંડ ભરીને લશ્કરને આવવા દીધું[૨] મોડાસાનો નાનો ઠાકોર સામો થયો અને લડાઈમાં વીરને છાજે એવા મૃત્યુને શરણ થયો. મ્હેસાણા પાલણપુર અને ડાંગરવા પાસેનો મુલક લુંટાયો. પાટણનાં ભંડાર લુંટાયા અને ત્યાં મસ્જિદ થઈ. પાટણથી આશાવલ, ધોળકા, અને ખંભાત થઇને મુસલમાન લશ્કર સોરઠમાં પેહું. સોરઠમાં પણ કોઈ સામુ થયું નહિ ગામો ભાગ્યાં અને કિનારાનાં શહેરો લુંટાયાં રસ્તામાં ગામો બળતાં તેના ધુમાડાના ગોટા દેખાતા. ચારે બાજૂ કોલાહલ અને અવ્યવસ્થા થઈ રહ્યાં, અને નાશ ભાગ થઇ. કવિ પદ્મનાભ કહે છે કેઃ—

सोरठ मांहि सहुको नाठउं; भरीउ देस लूसाइ ।
आजइ नगर देस-आगलीआं, माहु कोइ न थाइ ॥
૧–૭૫. કા. પ્ર.

આમ સોરઠમાં ત્રાસ વરતાવી ઉલૂગખાન સોમનાથ પાટણ આવી પહોંચ્યો. અહીં દેવપાટણ અને સોમનાથના મંદિરનું રક્ષણ કરવા વાળાઓ, વાજાઓ, જેઠવાઓ, ચૂડાસમા વગેરે ગયા ઉલૂગખાનની આજ્ઞાથી સોમનાથનું લિંગ ઉખાડીને તેનો ચૂનો કરવાના ઇરાદાથી દિલ્હી લઇ જવા ગાડીમાં નાખ્યું અસંખ્ય સ્ત્રી પુરુષોને કેદ પકડ્યાં. આ વર્ણન કવિ પદ્મનાભના જ શબ્દોમાં જોઈ એઃ[૩]

---

૨. મારવાડમાંથી રસ્તો ન મળવાથી આબુને બદલે મોડાસા થઇ પાટણ આવવું પડ્યું. મેવાડના રાણાની આ વર્તણુક વિચિત્ર દેખાય છે, પણ હિંદુઓમાં આવું બન્યા જ કર્યું.

૩. આ વર્ણન મૂળ જૂની ગુજરાતીમાં આપવાને બદલે અહી શ્રી ડાહ્યાભાઈએ તરજૂમો બરાબર કરેલો છે તે આપ્યું છે.

પ્રભાસ બાંધું ખાન અસ્વારે લૂંટયૂં લંકા મેળ,
સોમનાથને પ્રાસાદે મળી, સ્નાન કરી સહુ રાય,
તુલસી શિર ધરી, શંકર પરસી, કરી સમર્પણ કાય,
દેવ તણા ચોરાશી માટે સહુનો થયો પડાવ.
હાક વાગી તત્તકાર્યાં હાથી, દીધા ચોપટ ઘાવ.
રણઘેલા દઈ દોટ ઉછળતા રણચડી સામા ચાલ્યા.
કરકટિયા હબસીએ ચોગરદમ ફરી કુંડે ધાલ્યા.
રોધાળા રાણો દિન બીજે રગડી નાદ ઉતાર્યો.
અનરથનું મૂળ માધવ મહેતા, તેને રણમાં માર્યો.[૪]
કેમ ઘોરી પકડે શંભુને ? જબ્બર જોર ન માય.
મરડી, મર્દી મુગલ માંકડાં, પડયા પછી રણમાંય.
જે ફળ નહિ જાગે, નહિ તીર્થે, બહુ દાને ત્રણ લોક,
સોમનાથને પારે પડતાં તે પહોંતા સુરલોક.
દેવમંદિરે ભેળ પડી ને તોડચાં કુંચી તાળાં.
હલ હલ કરી પ્રાસાદે પેઠા લીધા ઢોલ ત્રંબાળાં.
ચઢ્યા શિખર આહરડા અસુરો ઘાણો વાળે ઘાણ.[૫]
બાજુની પુતળિયો ભાંગી, પળમાં પટકે પહાણ.
સાંધે સાંધા કરી જુજવા, ભોંય પાડવા લાગ્યા,
ઘુમટ મહિંના હાથી ઘોડા ઘાણ ઘણેરે ભાંગ્યા.
ઘાલી લાગમાં સાંગ લોહની, કરતા જોર અમાપે,
હલહલ કરી બે બાજુ વળગી, થાપિત મૂર્તિ ઉથાપે.

---

૪. આ ઉપરથી સોમનાથની લડાઈમાં પણ માધવે ભાગ લીધો અને એ સોમનાથની પાસે મરણ પામ્યો હશે એમ સમજાય છે.

૫. પથ્થર તોડનારા ખાસ માણસો લશ્કરમાં રખાતા. તેમને આહરડા કહેતા.

ખાને મુખ ફરમાન કર્યું કે ભલે રહે મઠ સૂનો
મૂરતિ એ દિલ્હી લઈ ચાલો, ત્યાં જઈ કરશું ચૂનો.
લોઢા કેરી પાટ અણાવી, વળી મગાવી ગાડાં.
સોમનાથનું ખાણુ ચઢાવો, આડાં ઓઠવી આડાં,
કાળાભૂત ભોઈ તેડાવ્યા, ગાડે લિંગ ચઢાવ્યું
આગળ જોડી બહુ ત્રેલીયાં દિલ્હી ભણી ચલાવ્યું.
આગળ રુદ્ર ! ઘણે કોપાનળ દૈત્ય સરવ તેં બાળ્યા.
પુણ્ય પૃથ્વીમાં તેં વરતાવ્યું દેવલોક–ભય ટાળ્યા.
બળિયો ત્રિપુરાસુર તેં હણિયો, વા–વેગે જેમ તૂલ.
પદ્મનાભ પૂછે સોમઈયા ! ક્યાં ગયું તારૂં ત્રિશૂળ ? [૬]

આમ સોમનાથના મંદિરને તોડયાની વિગત કાન્હડદે-પ્રબંધમાં આપી છે. અને કવિની કલ્પનાનો ભાગ બાદ કરતાં પણ આ વર્ણનમાં અતિશયોક્તિ ખાસ દેખાતી નથી.[*] મહમૂદે તોડેલું મંદિર તો પથ્થરનું નહોતું. મહમૂદને એ તોડવાનો સમય પણ નહોતો. પરંતુ ઉલુગખાન તો દિલ્હીમાં સ્થિર થયેલા બળવાન મુસલમાન બાદશાહનો સરદાર હતો. પાટણમાં વ્યવસ્થિત રાજ્ય રહ્યું નહોતું. પાટણનો રાજા છેક દક્ષિણમાં ચાલ્યો ગયો હતો. ભીમદેવના જેટલી લશ્કરને એકત્રિત કરવા જેવી શક્તિ એનામાં નહોતી અને એના ચારિત્ર્યથી લોકોને એના ઉપર ખાસ ભક્તિ કે આકર્ષણ

૬. કાન્હડદે પ્રબંધ. અહીં વૈષ્ણવ કવિ મશ્કરીમાં લખતો હોય એમ લાગે છે.

૭. પ્રબંધમાં આગળ કલ્પના અને અતિશયોક્તિ ઘણી આવે છે. પણ આ વાતને તીર્થકલ્પનો અને તવારીખોનો ટેકો હોવાથી આમાં અતિશયોક્તિ નથી લાગતી.

નહોતું, એટલે મુસલમાન સત્તા આ વખતે તો વંટોળિયાની માફક ક્ષણિક નહોતી આવી, પરંતુ કાયમનો નિવાસ કરવા જ આવી હતી; એટલે મંદિર તોડવાનો એને પૂરતો સમય હતો. કુમારપાળે બંધાવેલું ભવ્ય અને સુંદર કારીગીરીથી ભરેલું મંદિર ખાસ પથ્થર તોડનાર લશ્કરીઓને શિખર ઉપર ચઢાવીને પણ ધ્યાનપૂર્વક તોડાવવાનું શરૂ થયું અને પૂતળીઓ વગેરેને તોડી નાંખી મંદિરને ખંડેર કર્યું. આ વર્ણન ઉપરથી એમ પણ સમજાય છે કે લિંગ આખુંયે મૂળ પ્રતિષ્ઠામાંથી ઉખાડીને ગાડાંમાં ઘાલી દિલ્હી લઈ ગયા; અને શિખર પણ તોડી નાંખ્યું[૮]

### આ સમયનાં મુસલમાન તવારીખોનાં વર્ણન

આ વાતને મુસલમાન તવારીખોનો ટેકો પણ મળેલો છે; જો કે એમનું વર્ણન એમની રીત પ્રમાણે વિચિત્ર વાતો અને અતિશયોક્તિઓથી ભરેલું છે. તઝિયતુલ અમસારનો લેખ "વસાફ" લખે છે કે[૯] ખંભાતમાં પુષ્કળ લૂંટ કરીને સોરઠ તરફ જતાં ઉલુગખાનના લશ્કરે ખૂબ કેદીઓ પકડ્યા અને એમાં વીસ હજાર સુંદર સ્ત્રીઓ હતી. મુસલમાન લશ્કરે ઘણાં શહેરો લૂટ્યાં અને દેશને ઉજ્જડ બનાવ્યો.[૧૦] ઘણાં મંદિરો અને મૂર્તિઓ તોડી અને સર્વથી

---

૮. શિખર તોડવાનું કઝીન્સે આર્કિઓલોજિકલ સર્વેના ગ્રંથમાં લખ્યું છે, પણ આધાર આપ્યો નથી. કદાચ હાલનો ખંડેરનો ઘૂમટ તે સમયનું શિખર હોય એમ ધારીને એમણે લખ્યું હશે.

૯. ઇલિયટ, ભા. ૩, પૃ ૪૨–૪૩. આ તવારીખને 'તારીખે વસાફ' પણ કહે છે.

૧૦. આ બધું વર્ણન કાન્હડદેપ્રબંધને મળતું આવે છે.

મોટી ગણાતી સોમનાથની મૂર્તિ તોડવા ઊપડયા. અહીં તવારીખકાર મૂર્તિનું વર્ણન કરે છે એમાં કોતો સાંભળેલું લખે છે, કે પહેલાંનાં મહમૂદની ચઢાઈ વખતનાં વર્ણનમાંથી કોઈની હકીકત ઉપરથી લખ્યું હોય એમ લાગે છે. વસાફ લખે છે કે મૂર્તિ પથ્થર ઉપર સ્થાપિત હતી અને દર્પણ જેવી લીસી અને ચળકતી હતી, એ સાત વાર ઊંચી હતી. એનો દેખાવ એવો આબેહૂબ હતો કે જાણે હમણાં બોલશે કે હમણાં ચાલશે. આ મૂર્તિ ઘડનાર પોતે એને જુએ તો પણ એના ઉપર મોહિત થાય એવી સુંદર હતી. કાફરો મૂર્તિ પાસે કોઈને જવા દેતા નહિ મૂર્તિ ઉપર સુવર્ણનો રત્નજડિત મુગટ હતો, અને હીરા મોતી પણ જડેલાં હતાં એ કારણથી સોનાનો રંગ રત્નોના રંગના પ્રકાશથી ઓળખાતો નહિ. ગળામાં મોટાં મોતીનો હાર હતો મુસલમાન લશ્કરીઓએ આ બધા અલંકાર લૂંટી લીધા, અને મૂતિને ઉખેડી. જીવતા રહેલા કાફરોએ મૂર્તિને ન લેવા માટે મોટી રકમ આપવા માંડી પણ ફાવ્યા નહિં. મૂર્તિને સુગંધિ પદાર્થો લગાડેલા હતા. મૂર્તિને તોડીને તેના ટુકડા દિલ્હી મોકલ્યા અને જુમામસ્જિદનો સોંયતળિયામાં નાખ્યા.

આ વર્ણનની વિચિત્રતાની ચર્ચાની જરૂર નથી. વર્ણન-કલ્પિત લાગે છે મહમૂદે તોડયા પછી પણ લિંગની જ પ્રતિષ્ઠા થઈ હતી એ આગળ જોઈ ગયા છીએ. આ તવારીખકાર આગળ એક વિચિત્ર વાત લખે છે કે અહીં મંદિરનાં ખંડેરોમાંથી એક ઘણો જ સુંદર લાલ પીળો પથ્થર મળ્યો. તેના ઉપર લડતા બે માણસોની અને દીવાઓની સુંદર કારીગીરી કરેલી હતી, બાજૂમાં કુરાને શરીફનાં વચનો કોતરેલાં

હતાં. આ પથ્થર લઈને કુતુબે ઓલિયા શેખ મુરશિદ અબુ ઇશાક ઇબ્રાહીમ બિન શહરિયારને મોકલી આપ્યો. આ વર્ણન સમજાય એવું નથી. આ પથ્થરની વાત તવારીખકારે જો ખરી લખી હોય તો તે સોમનાથના બંદર વિભાગમાં કે માંગરોળમાં રહેતા કોઈ મુસલમાન વેપારીએ કોઈ મસ્જિદ માટે કરાવ્યો હોય. પથ્થર સોમનાથમાંથી જ મળ્યો એવો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી, પણ એવા પથ્થર ખંભાત બાજૂ થતા હતા. અને સોમનાથ અને માંગરોળમાં ખૂબ ધનિક મુસલમાન સોદાગર હતા, એટલે વાત અશક્ય નથી.[૧૧]

તારીખે ફીરોઝશાહીનો કર્તા ઝિયાઉદ્દીન બરની એકંદરે સારો ઈતિહાસલેખક ગણાય છે, પરંતુ અહીં એ પણ ભૂલ કરે છે કે મહમૂદે સોમનાથમાં "મનાત"ની મૂર્તિ તોડેલી તેની ત્યાં હિંદુઓએ ફરી પ્રતિષ્ઠા કરી એને સોમનાથનું નામ આપેલું; અને અલ્લાઉદ્દીનના લશ્કરે દિલ્હી લાવીને જુમા મસ્જિદમાં નાંખી[૧૨]

અલ્લાઉદ્દીનના લશ્કરનો ધ્વંસ કર્યો એ વાતનો ઉલ્લેખ જિનપ્રભસૂરિએ વિવિધકલ્પમાં સત્યપુરકલ્પમાં પણ કર્યો છે અને એ લગભગ સમકાલીન ઉલ્લેખ ગણી શકાય. શ્રી

---

૧૧. માંગરોળ બે હજાર વર્ષ ઉપરનું જૂનું નગર અને બંદર છે; મુસલમાનોની વસ્તી ત્યાં અસલથી સારી હતી, અને સોમનાથ ઉપર પણ ત્યાંથી મુસલમાનો આવતા. મંગરોલી શાહ એનો દાખલો છે. આ પ્રમાણે શ્રી કે. કા. શાસ્ત્રીજીનું માનવું છે.

૧૨. ઇલિયટ ભા. ૩, ૧૬૩. બરનીના આ ઉલ્લેખથી મૂર્તિ દિલ્હી પહોંચી એમ જણાય છે.

જિનપ્રભ લખે છે કે :[13]

## જિનપ્રભસૂરિએ કરેલું વર્ણન

અહ તેરસય છપ્પન્ને વિક્કમ વરિસે (૧૩૫૬) અલ્લાવદીન સુરત્તાણસ્સ કણિટ્ઠો ભાયા, ઉલુખાનનામધિજ્જો ઢિલ્લીપુરાઓ, મંતિમાહવપેરિઓ, ગુજ્જરધરં પટ્ઠિઓ । ચિત્તકૂડાહિવઇ–સમરસિંહેણં દંડં દાઉં, મેવાડ દેસો તયા રક્ખિઓ । તઓ હમ્મીર જુવરાઓ વગ્ગડ દેસં, સુહડાસયાઈ, નયરાણિ ય ભંજિઅ આસાવલ્લીએ પત્તો । કણ્ણદેવ રાયા અનટ્ઠો । સોમનાહં ચ ઘણ ઘાએણ ભંજિત્તા ગડ્ડુએ રોવિઊણ ઢિલ્લીએ પેસેઈ । પુણો વામણથલીએ ગંતું મંડલિક્કરાણયં દંડિત્તા સોરટ્ઠે નિઅઆણં પયટ્ટાવિત્તા આસાવલ્લીએ આવાસીઓ । મઢ મંદિર દેઉલા ઈણિ પજ્જાલેઈ ।

આ ઉપરથી ઉલુગખાન જેને અલ્લાઉદ્દીનનો નાનો ભાઈ કહ્યો છે તે ઉપર વર્ણન કર્યું તે જ રસ્તે સોમનાથ પહોંચ્યો. મંત્રી માધવની પ્રેરણાથી એ આવ્યો હતો. મોડાસા અને વાગડ ભાગ્યાનો ઉલ્લેખ છે, પણ પાટણનો નથી આશાવલ તો જતાં અને આવતાં બે વખત રહ્યો જણાય છે, સોમનાથને ઘણના ઘાથી તોડીને મૂર્તિને ગાડામાં નાંખીને દિલ્હી મોકલાવી એ પણ સ્પષ્ટ ઉલ્લેખ છે અને તે સમયે રાણો મંડલિક

---

૧૩. અકબરના વખતના હીરવિજયસૂરિ જેની લાગવગ દિલ્હીના તઘલખ વગેરે બાદશાહોના સમયમાં જિનપ્રભસૂરિની હતી એમ મનાય છે. સાલવાર બનાવો નોંધનો તીર્થકલ્પ એક ઉપયોગી ગ્રંથ છે. શ્રી જિનવિજયજીએ જૈન સાહિત્ય સંશોધક પુ. ૩ મા આ વિશે એક લેખમાં પણ ચર્ચા કરી છે. કાન્હડદેપ્રબંધની વાત, આટલી બાબતમાં બંધ બેસે છે.

વામનસ્થલી-વંથળીમાં હતો તેને દંડીને સોરઠ દેશમાં પોતાની આણ વરતાવીને પાછો આશાવલ આવ્યો આ ઉલ્લેખ વિશ્વસનીય છે આગળ જોયું તેમ તવારીખકાર અને જિનપ્રભસૂરિ બન્ને મૂર્તિને (લિંગને) ગાડામા નાખીને દિલ્હી મોકલાવ્યું એમ લખે છે દિલ્હીમાં શું કર્યું તે જિન-પ્રભ લખતા નથી

**સોમનાથની પાંચ પ્રતિષ્ઠાઓનુ કાન્હડદેપ્રબંધનુ કલ્પિત વર્ણન**

કવિ પદ્મનાભ આ વર્ણનમાં બીજું જ લખે છે-કાન્હડદે-એ ઉલુગખાનને રસ્તો ન આપ્યો તેથી ગુસ્સે થઇ એને શિક્ષા કરવા ઉલુગખાને ઝાલોરને રસ્તે આવી કાન્હડદેના નગરને ઘેરો ઘાલ્યો 'કાન્હડદેએ લડાઈ કરી વિજય મેળવી સાથે લીધેલાં બાન છોડાવ્યાં અને સોમનાથના લિંગના પાંચ કકડા હતા તેની પાચ જગાએ બહુ ધામધૂમથી પ્રતિષ્ઠા કરાવી એ વર્ણન રસમય હોવાથી એના શબ્દોમાં જોઈએ :

સોમનાથ છોરાવી રાયે પછી ધોઇ તલવાર,
ભેટ્યા શિવ નવરાવી ખેવ, નગર ભણી પધરાવ્યા દેવ
સોમનાથ આરાધે કાન્હ નિત નિત પચામૃતથી સ્નાન,
પૂજાના સોળે ઉપચાર કેસર ચંદન તિલક શૃંગાર
નિતનિત નવનવી પૂજા હોય પ્રણમે ભક્તિ ભર્યાં સહુ કોય,
નવ ખંડ કીરતિ વિસ્તરી, વાત અસંભવ કાન્હે કરી
નરકપાત ઉગારે જેહ, મહા સંકટથી મુકાવ્યા તેહ [14]
મૂર્તિ પાંચ એક લિંગથી, છકી તે જોડીની નથી

૧૪ આ લીટીમાં પણ વૈષ્ણવ કવિ મશ્કરીશું લખે છે એ સમજાય તેવું છે.

સોરઠ પધરાવ્યું એક લિંગ, બીજું વાગડમાં તેહ સંગ,
આબુ ઉપર થાનક ભલૂં, ત્રીજું લિંગ તહીં મોકલ્યુ.
ચોથું જાળાલિપુર મ્હાંય, પ્રાસાદે પધરાવ્યું રાય,
દેવ એક નિજ વાડી મ્હાંય, એ વિધ પાંચ લિંગ પૂજાય.
પાંચ લિંગ આ પૂજા કરે, ગર્ભવાસ તે નવ અવતરે.
રોજ કરે ઓચ્છવ અવનવા, સતન્યાયે લોકો પાળવા

આ વર્ણન ખરું હોય તો લિંગની પાંચ પ્રતિષ્ઠાઓ કાન્હડદેવે કરી એમ મનાય. પરંતુ આ કેવળ કવિની કલ્પના લાગે છે. રસમય હોવાથી જ અહીં એનો ઉલ્લેખ કર્યો છે. જિનપ્રભ જેવા લેખકે કાન્હડદેએ લડાઈ આપીને ઉલૂગખાનને રોકવાનો કે લિંગ છોડાવ્યાનો ઉલ્લેખ કર્યો નથી. તેથી ઊલટું લિંગ દિલ્હી મોકલ્યાનો ઉલ્લેખ છે. કવિ પોતાના કાવ્યના નાયકને સોમનાથ છોડાવ્યાનું માન અપાવે છે. કાવ્યમાં કવિને શિવ ઉપર ખાસ માન હોય એવું દેખાતું નથી. સોમનાથને મ્લેચ્છો લઈ જાય છે તેથી પાર્વતીને થતું દુઃખ સામાન્ય સ્ત્રીના જેવું વર્ણવ્યું છે અને મ્લેચ્છો સામે “ત્રિશૂળ ક્યાં ગયું” એવા શબ્દો લખીને કાંઈક મશ્કરી જેવું પણ કર્યું છે. પદ્મનાભ વૈષ્ણવ કવિ હતો અને સોળમી સદીમાં થઈ ગયો.[15] ચઢાઈનું વર્ણન એણે વિગતવાર ખબરો મેળવીને કર્યું છે એમ લાગે છે, પણ બીજી વાતોમાં કલ્પના જ કરી દેખાય છે. લિંગ તોડીને કકડાની કે ઉખેડેલા લિંગની પ્રતિષ્ઠા કરવાની વાત પણ અર્થ વગરની છે. અલ્લાઉદ્દીનના લશ્કરે છેક દક્ષિણ સુધી

૧૫. પદ્મનાભ ગુજરાતનો વિસલનગરો નાગર હતો. આ પ્રબંધનું મહત્ત્વ ઐતિહાસિક દૃષ્ટિએ ખાસ છે.

આણુ વર્તાવી હતી મધ્ય અને ઉત્તર હિંદમાં એની સામે થનાર કોઈ નહોતું કાન્હડદે કદાચ સામો થયો હોય તોપણુ છેવટે હાર્યો જ છે પ્રબંધકાર પોતે જ એ હારનું વર્ણન કાવ્યમાં આગળ કરે છે[૧૬] અને એમ કરવામાં ચમત્કારિક વાતો લખે છે

આમ સોમનાથનું બીજી વાર ખંડન થયું મહમૂદે તોડેલા મંદિરનું કાંઈ ચિહ્ન મળતું નથી, જ્યારે ઉલૂગખાને તોડેલુ મંદિર આજે આઠસો વર્ષથી ખંડેરની સ્થિતિમાં પણુ ઊભુ છે જે કેટલાક લેખકો મહમૂદે સોમનાથ ઉપર ચઢાઈ કરી જ નથી અને મંદિર તોડેલું નથી એમ માને છે તેમને પણુ અલ્લાઉદ્દીનના લશ્કરે કરેલા નાશ માટે શંકા નથી.

### ચૂડાસમા મહીપાલદેવે કરેલો ત્રીજો જીર્ણોદ્ધાર

પરંતુ હિંદુઓના હૃદયમાંથી સોમનાથની ભક્તિ કાંઈ નાશ પામી નહોતી ઉલૂગખાન ગયો અને અણુહિલ્લવાડ પાટણુમાં દિલ્હીના બાદશાહોના સૂબા નિમાવા લાગ્યા અને ગૂજરાતમાં મુસલમાન સત્તા દૃઢ થઇ, ધીમે ધીમે વ્યવસ્થા થવા માંડી આ સમયે ચૂડાસમા રાજા મહીપાલદેવે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યાનો ઉલ્લેખ એના ગિરનારના લેખમાં છે મહીપાલ ઈ સ. ૧૩૦૮ થી ૧૩૨૫ નાં વર્ષોમાં હતો બીજા લેખના એક[૧] ઉલ્લેખ પ્રમાણે મહીપાલે જીર્ણોદ્ધાર પૂરો કર્યો હોય એમ જણાતું નથી અને એના પુત્ર ખેંગાર ૪ થા એ મંદિર પૂરું કર્યું એમ સમજાય છે એનો રાજ્યકાળ ઇ સ ૧૩૨૫ થી ૧૩૫૧ સુધી હતો

૧૬. ઝાલોરના રાજા સાથે અલ્લાઉદ્દીનને લડાઈ થઇ અને લાંબી લડાઇમાં રાજા હાર્યો એટલી ઐતિહાસિક હકીકત આ વાતમાં માની શકાય.

એણે ફરીથી લિંગની પ્રતિષ્ઠા કરી એવો ઉલ્લેખ છે. ચૂડા-સમાઓએ બંધાવેલું આ મંદિર કાંઈ કુમારપાળના મંદિર જેવું મોટું અને કારીગરીવાળું નહિ હોય, કારણ કે એ એક નાના રાજ્યના સત્તાધીશ હતા, અને મુસલમાનોથી લુંટાયા પછી એમની પાસે મોટું મંદિર બંધાવવા જેટલા પૈસા હોય એ પણ સંભવિત નથી. કઝીન્સ એવું અનુમાન કરે છે કે જૂના મંદિરને સમૂળ તોડીને ત્યાં જ નવું મંદિર બંધાવે એ ઘણું ખર્ચાળ હોવાથી મહીપાલદેવે જૂના મંદિરની પાસે જ નવી ભૂમિ ઉપર નવું નાનું મંદિર બંધાવ્યું હશે. એઓ કહે છે કે કુમારપાળના મંદિરના ખંડેરના વાયવ્ય ખૂણામાં જે મંદિરનું ખંડેર આજે દેખાય છે એ મહીપાલદેવનું મંદિર હોવું જોઈએ એ ખંડેર ભાવબૃહસ્પતિએ બંધાવેલા ચંડિકાના મંદિરનું હોય એમ કઝીન્સ માનતા નથી, કારણ કે એ સમયે બંધાવેલું મંદિર મુખ્ય મંદિરની જોડે બરોબર બંધબેસે અને શોભે તેવું હોય અને એ પ્રમાણે વાયવ્યદિશાનું ખંડેર બંધબેસતું નથી. વળી ચંડિકાના મંદિરનું મુખદ્વાર રિવાજ પ્રમાણે ઉત્તરદિશામાં હોય તે પણ આ ખંડેરને નથી, એટલે આ ખંડેર સોમનાથના ત્રીજા જીર્ણોદ્ધારના વખતનું મહીપાલદેવે બંધાવેલું હોય એવો સંભવ છે.[17] આ સમયે એટલે કે ઈ. સ. ૧૩૧૮માં

---

૧૭ આર્કિયોલોજિકલ સર્વે ઓફ સોમનાથ, કઝીન્સ: પૃ. ૨૭ આ બાબતમાં કઝીન્સની માન્યતા ખરી લાગે છે કારણ કે નાશ એવો થયો છે કે બીજો કોઈ વિરુદ્ધ આધાર મળતો નથી. વાયવ્યનું જે મંદિર કઝીન્સ મહીપાલદેવનું માને છે તે પણ ડા. બર્જેસે લીધેલી છબી પછી પડી ગયેલું છે અને હાલ એની ભીંતો માત્ર દેખાય છે.

સોમનાથ ઉપર એક ચઢાઈ આવ્યાનું કહેવાય છે, પણ તે કોણે કરી તેનો ખુલાસો થતો નથી કદાચ અલ્લાઉદ્દીનના મરણ પછી તુરતમાં આ ચઢાઇ થઇ હોય એમાં નવા મંદિરને કાંઈ નુકસાન થયાનું નોંધાયું નથી ૧૮

## ગુજરાતના પહેલા સુલતાન મુઝફ્ફરશાહે એની સૂબાગીરી દરમ્યાન કરેલો નાશ

આજ સુધી સોમનાથના મંદિરને ભ્રષ્ટકરનારા તોડફોડ કરીને પાછા જતા, પણ કોઈ એ મંદિરને મસ્જિદમાં ફેરવ્યાનું બન્યું નથી. દિલ્હીના બાદશાહો સૂબા મોકલીને રાજ્ય કરતા અને એ સૂબા સાથે લાગવગ હોય તેવા લોકો મંદિરોનું રક્ષણ કરી શકતા [૧૯] પરંતુ દિલ્હીની સત્તા નબળી પડી ત્યારે છેલ્લો સૂબો ઝફરખાન હતો અને પાછળથી

૧૮. આ ચઢાઈ જો થઈ હોય તો પાટણના સૂબા અલપખાનના સમયના છેલ્લા ભાગમા કે તેના પછીના સૂબાના સમયમા થઈ હોય ઉલુગખાન અને અલપખાન બે તદ્દન જુદા જ છે ઘણા લેખકો એમા ભુલ કરે છે. તવારીખકારોએ અને એમાં ફિરિસ્તા જેવાએ પણ આ ભૂલ કરી છે. ઉલુગખાન અલ્લઉદ્દીનનો ભાઈ હતો અને એણે સૂબાગીરી કરી નથી મહમદ તઘલખ જુનાગઢ અને ગોંડલમાં રહ્યો હતો અને કાઠીના ઠાકોરો એને નજરાણા આપી ગયેલા એવા ઉલ્લેખ છે. પણ એ સોમનાથ ગયો હોય એમ કોઈએ લખ્યું નથી.

૧૯. આ સમયમાંજ અલપખાન સૂબા સાથે જૈન સમરાશાહને સારી લાગવગ હતી. શત્રુંજય ઉપર ઉલુગખાને જે નાશ કરેલો તેનો જીર્ણોદ્ધાર અલપખાનના ફરમાનથી સમરસિંહે કર્યો છે એમ શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધમા લખ્યું છે.

મુઝફ્ફરશાહ નામ ધારણ કરી એ ગૂજરાતની સ્વતંત્ર સલ્તનતની ગાદીએ બેઠો. ઝફરખાને ઈ. સ. ૧૩૯૬ માં સોમનાથ ઉપર ચડાઈ કરેલી અને ત્યાંનાં હિંદુ મંદિરોનો નાશ કરી તેમને મસ્જિદોમાં ફેરવી નાખી ત્યાં કાજી વગેરેની નિમણૂંક કરી.[૨૦] ઝફરખાને કરેલો આ નાશ અલ્લાઉદ્દીનના લશ્કરે કરેલા નાશ પછી આશરે એક સો વર્ષ પછી થયો; એટલે સો વર્ષ સુધી સોમનાથનું પૂજન બરોબર ચાલુ હશે એમ માની શકાય. ઝફરખાન–મુઝફ્ફરશાહના સમયથી જૂનાગઢમાં હિંદુ રાજાનું રાજ્ય ચાલુ રહેવા છતાં સોરઠને કાંઠે બંદરોના વિભાગમાં મુસલમાન સત્તા હતી અને મક્કા જવાનું દ્વાર સોમનાથના બંદરે વેરાવળ બંદરે ચાલુ હતું અમદાવાદ વસાવનાર અહમદશાહે જૂનાગઢના રા' ઉપર ચઢાઈ કરી ત્યારે પણ સોમનાથના મંદિરને નુકસાન કર્યાનું કહેવાય છે, પણ એ માટે આધાર નથી. હિંદુઓ આવા વારંવારના નાશને લીધે કંટાળી ગયા હશે અને જે કાંઈ રહ્યું હશે એનો નાશ મહમદ બેગડાએ જૂનાગઢ જીત્યું ત્યારે થયો હશે. મુસલમાન તવારીખોમાં તે પછી ઔરંગજેબ સુધી સોમનાથના નાશના ઉલ્લેખ દેખાતા નથી તે ઉપરથી ફ્રોબ્સ આ પ્રમાણે અનુમાન કરે છે, અને મુઝફ્ફરશાહના નાશની કથા હિંદુઓની વાતો ઉપરથી જ જાણી શકાય છે એમ માને છે; પરંતુ આ બાબત ચોક્કસ કાંઈ ઉલ્લેખ મળતા નથી.

મુસલમાન સત્તા ગૂજરાતમાં કાયમ થઈ તે પછી ખરી રીતે કાંઠાનો પ્રદેશ દિલ્હીના સૂબા અને અમદાવાદના સુલ-

૨૦. પ્રો. કોમીસેરીએટનો ગૂ. નો ઈતિહાસ, પૃ. ૫૫–૫૬

તાનોનાં નિમેલા હાકેમોના હાથ નીચે રહ્યો છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીજીના મત પ્રમાણે ચૂડાસમાઓના હાથ નીચે પણ સોમનાથ પાટણ લાંબો સમય રહ્યું નથી, ત્યાં સ્થાનિક વાજા ઠાકોરનું રાજ્ય રહ્યું છે. વાજાઓ પાસેથી અલપખાને પ્રભાસ ક્ષેત્ર જીતી લીધું પછી મુસલમાન હાકેમો જ બંદરોના વહીવટમાં રહ્યા છે [21]

ચૌદમી સદીના અંતભાગમાં વાજા રાજા શિવગણમિત્રનું રાજ્ય હતું, એટલે સોમનાથમાં એણે મહંત નીમ્યો હોય; પણ પાટણના મુસલમાન સૂબાની સત્તા નીચે જ એ રાજા હશે.

### મુસલમાન સમયમાં ધામધૂમ વગર પૂજા ચાલુ હતી

અહીં એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે કેટલાક તવારીખોની એવી ટેવ છે કે મુસલમાન બાદશાહ કોઈપણ ચઢાઈ કરે તો તેને ધર્મયુદ્ધ કહેવું. એવી રીતે ગૂજરાતના સુલતાનોને માટે પણ તવારીખકારો લખે છે. કોઈ ચઢાઈમાં હિંદુ મંદિરો તોડવાનું બન્યું છે એ પણ ખરું છે કેટલાકનો ઝનૂની અમલદારોને હાથે નાશ થયો છે. અહમદશાહ કે મહમૂદ બેગડાના સમયમાં ગિરનારના રાજા સાથે યુદ્ધની વાત આવે છે, પરંતુ સોમનાથ ઉપર ચઢાઈ કે તેનો નાશ કરવાનું જણાયું નથી. પરંતુ ત્યાં મુસલમાન સત્તા જ હતી તેથી તેમ કરવાનું કારણ પણ બની શકે નહિ. સોમનાથની પૂજા તદ્દન બંધ થઈ ગઈ હોય એમ પણ માનવાને કારણ નથી.

---

૨૧. દુ. કે. શાસ્ત્રી કૃત ઐતિહાસિક સંશોધન–સોમનાથ પૃ ૫૮૨–૮૩ નોંધ

સ્થાનિક હાકેમોને હાથમાં રાખીને હિંદુ અને જૈનોએ પોતપોતાની પૂજાઓ ચાલુ રાખી હતી એટલું ખરું કે પહેલાંના જેટલા જાહેરમા અને ધામધૂમથી પૂજા થઈ શકતી નહિં. અને રાજ્યનો ડર હમેશ માટે રહ્યા કરતો, એટલે મહમૂદ બેગડાના સમયમાં ઈ. સ. ૧૫૧૫ માં સોમનાથના મંદિરનો ફરીથી નાશ થયો અને તે પછી નબળા સુલતાન મહમૂદ ત્રીજાના સમયમા થયો એ માટે વધારે સબળ આધારની જરૂર છે [૨૨] સોમનાથના મોટા મંદિરના નાશ પછી ત્યાંનું મંદિર તોડવા માટેનું આકર્ષણ મુસલમાનો માટે રહ્યું જ નહોતું, એટલે મુઝફ્ફરશાહના સમયમાં જે મંદિરોની મસ્જિદો થઈ ગઇ તે પછી ત્યાં તોડવા જેવુ કાંઈ રહ્યુ જ હોય એમ લાગતું નથી કાફરોએ ફરી મૂર્તિપૂજા શરૂ કરી છે એવા તવારીખકારોના ઉલ્લેખો એટલુ તો સિદ્ધ કરે છે કે હિંદુઓએ ખાનગીમા કે ધામધૂમ વગર સોમનાથની પૂજા ચાલુ તો રાખી જ હતી અને ભોંયરામા મંદિરો કરવાનો રિવાજ આ મુસલમાન સમયમાં શરૂ થયો હનો તેમ કોઈ રીતે પૂજા તો ચાલુ જ હતી

## મુસલમાન સમયમાં સૌરાષ્ટ્રની સ્થિતિ

મહમૂદ બેગડાએ જૂનાગઢ જીતી ને રા' મંડળિકને મુસલમાન બનાવ્યા છતા પણ મુસલમાન સૂબા નીચે વહીવટ હિંદુના હાથમાં રહેલો છે. મુસલમાન,સમયમાં મુખ્ય અમલ-

---

૨૨ એક સાપ્તાહિકમાં સોમનાથના લેખોમા એક લેખકે સોમનાથનાં સાતધ્વંસ લખ્યા છે. પણ તે માટે ગૂજરાતી સલ્તનતના સમયના ધ્વસ માટે આધાર આપ્યા નથી.

દાર મુસલમાન પણ તેની નીચે હિંદુ જ રહેતા. મહમૂદે જૂનાગઢ જીતવા સોરઠ ઉપર ચઢાઈ કરી ત્યારે સોરઠ બહુ સુંદર હતો. મીરાતે સિકંદરીનો લેખક કહે છે કે "સોરઠ એવો મનોહર દેશ હતો કે જાણે ગૂજરાત, માળવા અને ખાનદેશમાંથી તત્ત્વો ચૂંટી કાઢીને પરમેશ્વરે પોતે બનાવ્યો હોય અને કુદરતના નાણાવટીએ આ ત્રણે દેશની કસોટીરૂપ બનાવ્યો હોય. એનાં બંદરો બીજા સર્વ દેશનાં બંદરોથી વધારે ચઢિયાતાં હતાં." આ વર્ણન કર્યા પછી એટલે કે આશરે સવાસો વર્ષ પછી, સિકંદરીનો લેખક લખે છે કે "હાલનું સોરઠ તદ્દન જ બદલાઈ ગયું છે. ત્યાંની લુચ્ચાઈ સાંભળી ખરીદદારો રસ્તામાંથી જ પાછા ફરી જાય છે, અને કિંમતો સાંભળી તેમનાં મન ઠંડાં પડી જાય છે વળી એ લુટારુઓનું રહેઠાણ અને બહારવટિયાઓ તથા બળવાખોરોનું નિવાસસ્થાન થઈ ગયું છે. મુલક ઘણે ભાગે વેરાન છે. દેશની અંદર જુલમ ભોગવનારા રાંકડા લોકો અને જોગીઓ છે અને વેપારીઓ દારૂ વેચનારા ચોર લોકો છે. અમલદારો પરમેશ્વરનો કોધ પામેલા છે. જાત્રાળુઓ ધ્રુજતાં મુસાફરી કરે છે. કારણ કે અમલદારોની સત્તા નથી અને વર્ષમાં કેટલાયે બદલાય છે"[૨૩] આ ઉપરથી મુસલમાન સમયમાં મોગલાઈની શરૂઆતમાં સૌરાષ્ટ્રની સ્થિતિ સમજી શકાય છે. યાત્રાળુઓના ઉલ્લેખથી યાત્રા તો ચાલુ જ, હશે એટલે દેવ્સ્થાનો પણ હશે એમ સમજી શકાય છે.

---

૨૩. મીરાતે સિકંદરી ગૂ. ભા. આ. મો. દીવાનજી કૃત, પૃ. ૯૨. મીરાતે સિકંદરીનો લેખક અમદાવાદનો હતો અને એણે એનો ગ્રંથ જહાંગીરના સમયમાં લખ્યો છે અને જહાંગીર અમદાવાદ

## ઔરંગઝેબે કરેલો નાશ

ગુજરાતી સુલતાનો અને મોગલાઈના સમયમાં ગમે તે રીતે પૂજા ચાલુ હોય, પરંતુ ઔરંગઝેબના સમયમાં સોમનાથની પૂજા ફરી શરૂ થઈ છે માટે તે બંધ કરવા ઉપાય કરવા એવો બાદશાહનો હુકમ હતો, એવો મીરાતે અહમદીમાં ઉલ્લેખ છે. અકબર અને તે પછીની કાંઇક ઉદાર રાજનીતિમાં હિંદુઓ નિર્ભય બન્યા હતા અને પૂજાઓ કાંઈક ધામધૂમથી શરૂ થઈ હતી, એટલે એ સમયમાં સોમનાથની પૂજા ત્યાંના લોકોએ કાંઇક જાહેર વિધિથી શરૂ કરી હોય એમ માની શકાય, અને ઔરંગઝેબની ધર્માંધ સત્તા વખતે એને ખુશ કરવા કોઇ હાકેમે એ ખબર બાદશાહને આપીને હુકમ મેળવ્યો હોય કહે છે કે એ સમયે ગોવધથી મંદિર ભ્રષ્ટ થયું. કુમારપાળના મંદિરને તો ઘૂમટ વગેરે કરી મસ્જિદના રૂપમાં ફેરવી નાંખવામાં આવ્યું હતું, તેમજ સૂર્યમંદિર વગેરે બીજાં મંદિરો મસ્જિદ બની ચૂકયાં હતાં, એટલે તે વખતે સોમનાથનું જે મંદિર હશે તે પણ ભ્રષ્ટ થઇ ગયું અને એનું નામનિશાન રહ્યું નહિ ઔરંગઝેબ પછી માંગરોળના શેખે પ્રભાસ જીની લીધું અને તેની પાસેથી પોરબંદરના રાણાએ એ જીતી લીધું હોય પરંતુ એ વખતે સોમનાથની

---

આવેલો ત્યારે એને બતાવેલો. એના અર્થમાં ધાર્મિક વલણ વધારે છે અને બુખારી સૈયદો તરફ પૂજ્ય ભાવ દેખાય છે ગાં—મંડલિક અને હિંદુઓ તરફથી કાંઠાના મુસલમાનોને કાંઈ તકલીફ પડતી હતી એવા કાગળો અમદાવાદના શાહઆલમ ઉપર ગયેલા અને એમણે મહમૂદ બેગડાને જૂનાગઢ જીતવા પ્રેરેલો. એ કાગળો પુરાતત્ત્વ ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ થયા છે.

શી સ્થિતિ હતી તે જણાયું નથી.' છેવટે જૂનાગઢના નવાબ તરફથી દીવાન અમરજીએ સોમનાથ જીતી લીધું અને તે હાલ સુધી જૂનાગઢ રાજ્યના તાબામાં રહ્યું. એમાં પણ હિંદુ તીર્થોને કાંઈ ઉત્તેજન મળ્યું હોય એમ લાગતું નથી. આ બધા અંધાધૂંધીના સમયમાં પ્રભાસ કોઇ વાર સોમનાથ વગરનું પણ થોડો સમય રહ્યું હોય.

### અહલ્યાબાઇ હોલ્કરે બંધાવેલું હાલનું મંદિર

મરાઠા રાજ્યના ટૂંકા સમયમાં એમણે સૌરાષ્ટ્રમાં ચોથ ઉઘરાવવા સિવાય કાંઇ ખાસ કાર્ય કર્યું નથી. એમનો સામનો કાઠીઓ કરતા તેથી સોરઠનું નામ ત્યારથી કાઠિયાવાડ પડ્યું. પરંતુ આ સમયે ઇંદોર રાજ્યની મહારાણી અહલ્યાબાઈ હોલ્કરે ફરી ભગવાન સોમનાથનો જીર્ણોદ્ધાર કર્યો. સોમપુરના કોટમાં જૂના મંદિરથી થોડે છેટે એના હુકમથી એક નાનું સાદું પણ ભોંયરાવાળું મંદિર બંધાયું. ઈ. સ ૧૭૮૩ના વૈશાખ સુદ ત્રીજ (અક્ષય તૃતીયા) ને દિવસે મંદિરનું ખાતમુહૂર્ત થયું અને ઈ. સ. ૧૭૮૮ના જ્યેષ્ઠ માસમાં પ્રતિષ્ઠા થઈ. એટલે પાંચ વર્ષ બંધાતાં થયાં હોય એમ લાગે છે. સોમનાથની પ્રતિષ્ઠા ભોંયરામાં થઇ છે એ ઉપરથી એ સમયમાં પણ કોઇ વિધર્મી ભ્રષ્ટ કરે એવી બીક હશે. ઉપરના ભાગમાં પોતાના નામથી મહારાણીએ અહલ્યેશ્વરનું સ્થાપન કર્યું. આ મંદિર જૂનાગઢના નવાબની સત્તામાં હોવા છતાં મંદિરની પૂજા વગેરેનો હક્ક ગાયકવાડ સરકારનો છે. આમ હોલ્કર અને ગાયકવાડ એ બે હિંદુ રાજાઓને ભાગે ભગવાન સોમનાથનાં ફરી ઉદ્ધાર અને પૂજાનું માન જાય છે.

આ પ્રમાણે એક વખત ગુજરાત અને આખા હિંદના

મોટામાં મોટા દેવ ભગવાન સોમનાથના મંદિરનો ચડતી પડતીનો ઇતિહાસ છે. સોમનાથનું શૈવ તીર્થ તરીકે આજે તો મહત્ત્વ જ રહ્યું નથી. આજે તો નારાયણબલિ સરાવવા લોકો પ્રભાસ જાય છે, એટલો જ એનો મહિમા રહ્યો છે. સોમનાથનું ખંડન થયું એની મશ્કરી જેવું સોળમી સદીના વૈષ્ણવ કવિ પદ્મનાભે કર્યું તે આગળ જોયું. અહલ્યાબાઈએ ભોંયરાવાળું મંદિર બંધાવ્યું તેની મશ્કરી કરતાં કઝીન્સ લખે છે કેઃ—Having learnt by sad experiene that Somanath was incapable of looking after him-self, the priests have endeavoured to do it for him by providing a secret undergrouud shrine, immediately belew the usual upper one in which the Linga is placed સોમનાથ પોતાનું રક્ષણ કરવા સમર્થ નથી, એ જોઈ પૂજારીઓએ ભોંયરામાં લિંગપ્રતિષ્ઠાની રીત શોધી હોય એમ એ મશ્કરી કરે છે. આમ કરવાથી ઉપરનું લિંગ કોઈ તોડે, પણ નીચેનું બચી જાય એવી ટીકા પણ કરે છે. પરંતુ હિંદુ ધર્મનું ખરું સ્વરૂપ સમજનારા તો સમજે છે કે વિશ્વનો સંહાર કરનાર વીતરાગ મહાદેવ સંહારના તત્ત્વથી પોતે પણ મુક્ત નથી એવો આ અસાર સંસારનો સાર પોતાના ભક્તોને કેમ ન બતાવતા હોય? ભગવાન શ્રીકૃષ્ણે પોતાના દેહનો ત્યાગ સામાન્ય મનુષ્યની પેઠે પ્રભાસમાં કર્યો, ભગવાન સોમનાથે પોતાનો સંહાર પ્રભાસમાં બતાવ્યો ભૂલોક કર્મભૂમિ છે એ રહસ્ય લોકને સમજાવવા ભગવાને પ્રભાસના ઇતિહાસમાં આ માયા યોજી હોય એમ હિંદુઓ તો માને. એ ઇતિહાસે બતાવે કે ભગવાન પોતે તો લોકના હૃદયમાં અમર જ છે.

## [૯] સોમનાથનું મંદિર, એનું સ્થાપત્ય, અને બીજાં બાંધકામ

સોમનાથના મંદિરનો ધ્વંસ અનેક વાર થયો એ આગલાં પ્રકરણોમાં જોયું, અને નવાં મંદિરો ઓછામાં ઓછી ચાર ભિન્નભિન્ન જગાઓએ બંધાયાં હશે એ પણ જોયું. ગમે એટલી વાર મંદિરો બંધાયાં હોય, પરંતુ આજે તો બે મંદિરો ઊભાં છે: એક તો આજે પૂજાતું અહલ્યાબાઈ હોલ્કરનું સાદું મંદિર અને બીજું કુમારપાળે બંધાવેલું મોટું ખંડેર. મહમૂદે તોડેલા મંદિરનું નામનિશાન રહ્યું નથી એ આગળ જોઈ ગયા

### મહમૂદે તોડેલા મંદિરનું વર્ણન

કુમારપાળે કે એ પહેલાં ભીમદેવે બાંધેલું મંદિર મહમૂદે ભ્રષ્ટ કરેલા મંદિરની જગાએ નહોતું એ ચર્ચા પણ આગળ કરી. મહમૂદે ભ્રષ્ટ કરેલા મંદિરનો ખ્યાલ ડૉ. નઝીમે મહમૂદનું જીવનચરિત્ર લખ્યું છે તેમાં આપેલો છે. એ મંદિર લાકડાના છપ્પન થાંભલાવાળું હતું એમ બધા તવારીખકારોની પેઠે ડૉ. નઝીમ લખે છે. તેઓ વધારે વર્ણન કરતાં લખે છે કે એ મંદિરને તેર માળ હતા, અને શિખર ઉપર ચૌદ સોનેરી ગોળા હતા, અને એ ગોળા

સૂર્યના તેજથી ચળકતા તે ઘણે દૂરથી દેખાતા[1] આ ઉપરથી ચાલુક્યોનાં મંદિરોથી આ મંદિર કેવળ જુદું પડે છે. અને ચાલુક્યોનાં પથ્થરનાં મંદિરોની બાંધણી એમના જ સમયમાં ગૂજરાતમાં શરૂ થઈ છે એટલે તે પહેલાંના આ સોમનાથના મંદિરમાં એ બાંધણી હોવાનો સંભવ જ નથી; એટલે જૂના મંદિરના પાયા ઉપર ભીમદેવે કે કુમારપાળે નવું મંદિર બાંધ્યું હોય એ પણ અસંભવિત છે. ડૉ. નઝીમે આ તેર માળનો ઉલ્લેખ કઈ તવારીખ ઉપરથી લીધો છે તે સમજાતું નથી. પરંતુ સોમનાથના મંદિરનું શિખર વહાણવટીઓને ઘણે દૂરથી માર્ગદર્શક થતું એમ કહેવાય છે એટલે એનું શિખર ઊંચું હશે આ વર્ણનમાં એક શક્યતાનો વિચાર કરવા જેવો છે. તેર માળ હોય તો શિખરનો આકાર કાંઈક દક્ષિણ હિંદનાં મંદિરોના ગોપુર જેવો હોવાનો સંભવ છે. ગોપુરની ઉપર સોનેરી ગોળા પણ હોય છે. તવારીખકારોએ મંદિરની પૂજા વગેરેને લગતા જે ઉલ્લેખો કર્યા છે તે કેટલેક અંશે દક્ષિણનાં મંદિરોની પૂજાના જેવા છે એ ચર્ચા આગળ કરી ગયા છીએ. જો સોલંકીઓની પહેલાંનું સોમનાથનું મંદિર કોઈ રીતે દક્ષિણના વિશાળ અને ઊંચા ગોપુરવાળાં મંદિર જેવી બાંધણીનું હોય તો આ વર્ણન બંધબેસે એવું છે. ફેર માત્ર એટલો જ કે દક્ષિણનાં મંદિરો પથ્થર, અને ઈંટચૂનાનાં છે, જ્યારે આ મંદિરના થાંભલા લાકડાના હતા

---

૧. ડૉ. નઝીમે ઘણા આધારો ઉપરથી મહમૂદનું જીવનચરિત્ર લખ્યું છે તે ઉલ્લેખ આગળ જોયો. પ્રો. કોમીસેરીએટે એમાંથી ઉતારા પોતાના ઇતિહાસમાં લીધા છે; પરંતુ એમણે પણ નઝીમે કરેલા આ વર્ણનનો આધાર ટાંક્યો નથી.

અને ભીંતો વગેરે ઈંટોનું હતુ. જો શિખર હોય તો એ પણ ઈંટોનું જ હોય. છપ્પન થાંભલાને લીધે મંદિર ચાલુ-ક્યોનાં મંદિરો કરતાં કાંઈક મોટુ પણ હશે [2]

પુરાણું મંદિર અને ચાલુક્યોનાં મંદિરની સરખામણી

હવે સોલંકીઓના સમયમાં ગૂજરાતમાં પથ્થરનાં મંદિરો પહેલવહેલાં બંધાવા માંડયાં અને ભીમદેવના સમયના જ આબુ ઉપર દેલવાડાનું વિમળશાનું અને મોઢેરાના સૂર્યમંદિર જેવા ઉત્તમ નમૂનાઓ આજે પણ દેખાય છે. રુદ્રમહાલય પણ ઉત્તમ મંદિરમાં ગણાવી શકાય. એટલે સોમનાથનું મંદિર એ રીતનું જ બંધાયું હોય એમાં કાંઈ શંકા જ નથી એ સમયમાં દક્ષિણ હિંદનાં ચાલુક્યોનાં મંદિરો પણ બહુ થોડા ફેરફાર સાથે એવી જ બાંધણીનાં હતાં. કોંકણું[3] અને મ્હૈસૂરમાં એવી બાંધણીના ઉત્તમ નમૂનાઓ આજે ઊભા છે મ્હૈસૂરનાં સોમનાથપુર બેલૂર અને હાલાબીડનાં મંદિરો ભોંયતળિયામાં થોડાં ફેરવાળાં છતાં વિગત અને બાંધણીની સામાન્ય રીતમાં એ સમયનાં ગૂજરાતનાં મંદિરો જેવાં જ છે. એમને કાંઈક નાનાં જુદાં ગોપુરો છે. પણ બધાં મંદિરોનાં શિખરો ઊંચાં નથી મંદિરો

---

૨. છપ્પન થાંભલાનું મંદિર ઓછામાં ઓછું સોમનાથના મંદિરથી ત્રેવડું મોટું હોવું જોઈએ. દક્ષિણનાં મંદિરોની પેઠે મુખ્ય મંદિરની આસપાસ પડશાળોમાં મુખ્ય દેવનાં કથાઓ પ્રમાણેનાં અનેક સ્વરૂપોનાં-જૈન મંદિરમાં મુખ્ય સિવાયના બીજા તીર્થંકરોનાં હોય છે તેમ નાના ગોખ સાથેનાં, મંદિરો પણ હશે. મ્હૈસૂરનાં મંદિરોમાં ગર્ભગૃહ ઉપર નાનું શિખર છતાં પણ જુદાં ગોપુરો હોય છે.

૩. કોંકણમાં બદામીનાં મંદિરો એવાં જણાય છે.

દક્ષિણનાં બીજાં દ્રાવિડ સ્થાપત્યના નમૂનાઓ કરતાં પ્રમાણમાં નાનાં છે, અને શિલ્પ તથા બીજી નકશીની બાબતમાં ખૂબ ઝીણવટવાળાં અને સોનીને લજવે એવી કારીગરી પથ્થરમાં ઉતારી મનને મુગ્ધ કરે એવી મનોહરતાવાળાં છે. દ્રાવિડ મંદિરો મોટાં છે અને નકશી પણ પ્રમાણમાં મોટી છે. ઉપરનું સોમનાથના મહમૂદે તોડેલા મંદિરનું ડો નઝીમનું વર્ણન ખરું હોય તો કાંઇક અંશે દ્રાવિડ મંદિરના જેવું એ મોટું હશે એમ મને લાગે છે. જ્યારે ભીમદેવ અને કુમારપાળનાં મંદિરો દક્ષિણના પ્રમાણમાં નાનાં ચાલુક્ય ઢબનાં મંદિરો જેવાં છે કુમારપાળના આજના મંદિરનું ખંડેર મહેસૂરના લગભગ ખંડેર જેવા બનેલા સોમનાથપુરના મંદિર સાથે સરખાવતાં સામાન્ય નજરે એક જાતનાં હોય એવાં દેખાય છે.

કુમારપાળના મંદિરના આજે ઊભેલા ખંડેરનું વર્ણન

હાલ જે કુમારપાળના સમયનું સોમનાથના મંદિરનું ખંડેર દેખાય છે તે રુદ્રમાળના મંદિરની ઢબે બંધાયેલું હશે અને એમાં મોઢેરાના મંદિરની પેઠે રચના હશે, પણ મોઢેરા કરતાં સોમનાથનું મંદિર મોટું હશે. મોઢેરાના સૂર્ય મંદિરની આગળ અપૂર્વ કારીગીરીવાળો એક રંગમંડપ છે એવો મંડપ આ મંદિરની આગળ પણ હશે. આગળ કરેલા વર્ણન ઉપરથી જણાય છે કે ભીમદેવે ગર્ભગૃહ કરાવ્યું હશે અને કુમારપાળે આસપાસ વધારા વગેરે કરીને રંગમંડપ પણ બંધાવ્યો હશે.[૪] આજે તો એ રંગમંડપનો

૪. કુમારપાળના મંદિરનું કદ અને એનું શિલ્પ તથા મંડપાદિના બાંધા જોતાં ભીમદેવ પછી એ બંધાયું હોય અને પૂરું થતાં

ખ્યાલ મોઢેરાના રંગમંડપ ઉપરથી કલ્પના કરીને જ લાવવો પડે. આ મંદિર સોમનાથ પાટણના દક્ષિણ કોટની અંદર અડીને પૂર્વાભિમુખ આવેલું છે. એની અને દરિયાની વચ્ચે કોટ આવેલો છે. છેલ્લાં એક સો વર્ષમાં પણ સોમનાથ–પાટણનાં ખંડેરોની એટલી બધી ખરાબી થઇ છે કે એક માણસે વીસ વર્ષ પહેલાં જોયેલી સ્થિતિ બીજાં વીસ વર્ષમાં બદલાઈ ગઈ છે. આમ કઝીન્સે ૧૯૩૦ માં જોયેલી સ્થિતિ આજે નથી. બર્જેસે તે પહેલાં જોયેલી સ્થિતિ કઝીન્સના સમયમા નહોતી. કઝીન્સ લખે છે કે ઈ. સ. ૧૮૩૮માં લેફ્ટેનન્ટ પોસ્ટન્સ આ બાબતમાં એવું લખે છે કે આ મંદિરના ઘૂમટ ઉપર, વેરાવળ બંદરનું ચાંચિયાઓથી રક્ષણ કરવા માટે તોપખાનું ગોઠવવામાં આવ્યું હતું! એક જીર્ણ મંદિર ઉપર તોપખાનું હોય તેથી શું નુકસાન થાય તે કલ્પી શકાય. કઝીન્સ એમ પણ લખે છે કે મંદિરની બહારની ભીંત જ્યાં જ્યાંથી ખુલ્લી પડી ગઇ છે ત્યાં ત્યાં જૂના મંદિરના બાંધકામના થર સ્પષ્ટ દેખાય છે અને એમણે એમના ગ્રંથના પૃ ૧૪ ઉપર આ સ્થિતિ બતાવતું ચિત્ર પણ આપ્યું છે[૬]

મંદિરના અંદરની વિગત

મંદિરની કુલ લંબાઈ ૧૪૦ ફીટ છે,[૭] પહોળાઈ ૭૫ ફીટ છે. કઝીન્સ કહે છે કે રુદ્રમાળ અને સોમનાથ એ બે

---

વર્ષો નીકળી ગયાં હોય.

૫ ટોડ, પોસ્ટન્સ વગેરેએ જે ખંડેરો જોયાં તેમાંનું ઘણું બર્જેસ અને કઝીન્સે સર્વે કરી ત્યારે નાશ પામ્યું હતું.

૬. કઝીન્સ, આર્કિઓલૉજિકલ સર્વે ઑફ સોમનાથમ. પૃ. ૧૪.

૭. ફોર્બ્સ ૧૨૦ ફીટ લંબાઈ પણ લખે છે.

ગૂજરાતનાં તે સમયનાં મંદિરોમાં સર્વથી મોટાં હતાં પણ યૂરોપનાં ખ્રિસ્તી મંદિરોના હિસાબે તો આ મંદિરો ઘણાં નાનાં કહેવાય પણ એમાં તો આપણે યૂરોપ સુધી જવાની જરૂર જ નથી દક્ષિણમા મોટાં એક ગામ જેવડાં મંદિરો આજે ક્યાં નથી ! અને સોમનાથનું મહમૂદે તોડેલું મંદિર એવડું નહિ તો પણ સોલંકીઓનાં મંદિરોથી તો મોટું જ હશે એ ચર્ચા આગળ કરી ગયા છીએ કુમારપાલના મંદિરનો મધ્યમાં આવેલો ગુહામંડપ અષ્ટકોણ છે અને ત્યાં ઉભા રહી દર્શનાર્થે આવેલા પ્રાર્થના કરે છે. એમાં પશ્ચિમે ગર્ભગૃહ છે જ્યાં લિંગ પ્રતિષ્ઠા હશે ગર્ભગૃહની આસપાસ પ્રદશિણા માર્ગ છે અને મધ્યના મંડપમાંથી પ્રદક્ષિણા થઈ શકે છે. મધ્યના ગુહામંડપની ત્રણ બાજુ દ્વાર છે. પ્રદશિણામાર્ગમાંથી પણ ત્રણ બાજુ બહાર નીકળવાનાં દ્વાર હશે અને એથી મંદિરનો બહારનો દેખાવ મનોહર લાગતો હશે આ મંદિર મુસલમાનોના હથોડા અને દરિયાની હવા તથા સંભાળના અભાવને લીધે એવી સ્થિતિમાં છે કે એનું વર્ણન કરવા કલમની શાહીને બદલે આંખના આંસુ જ માત્ર યોગ્ય છે. થાંભલા ઘસાઈ ગયા જેવા છે. જે છે તે કઝીન્સના મત પ્રમાણે ભીમદેવના સમયના મંદિરો જેવા ઉત્તમ નથી લાગતા પણ વસ્તુપાલના સમયનાં મંદિરો જેવા કાંઈક સામાન્ય હોય એવા દેખાય છે. શિખર અને અંદરની કોતરણી નાશ પામી છે. મુસલમાનોએ એમાં ઉપર રોજાઓના જેવો ઘુમટ કરી લીધો છે એ ચિત્ર ઉપરથી અને એ સમયના વર્ણનથી સમજાય છે. આજે એની પણ કેવી સ્થિતિ છે તે આ લખતી વખતે નક્કી

થઈ શક્યું નથી. કારણ કે આર્કિઓલોજીકલસર્વેમાં જે સ્થિતિનાં ચિત્રો આ ખંડેરોનાં આપ્યાં છે તેમાં આજે ફેરફાર થઇ ગયો છે એમ તાજા જોઈ આવેલા કહે છે. મંદિર મસ્જિદના રૂપમાં ફેરવાઈ ગયું ત્યારે એમાં ઘટતા ફેરફાર થયા છે અને થાંભલાઓની વચ્ચે પડતા ભાગને કમાનો કરીને બેડોળ બનાવી દેવામાં આવ્યા છે. મસ્જિદના બે નાના મિનારાનાં ચિહ્નો ચિત્રમાં જોઈ શકાય છે. શિખર પડી ગયા પછી મંદિર વર્ષા વગેરેથી અને તાપથી ખુલ્લું હશે ત્યારે ભોયતળિયું પણ બગડી ગયું છે. હિંદુ મંદિરમાં આરસાખ એક અત્યંત મનોહર વસ્તુ છે અને કમનસીબે એ પણ નથી. નંદિ તો હોય જ શેનો પણ નાના મોટા નંદીઓના કકડા કઝીન્સે મંદિરની બહાર જોયેલા. કઝીન્સે કેટલીક સુંદર મૂર્તિઓનાં ચિત્રો પોતાના ગ્રંથમાં આપ્યા છે. પણ આજના જોનારા કહે છે કે આજે આ કાંઈ ત્યાં દેખાતું નથી.

## મંદિરની સુંદર પૂતળીઓ અને મૂર્તિઓનો નાશ

મંદિરની બહારનો ભાગ પણ ખૂબજ જીર્ણ થઈ ગયો છે. બહારની સુંદર મૂર્તિઓ ભાંગતોડ કરનારાએ અને ક્રૂર કાળે એવી કરી નાખી છે કે ઘણી તો ઓળખાય જ નહિ. શિવ મંદિરની આસપાસ પુરાણો પ્રમાણેની કથાઓ શિલ્પીઓ કોતરે છે એ બધાંનો ખ્યાલ પણ દક્ષિણનાં મંદિરો ઉપરથીજ લેવો પડે, અને ઘસાતાં રહેલી મૂર્તિઓના અંગાદિના મરોડ ઉપરથી એ બહુ સુંદર હશે, અને ગૂજરાતની શિલ્પકલા અહીં કલવાઈ હશે એમ કલ્પના થઈ શકે. મંદિરના પીઠને ફરતાં કંદોરાઓ હોય છે અને એમાં પાંચ થર હોય છે.

કઝીન્સ કહે છે કે એ થરોમાં અશ્વથર, બહુ મોટા અને સમૃદ્ધ મંદિરોને જ હોય છે.[૮] સોમનાથમાં પીઠના બે થર મુકયા પછી ગજ થર, પછી અશ્વથર અને પછી નર થર છે. દક્ષિણનાં મંદિરોમાં આવા થરોમાં ઘોડે ચઢીને લઢવા જતી વીરાંગનાઓ બતાવેલી હોય છે. મોઢેરામાં અનેક જાતની કુસ્તી અને કસરતો બતાવી છે. એવું બધું સોમનાથમાં હશે એ પણ કલ્પીને જ માનવાનું. પુરાણોની તો આખી કથાઓ ઉપરની ભીંતના ભાગોમાં કોતરેલી હશે. કઝીન્સના વર્ણન પ્રમાણે અનુમાન કરીએ તો શિવની અનેક પ્રકારની મૂર્તિઓ કોતરેલી હશે એમાં ભૈરવ, તાંડવનૃત્ય કરતી મૂર્તિ, પાર્વતીને અંકમાં લીધેલી મૂર્તિ, વગેરે તૂટેલી હાલતમાં પણ દેખાય છે. એક નંદિ દેખાય છે તેમાં બે જ પગ રહેલા છે. દેવીઓની મૂર્તિઓ ઘણી જ છે. મંદિરની નૈઋત્યની ભીંતે મૂર્તિઓ કાંઈક જળવાઈ રહી છે ઈશાન બાજુને ખૂણે રામાયણના દેખાવો કોતર્યા હોય એવું દેખાય છે.[૯] દિક્પાલોની મૂર્તિઓ પણ છે. આ શિવાય થાંભલા ઉપરની મૂર્તિઓ અને ઘુમ્મટની નીચેની મૂર્તિઓ વગેરે તો નાશ પામ્યું છે, અને એની કલ્પના પણ દક્ષિણના એવાં મંદિરો અને આબુના વિમળશાહ અને વસ્તુપાલ :તેજપાલના મંદિરોની છતો ઉપરથી જ કરવી પડે, અને ઉપર જોયું તેમ બર્જેસ કે કઝીન્સે નોંધેલી વીગતોનો પણ આજે પત્તો લાગતો

---

૮. આ અભિપ્રાય કઝીન્સનો છે. કેટલાંક નાનાં મંદિરોમાં ગજથર જોવામાં આવે છે અને અશ્વથર નથી હોતો એ ખરું છે. પૃ. ૧૫–૧૬.

૯. એજ પૃ. ૧૫–૧૭.

નથી મંદિરની અંદરનો ભાગ મસ્જિદ તરીકે વપરાતો હતો અને અવ્યવસ્થાના સમયમાં એના બીજા ઉપયોગો પણ થયા હશે એટલે કાંઈ કહેવું શકય પણ નથી. આજે તો ખંડેર ને એની સમગ્રતામાં જ જોઈ ને કાલાગ્નિરૂદ્રે કરેલી એ ભયંકર સ્થિતિ નિહાળવાની છે

### મંદિર મસ્જિદમાં ફેરવાયું

કઝીન્સ ધારે છે કે મંદિરના મધ્ય મંડપની વિશાળ છત ખરેખર ખૂબજ સુંદર કારીગરીવાળી હશે સોમનાથ પાટણની માઈપુરી મસ્જિદની છત ઘણી સુંદર છે અને એ છત આ મંદિરની આગળના ભાગમાંથી આંજે છેક અદૃશ્ય થઈ ગયેલા રંગમંડપની હોવી જોઈએ કારણ કે એ મુખ્ય મંદિરની છત કરતાં નાની છે. સોમનાથ પાટણની જુમામસ્જિદના આગલા પ્રવેશ મંડપની છત પણ સુંદર છે પણ એ કોઈ બીજા મંદિરમાંથી ઉઠાવેલી હશે. મુખ્ય મંદિરના ગુહા મંડપની છત ફરગ્યુસનના મત પ્રમાણે ૩૩ ફીટ વ્યાસની છે[૧૦] એ છત મંદિરની મસ્જિદ બનતા પહેલાંજ પડી ગઈ હોય, કારણ કે જો એ છત હોય તો એની કારીગરીમાં મૂર્તિઓને છોલી નાખીને પણ મુસલમાનોએ રહેવા દીધી હોય એવી છતો આખીને આખી ઉપાડીને બીજી મસ્જિદોમાં લીધી છે તે જોતા આ મત ખરો લાગે છે. અને મસ્જિદના રૂપમાં ફેરવ્યા પછી મુસલમાનોએ પોતાની રીત પ્રમાણે મોટા ઘુમ્મટ કર્યાં હશે એમ સમજાય છે. ફરગ્યુસન ધારે

૧૦. આ વાત કઝીન્સે લખી નથી પણ John Murray એ લખી છે

છે કે એ સમયમા આવો મોટો ૩૩ ફીટનો ઘુમ્મટ પણ એ પહેલોજ હોય, અગર એ કદના થોડામાંનો એક ગણાતો હોય. કુમારપાલના મંદિરની તોડફોડ એવી રીતે અને એવા મોટા માયા ઉપર થઈ છે કે એટલા બધા પથ્થરો હોય તો પણ એને ફરી ગોઠવવા મુશ્કેલ પડે[11] અને મંદિરને મસ્જિદના રૂપમાં ફેરવતાં પણ એ કાંઈ ખાસ આકર્ષક મકાન રહ્યું હોય એમ લાગતું નથી. ગૂજરાત સલ્તનતના સમયમાં સોરઠના આખા કાંઠા ઉપર મુસલમાન સત્તા જ હતી, અને જો મંદિરની ફેરવેલી મસ્જિદ ઉત્તમ સ્થિતિમાં હોય તો એમને સોમનાથ પાટણમાં જુમામસ્જિદ બાંધવી ન પડત અગર તો આ રહેલા ખંડેરના થાંભલા વગેરે જો સારી સ્થિતિમાં હોત તો બધું સાફ કરી કોઈ નવી મસ્જિદ બનાવી હોત એટલે સારૂં ઉઠાવી જઈ ઘસાઈ ગયેલું જ રહેવા દીધું જણાય છે.

## મહિપાળદેવનું મંદિર ?

આ મંદિરના ખંડેરની વાયવ્યે એક પ્રમાણમા નાનું મંદિર દેખાય છે તે પણ મસ્જિદમાં ફેરવી નંખાયલું છે. એમાં મુસલમાનોએ એક બાજૂ ભીંત કરીને તેમાં મહેરાબ મૂકયો છે. આ મંદિરને ગજથર અને નરથરની વચ્ચે અશ્વથર નથી, તેથી એ કોઈ નાનું મંદિર હશે; અને આગલા પ્રકરણમાં જોયું તેમ કદાચ મહિપાળદેવે ફરી બંધાવેલું

૧૧. આર્કિઓલોજીકલ સર્વે ઓફ સોમનાથ પૃ ૧૭ કઝીન્સ એમ પણ માને છે કે મંદિરમાં વપરાયલા પથ્થરો ઉંચી જાતના નહિ હોય.

મંદિર પણ હોય. કારણ કે મુખ્ય મંદિરના સમયનું કોઈ દેવદેવીનું મંદિર હોય તો તેની સાથે મેળ આવે એવી રીતે બાંધેલું હોય, પણ આ એવા મેળ વગરનું દેખાય છે. કઝીન્સે પોતાના ગ્રંથમાં ચિત્રોની પ્લેટ ૭ માં એનું ચિત્ર આપેલું છે, અને આજે જોનારા કહે છે કે હાલ એના ઉપરનું બાંધકામ ચિત્ર પ્રમાણે દેખાતું નથી પણ માત્ર ઓટલો રહ્યો હોય એવું દેખાય છે[૧૨]

**સોમનાથના દરવાજા આગ્રાના કિલ્લામાં છે તે જુઠાણું છે .**

સોમનાથના મંદિરના દરવાજા મહમૂદ ગઝની ઉપાડી ગયો અને તે બ્રીટિશોએ અફઘાનીસ્તાનની લડાઈ કરી ત્યારે લોર્ડ એલનબરોની સૂચનાથી ઈ. સ ૧૮૪૨માં જનરલ નોટે (Nott) વિજયનાં ચિહ્ન તરીકે લાવીને હિંદના શહેરોમાં ફેરવેલા અને આગ્રાના કિલ્લામાં રાખ્યા તે આજ સુધી ત્યાં પડ્યા છે. હિંદુઓની લાગણીને ખુશ કરવા માટે આ નાટક ગર્વનર જનરલે કરેલું. આ આખી વાત બનાવટી છે. દરવાજા હિંદુ કે હિંદી ઢબના જ નથી એને ચાર કકડે કમાડો છે. .જ્યારે હિંદુ કમાડ બે કકડે હોય છે. હિંદુ દરવાજા લંબચોરસ હોય છે જ્યારે આ કમાડ ૧૨ ફીટનાં ચોરસ છે હિંદુ દરવાજો એવડો હોતો નથી. એ દરવાજા સુખડના છે એમ લોકો માનતા પણ ખરી રીતે એ દેવદાર-

---

૧૨, ત્રિપુરાંતક કે ભાવબૃહસ્પતિ એ જો ઉમેરા કર્યા હોય તો તે મેળવવા હોય ચંડિકાના મંદિરનો જે ઉલ્લેખ 'પ્રશસ્તિમાં છે તે પણ આ ન હોય. એ ઉલ્લેખ આગળ જોઈ ગયા છીએ. જુઓ કઝીન્સનો આર્કી સર્વેમાં લેખ અને ચિત્ર.

ના છે. એના ઉપર કોતરણી છે તે છ ખુણાના તારાની છે અને તે હિંદુ બારણાંની હોઈ શકે નહિ. આ દરવાજા ઉપર અમીર સબુક્તગીનનું નામ વંચાય છે, અને એના ગઝનીના રોજામાંથી જનરલ નોટે ઉઠાવી લઈને સોમનાથના નામે ફેરવ્યા લાગે છે. આ દવવાજાને સોમનાથનું નામ આપીને હિંદના ઇતિહાસમાં એક જુઠાણું અને મશ્કરી એ વખતના નાટકી ગવર્નર જનરલે દાખલ કરી છે. [૧૩]

## જુમામસ્જિદ

સોમનાથ પાટણની જુમામસ્જિદ એજ જગ્યાએ ઉભેલા સૂર્યમંદિરની જગાએ છે. પણ સૂર્યમંદિર ઉપરાંત બીજાં ઘણાં મંદિરોનો સામાન એમાં વપરાયો હોય એમ લાગે છે. એના પ્રવેશદ્વારનો મંડપ ઉત્તમ કારીગરીનો છે, અને એની છત મંદિરમાંથી ઉપાડેલી હોય એમ લાગે છે પરંતુ ફર્ગ્યુસન એમ માને છે કે મંદિરમાંથી પથ્થરો ઉપાડીને મસ્જિદને બંધ બેસે એમ ફરીથી રચના કરી હોય એમ દેખાય છે. એમાં પથ્થરોની અંદર તુટેલી મૂર્તિઓ દેખાઈ આવે છે. આ મસ્જિદ મુઝફ્ફરશાહે સોમનાથ પાટણ લીધા પછી રીતસરની મસ્જિદની ઢબ પ્રમાણે બંધાયલી છે. સૂર્ય મંદિરનો કુંડ પૂરી નાંખવામાં આવ્યો છે. મસ્જિદની

---

૧૩. ફર્ગ્યુસન આ ગવર્નર જનરલ માટે Theatrical શબ્દ વાપરે છે અને એક લેખકના શબ્દો ટાંકે છે તેમાં કહે છે કે. An instance of a clumsy forgery and a huge practical joke. લશ્કરી જનરલનું નામ અને સબુક્તગીનની વિગત John Murray એ આપી છે.

છતની ઉંચાઈ હમેશાં હિંદુ મંદિરો કરતાં વધારે હોય છે અને ઘણીવાર નાના થાંભલા ઉપર થાંભલા ચઢાવીને એવી ઉંચાઈ મસ્જિદમાં લાવે છે પણ અહીં એમ કર્યું નથી. એટલે હિંદુ મંદિરની રચના કાઢી નાંખી એ સામાનથી આખી નવી રચના કરી છે મંદિરોના સામાનથી મસ્જિદ બંધાય ત્યારે મસ્જિદનો વચ્ચેનો મુખ્ય મહેરાબ મંદિરના ગર્ભગૃહની જગાએ રાખવામાં આવતો જેથી તેની આગળના ગુહામંડપની સર્વથી સુંદર કારીગીરી વાળી છત વચ્ચેના મહેરાબની સામે આવી શકે આમાં પણ એવી સુંદર વચ્ચે ઘુમ્મરવાળી છત દેખાય છે.[૧૪]

### ત્રિવેણી ઉપરનું સૂર્ય મંદિર

હાલના સોમનાથ પાટણની બહાર ત્રિવેણી ઉપર એક જૂના સૂર્યમંદિરનું ખંડેર ઉભું છે. આ મંદિર કુમારપાળના સોમનાથના મંદિરની પછી બંધાયું હોય અને કદાચ મહિપાલદેવે બાંધ્યું હોય એમ કઝીન્સ માને છે. જુમામસ્જિદમાં જે પથ્થરો વપરાયલા દેખાય છે તેના કરતાં પણ આ મંદિરમાં વપરાયલા પથ્થરોની કારીગરી પાછળની દેખાય છે. કઝીન્સ માને છે કે આ મંદિર યાનના સૂર્ય મંદિરની ઢબ ઉપર બંધાયું છે. કેપ્ટન વિલબરફોર્સે આ મંદિરનું ચિત્ર પોતાના 'કાઠીઆવાડના ઇતિહાસ'માં છાપ્યું છે, પણ એની નીચે સોમનાથનું મંદિર એવું નામ લખ્યું છે આવી ભૂલો પણ લેખકો કરે છે. મંડપનો આગલો ભાગ છત, અને બારણું, બધું ફરીથી બાંધતાં બગાડી નાંખ્યું

૧૪ જુઓ કઝીન્સનુ આર્કિ. સર્વે. સોમનાથ. પૃ. ૨૮-૨૯ પ્લેન અને ચિત્રો કઝીન્સે આપ્યાં છે.

છે એક પીળા આરસનું બારસાખ શત્રુંજયના સંપ્રતિ રાજાના મંદિરના બારસાખ જેવું દેખાય છે, પણ તે ખૂબ ખરાબ સ્થિતિમાં છે શિખર વહેલું પડી ગયું જણાય છે અને આજે તો એના ઉપર અગાસી કરી નાંખેલી છે જુમામસ્જિદની જગાનું મંદિર, આ સૂર્ય મંદિર, તથા સૂર્યની ઘણી મૂર્તિઓ સોમનાથ પાટણમાંથી મળેલી છે તે જોતાં અહીં ઘણા સૂર્ય મંદિરો હશે એમ લાગે છે, અને પૌરાણિક ઉલ્લેખ બાર સૂર્ય મંદિરોનો છે તે તો આગળ જોયો. આ મંદિરના થાંભલા વગેરેને કઝીન્સ ઉતરતી પંક્તિના ગણે છે મંદિરના મુખ્ય દ્વારની ઉપર સાત અશ્વો સાથે રહેલી સૂર્યની મૂર્તિ છે, અને એની આસપાસ બે સૂર્ય પત્નીઓ છે મંદિરની બહારની ભીંતોના વચ્ચેના મુખ્ય ગોખોમાં પણ સૂર્યની મૂર્તિઓ છે. પણ મંદિરમાં નાની જ સૂર્ય મૂર્તિ છે મંદિરના પ્રદક્ષિણા માર્ગમા એક બાજુ વિષ્ણુની લક્ષ્મી સહિત, બીજી બાજુ બ્રહ્માની સાવિત્રી સહિત, અને ત્રીજી બાજુ શિવની પાર્વતી સહિત મૂર્તિઓ છે[15] આ મંદિર વપરાતું નથી અને ચામાચીડીઆં ઉડે છે.

## જૈન મંદિર અને કોઠો

જુમા મસ્જિદની ઉત્તરે એક જુનું અને સારૂં પાર્શ્વનાથનું જૈન મંદિર ઘરોની વચ્ચે આવી ગયું છે, અને અંદર પણ ઘર થઈ ગયાં હોય એમ જણાય છે આ

---

૧૫. આ વર્ણન પણ કઝીન્સના ગ્રંથમાંથી પૃ. ૨૯–૩૦ ઉપરથી લીધું છે.

મંદિરમાં ભીંતો ભરીને રહેઠાણ બનાવ્યાં છે, અને તે ખૂબ ગંદા ને અંધારાં છે એમ કઝીન્સે કરેલું વર્ણન કહે છે. પરંતુ આજે એની કેવી સ્થિતિ છે તે ખબર મળી શકી નથી એજ પ્રમાણે એક મંદિરને ફેરવી નાંખ્યું છે તેને કોઠો કહે છે અને તે કોઈવાર દારૂગોળાના કોઠા તરીકે વપરાતું હશે. એમાં મુસલમાનો રહે છે આ કોઠો પૂર્વના દરવાજા પાસે રસ્તાની ઉત્તર તરફ છે. [૧૬]એનો નકશો અને છત કઝીન્સે આપેલાં છે.

### માઈપુરી મસ્જિદ

વેરાવળ અને સોમનાથ પાટણની વચ્ચે માઈપુરી-મસ્જિદ આવેલી છે. અને એ પણ કોઈ જુના મંદિરના અવશેષોથી બાંધેલી છે એની છત ખૂબ જ સુંદર છે એનાં ચિત્રો કઝીન્સે આપ્યાં છે, અને એ આગળ જોયું તેમ કુમારપાલના મંદિરના આગલા ભાગમાં રહેલા રંગમંડપમાંથી ઉપાડી લાવેલી જણાય છે. એ મુખ્ય મંદિરની અંદરની તો નથી જ કારણ કે મુખ્ય-મંદિરના ગુઢામંડપનો વ્યાસ ૩૩ ફીટનો છે જ્યારે માઈપુરી મસ્જિદની આ છતનો વ્યાસ ૨૦ ફીટનો છે કઝીન્સે જોયેલી ત્યારે આ મસ્જિદ દરકાર વગર પડી રહેલી હતી એટલે વપરાતી નહિ હોય આ મસ્જિદનું વર્ણન કરતા કઝીન્સ લખે છે કે આ મસ્જિદ જાથુ રહેનારા મુસલમાનોએ કાળજીપુર્વક બંધાવેલી જણાય છે વેરાવળ માંથી જડેલા એક લેખ પ્રમાણે ખોજા અબુ ઈબ્રાહીમનો પુત્ર નુરૂદ્દીન ફિરોજ ઈરાનના હોરમજ બંદરનો વહાણવટી હતો એણે "શ્રી સોમનાથદેવના નગરમાં" પોતાના ધર્મ

---

૧૬. એજ પૃ. ૩૦-૩૧ ચિત્રો માટે પ્લેટ ૧૫ અને ૧૬.

પ્રમાણે પ્રાર્થના કરવા માટે નગરની બહાર જમીન ખરીદીને મસ્જિદ બંધાવી. સાલ ૧૨૬૪ ઈ. સ ની છે. મુસલમાન વહાણવટીઓ માટે મસ્જિદ બધાવી છે. વેપાર અર્થે એ પોતે શ્રીસોમનાથદેવના શહેરમાં આવેલો. આ મસ્જિદના નિભાવના ખર્ચ માટે સોમનાથ પાટણમાં જ એણે મકાન ખરીદેલું હતું. લેખ કહે છે કે આ મસ્જિદ બાંધવા માટે પત્તનની મધ્યમાં આવેલા શ્રીબાલેશ્વરના મંદિરનો કાટમાળ એણે ખરીદી લીધો હતો. પદ્દકડિકા ખરીદ કરેલી એવો ઉલ્લેખ છે એટલે મંદિર અને આસપાસનાં બાંધકામ બધું ખરીદ કર્યું હશે અને એ મંદિર તુટી પડેલું હશે એમ કઝીન્સ લખે છે. ચાલુ મંદિર હોય તો હિંદુઓ વેચે નહિં એમ લખતાં એઓ ટીકા કરે છે કે પૈસાની ખાતર હિંદુઓ મંદિરોનો કાટમાળ વેચતા. હવે જો કઝીન્સ ધારે છે એમ માઈપુરી મસ્જિદમાં કુમારપાલના મંદિરના આગલા રંગ મંડપની સુંદર છત વપરાઈ હોય અને લેખમાં ૧૨૬૪ની સાલ હોય તો એમની આ માન્યતા ઠીક બંધ બેસતી નથી. કારણ કે કુમારપાલવાળું મંદિર તો ૧૨૯૮–૧૩૦૦ માં ઉલૂગખાને તોડ્યું હતું, અને લેખમાં તો બાલેશ્વરનો સામાન ખરીદ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. એટલે ઈરાની વહાણવટીએ જો આ મસ્જિદ બાંધી હોય તો તેમાં કુમારપાલના મંદિરનો સામાન વપરાવાનો સંભવ નથી.' કાંતો વહાણવટીએ બંધાવેલી મસ્જિદ કોઈ બીજી હોય અગર તો બાલેશ્વરના સામાનથી જ બધું બંધાયું હોય. આ મસ્જિદ કોટની બહાર–વેરાવળ અને પાટણની વચ્ચે છે, અને વેરાવળ તો બંદરનો વિભાગ હતો તેથી કોઈ મુસલમાન

વેપારી કે વહાણવટીએ બાંધી હોય એવો સંભવતો છે માત્ર સામાન ક્યાંથી આવ્યો એ માટેની જ આ ચર્ચા કરી છે. મસ્જિદ હિંદુ મંદિરના સામાનમાંથી બાંધેલી છતાં એમાં કેટલીક મૂર્તિઓ સાફ કરવી રહી ગઈ છે એમ દેખાઈ આવે છે ગજલક્ષ્મીનીમૂર્તિ દેખાય છે આ મસ્જિદમાં મધ્યમાં એક કબર છે તેને માઈપુરીની કબર કહેવામાં આવે છે, અને એ કબર ત્યાં પાછળથી કરવામાં આવી હોય એવો કઝીન્સનો મત છે બીજો એક મત એવો છે કે એ કબર માઇપુરી નામની કોઈ દેવીની છે અને એ દેવીએ સોમનાથ ઉપર મહમૂદને ચડાઈ કરવા પ્રેરેલો. આ દંતકથા કેવળ કલ્પિત લાગે છે. ગમે તેમ પણ મસ્જિદની કોતરણી ઉત્તમ છે, અને સોમનાથના મંદિરના ખંડેર કરતાં ઠીક જળવાઇ રહેલી છે. આસપાસ-વેરાવળ અને સોમનાથની વચ્ચે અસંખ્ય કબરો અને પાળિયા છે [૧૭]

### સોમનાથ પાટણનો કોટ અને સાવનો દીબો

સોમનાથ પાટણના કોટના દરવાજામાં ખાસ કરીને પૂર્વ અને પશ્ચિમના દરવાજા ખાસ ધ્યાન ખેંચે એવા છે આ દરવાજામાંથી પશ્ચિમ તરફના દરવાજાનું ચિત્ર કઝીન્સે પોતાના ગ્રંથમાં પહેલું જ આપેલું છે.[૧૮] આ દરવાજા પ્રાચીન દુર્ગ સ્થાપત્યના નિયમ પ્રમાણે સવ્ય અપસવ્યની

૧૭. એજ પૃ. ૩૧-૩૨ આ વર્ણન કઝીન્સે જરા લબાણથી કર્યું છે. મસ્જિદની વીગતના ચિત્રો પણ આપ્યા છે. એ માટે એજ ગ્રંથમા પ્લેટ ૧૭-૧૮, અને ૧૯ જુઓ.

૧૮. જુઓ કઝીન્સના ગ્રંથમાંનું ચિત્ર John Marry એ પણ આ દરવાજાનું વર્ણન કર્યું છે.

રીતે બાંધેલા છે. એટલે ત્રણ કમાનોમાંથી પસાર થયા પછી શહેરમાં પ્રવેશ થઈ શકે અને પ્રવેશ કરતી વખતે ડાબા જમણી ફરવું પડે. લશ્કરી બચાવ માટે આવા દરવાજા કરવાનો રિવાજ હતો. પશ્ચિમ તરફના દરવાજાનું ચિત્ર જોતાં તે ડભોઈ અને ઝીંઝુવાડાના હિંદુ રીતના દરવાજાનો ખ્યાલ આપે છે. પણ તેની સ્થિતિ પડી જાય એવી થઇ જવાથી એની નીચે મુસલમાન રીતની કમાન કરી લીધેલી છે. એમાં વચ્ચેના દરવાજા ઉપર ગજલક્ષ્મીનું શિલ્પ હતું અને તેની નોંધ બેન મરેએ કરેલી પણ હાલ એવું કાંઈ દેખાતું નથી એમ આજે જોઇ આવેલાઓ કહે છે. આ કોટ કુમારપાળના વખતે થયો હશે એમ લાગે છે. તે પહેલાંનું દેવપતન એ જગાએ હશે એમ કહી શકાતું નથી. આજના દેવપત્તન અને વેરાવળ, અને બીજી બાજૂ ત્રિવેણી તરફ અને કોટની ઉત્તરે ઘણા મોટા વિસ્તારમાં પુરાણું શહેર વસેલું હશે, અને હાલતો એના ટીંબા નજરે પડે છે. સોમનાથ પાટણના હાલના કોટની પૂર્વે અને ઉત્તરે એક વિસ્તૃત જગાને સાવનો ટીંબો આજ પણ કહે છે; અને એનો અર્થ મુહે'–ઓ–દરો ના જેવો મરેલાનો ટીંબો એવો થાય છે. એ જગાએ ભુમિમાં દટાયલાં અનેક ખંડેરો પડયાં છે.[૧૯] ત્યાંથી મોટી ૧૮'+૧૨' ની ઈંટો મળે છે અને સળગી ગયેલો કાટમાળ પણ મળે છે. એ ઉપરથી મહમૂદ ગઝનીએ નાશ કરેલું અને કદાચ ફરી અલાઉદ્દીનના

૧૯. સાવના ટીંબાની હકીકત મને શ્રી કે. કા. શાસ્ત્રીજીએ આપી છે એક મોટી ઉત્તમ કારીગરી વાળી મૂર્તિ જડી છે એમ પણ શ્રી શાસ્ત્રીજી કહે છે.

ઉલુઘખાને નાશ કરેલું સોમપુર શહેર એ જગાએ હશે. હજી પણ એ બધા ભાગોમાંથી મૂર્તિઓ નીકળે છે, અને પ્રાચીન શોધખોળોનું ખાતું જો આની પદ્ધતિસર તપાસ કરાવે તો ઘણો દટાયલો ઇતિહાસ મળી આવવા સંભવ છે.[૨૦]

સોમપુરા બ્રાહ્મણો અને શિલ્પીઓ

સોમનાથના મંદિરના સ્થાપત્યનો ઉલ્લેખ કરતી વખતે એ સ્થાપત્યના નિર્માતા અને ગૂજરાતના અગ્રગણ્ય શિલ્પીઓમાં ગણાતા સોમપુરા શિલ્પીઓને પહેલાં યાદ કરવા પડે. સ્કંદપુરાણમા પ્રભાસખંડની કથા પ્રમાણે ચંદ્રે શાપનિવારણ માટે સોમનાથનું મંદિર બંધાવવાનું નક્કી કર્યું ત્યારે ચંદ્રલોકમાંથી પ્રતિષ્ઠા માટે બ્રાહ્મણો બોલાવ્યા. આ બ્રાહ્મણોમાંથી પાઠ પૂજાને ક્રિયાકાંડ કરવામાં રહ્યા તે વર્ગ અલગ રહ્યો, અને બીજો વર્ગ શિલ્પીઓનો થયો અને એમણે શિલ્પશાસ્ત્રાનુસાર સોમનાથનું મંદિર બાંધ્યુ. ક્રિયા કરનારને પ્રભાસમાં યજ્ઞયાગ, ધર્મક્રિયાઓ વગેરે કરવાનો અધિકાર શંકરે આપ્યો, અને યજમાન વૃત્તિથી નિર્વાહ કરવાનું કહ્યું. બીજા વર્ગે સલાટનું કામ કરવા માંડયું.'

આ કથા ગમે તેમ હોય પરંતુ ગૂજરાતની જ્ઞાતિઓનો ઇતિહાસ તપાસતાં ભૌગોલિક નામથી અનેક જ્ઞાતિઓ થઈ છે, અને એવાં જ્ઞાતિને નામ આપનારાં સ્થળો પ્રાચીન

---

૨૦ મને તો આજના મંદિરના ખંડેરની જગાનો વિચાર કરતાં એમ લાગે છે કે ભાવબૃહસ્પતિએ કરેલો દુર્ગ પણ નાશ પામ્યો હશે અને પહેલાંના સોમનાથપુરનો કોટનો વિસ્તાર ઘણો મોટો હશે. આજનો કોટ કદાચ મુસલમાન સમયમાં બંધાયો હોય અને એમાં જૂનો સામાન વપરાયો હોય. વેરાવળ પાછળથી જૂદું પડ્યું હોય.

કાળમાં કાંઈક અંશે સંસ્કારિતાનાં કેન્દ્રો જેવાં હતાં. એવાં સ્થળોને માટે દેવ દેવીઓનો અને ચાર યુગની કથાઓનો સંબંધ યોજીને પુરાણોએ કથાઓ ગોઠવી છે. સોમપુરા બ્રાહ્મણો એ રીતે જ્ઞાતિઓના ઈતિહાસમાં એક અગત્યનું સ્થાન ભોગવે છે. એક તો સોમનાથ પાટણનું સોમપુર નામ એમણે જ પોતાના નામમાં સાચવી રાખ્યું છે. બીજું ગૂજરાતને ઉત્તમમાં ઉત્તમ શિલ્પીઓ આ જ્ઞાતિએ આપ્યા છે. ત્રીજું આ શિલ્પીઓની જ્ઞાતિ સોમનાથ પાટણમાં ઉદ્ભવ થઈ એ ઉપરથી આખા ગૂજરાતમાં એક સમયે શિલ્પનાં બાંધકામોનું મોટામાં મોટું કેન્દ્ર સોમનાથ પાટણ જ હશે. મુસલમાન સમયમાં એવાં બાંધકામોની પ્રવૃત્તિ બંધ થઈ ત્યારે આ જ્ઞાતિના લોકો સોરઠ, ગૂજરાત, કચ્છ, મારવાડ, મેવાડ, માળવા વગેરેમાં જઈને વસ્યા. આજે પણ શિલ્પશાસ્ત્રનું ખરૂં ઉત્તમ અને શાસ્ત્રીય જ્ઞાન એમની પાસે છે. પરંતુ ઉત્તેજનના અભાવથી અને ઉત્તમ શાસ્ત્રીય શિલ્પની પ્રવૃત્તિઓ શિથિલ થઈ જવાથી એ લોકો બીજાં કાર્યોમાં પડ્યા છે, અને શિલ્પના કામમાં મળતર ઓછું થઈ જવાથી શિલ્પીઓ ઓછા થતા જાય છે. શૈવ અને વૈષ્ણવ મંદિરો બાંધનારાતો આજે છેજ નહિ. જે બંધાવે છે તે સાદા નાનાં મંદિરો બંધાવે છે. વૈષ્ણવોએ તો શ્રીવલ્લભાચાર્યનો સંપ્રદાય ગૂજરાતમાં વધ્યા પછી શિલ્પશાસ્ત્રાનુસાર મંદિરો બાંધવાને બદલે ઘર જેવી હવેલીઓમાં મંદિરો કર્યાં છે. આમ શૈવમતના બ્રાહ્મણાદિ અનુયાયીઓ પાસે બાંધકામના પૈસા નથી અને વૈષ્ણવ વેપારીઓ પાસે પૈસા છે ત્યારે એ લોકો હવેલીઓમાં મંદિર કરે છે. એટલે શિલ્પ જાણનારને જે થોડું

ઉત્તેજન આજે મળી રહ્યું છે, તે માત્ર જૈનોએ જ આપ્યું છે અને સોમપુરાઓની એ કલાને કાંઈક અંશે આજ સુધી જીવતી રાખી હોય તો એનું માન જૈનોને છે [21]

સોમનાથનુ નવુ મંદિર સોમપુરા જ બાંધી શકે

આજે જુનાગઢ રાજ્ય સ્વતંત્ર હિંદમાં ભળ્યું છે. ભગવાન સોમનાથનો જીર્ણોદ્ધાર થવાનું જાહેર થયું છે એના નકશાનો વિચાર પણ થઈ રહ્યો છે એવે વખતે શિલ્પ શાસ્ત્રના નિષ્ણાત અને ભગવાન સોમનાથનું અને એમના નગરનું નામ પોતાના નામમા સંગ્રહી રાખનાર સોમપુરા શિલ્પીઓ પાસે જ શૈવ મંદિરની શાસ્ત્રીય રચનાને અનુસરીને ઉત્તમ કારીગીરીથી ભરેલુ નવું મંદિર બંધાવાય એજ સર્વાંશે ઇષ્ટ છે સૌરાષ્ટ્ર ગુજરાત, મહાગૂજરાત અને હિંદભરના સોમનાથ ભગવાન માટે ભક્તિભાવ ધરાવતા, હિંદુઓએ આ કાર્ય હાથમાં હોય એવા સત્તાધીશોને આ બાબત ભારપૂર્વક કહેવી જાઈએ કે આ મંદિરનો જીર્ણોદ્ધાર સોમપુરા શિલ્પીઓ જ કરે. ગૂજરાતની સાહિત્ય સંસ્થાઓ અને ગુજરાતી સાહિત્ય પરિષદ પણ આવો જ ઠરાવ ભારપૂર્વક કરીને સત્તાવાળાઓને મોકલે અને મહાગૂજરાતભરમાં આ માટે આંદોલનો ચાલે એ ઇષ્ટ છે.

---

૨૧. જૈનોએ પ્રાચીન શિલ્પને ઉત્તેજન આપતાં આજે ઘણા નવાં મંદીરો બાંધ્યાં છે અને મેવાડમાં રાણકપુર સાદડી વગેરેના જીર્ણોદ્ધારમાં સોમપુરા શિલ્પીઓને રોક્યા હતા એવી હકીકત મળી છે.

## [૧૦] પ્રભાસમાં આવેલાં બીજાં સ્થળો

### વેરાવળ

આગલા પ્રકરણમાં જોયું તે પ્રમાણે શિલ્પીઓની આખી એક જ્ઞાતિના ઉદ્ભવને લીધે સોમનાથપાટણમાં શિલ્પ અને બાંધકામની પ્રવૃત્તિ એક કાલે બીજાં સર્વ સ્થળો કરતાં વધારે હશે. એ એક સમયે મંદિરોનું શહેર હતું એ પણ જોયું. ભાવબૃહસ્પતિ, નાનાક, શ્રીધર, ત્રિપુરાંતક અને એવા અનેક મહંતો અને મહાપુરૂષો તથા અનેક મહારાજાઓએ અસંખ્ય મંદિરો બંધાવ્યાં હશે, આજે તો ગયા પ્રકરણમાં નોંધેલાં ખંડેરો સિવાય કાંઈ રહ્યું નથી. આટલાં બધાં મંદિરોનાં અવશેષો ક્યાં ગયાં એ પણ એક પ્રશ્ન થઈ પડે છે. કારણ કે મસ્જિદોમાં ફેરવાઈ ગયેલાં મંદિરો પણ જે છે તે ઉભાં છે આજે એક વેરાન નગરી જેવું જે દ્દશ્ય દેખાય છે તે કાંઈ પુરાતન નગરની છાયા જેવું પણ કહી શકાય તેવું નથી. એટલે આગળ જોયું તેમ ટીંબાઓમાં ઘણું ભૂગર્ભમાં દટાયલું હશે.

### વેરાવળ

સોમનાથ જવા માટે આજે વેરવળ જવું પડે છે અને સોમનાથ પાટણ કરતાં લોકોમાં વધારે જાણીતું પણ વેરાવળ જ છે એ સોમનાથ પાટણથી આશરે અઢી માઈલથી વધારે છેટું છે અને એની પશ્ચિમે આવેલું છે, અને જુનાગઢ

સ્ટેટનું એ મુખ્ય બંદર છે. એની પ્રસિદ્ધિને લીધે લાંબા કાળથી આખા સૌરાષ્ટ્રમાં એ "બંદર" એવા એક જ નામથી ઓળખાતું હતું, અને સુરત પ્રસિદ્ધિમાં આવતા પહેલાં એ મુસલમાનો માટે મક્કાનું દ્વાર હતું.

### વેલાકુલ ઉપરથી વેરાવળ

વેરાવળ એ સંસ્કૃત વેલાકુલનું ભ્રષ્ટ રૂપ છે. પ્રાકૃત સાહિત્યમાં એના ઉલ્લેખો "વેલાઉલ" નામથી આવે છે. વેલા-કુલ શબ્દનો અર્થ "બંદર" થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પ્રાચીન કાલમાં પણ એ બંદર વેલાકુલ નામથી ઓળખાતું અને આજે પણ એજ નામે સોરઠમાં ઓળખાય છે એને બીજું કોઈ નામ ન આપતાં માત્ર વેલાકુલ નામ આપવાનું કારણ એવું હોય કે એની પાસે સોમનાથ પત્તન એક મોટું નગર હતું એ પત્તનનો મોટો ભાગ તો ધાર્મિક મકાનો, મોટાં અને ભવ્ય મંદિરો, દરેક ધર્મ અને સંપ્રદાયનાં સ્થાનો, એ મંદિરોને લગતાં અન્નક્ષેત્રો, ધર્મ શાળાઓ, પાઠશાળાઓ વગેરેથી જ ઉભરાતો હશે એ પછી અસંખ્ય યાત્રાળુઓને પૂજાદિ, અને શ્રાદ્ધાદિ કરાવનાર અસંખ્ય બ્રાહ્મણોનાં ઘરો, મંદિરોની સૌથી નજીક હશે. દક્ષિણનાં મંદિરોની જેમ સૌથી પાસે બ્રાહ્મણોનાં ઘરો, અગ્રહાર હોય છે તેમ અહીં પણ હશે અને બ્રહ્મપુરી[1] જેવાં બ્રાહ્મણોના પરાંના બે ઉલ્લેખો લેખોમાં મળે છે તે આગળ જોયા. એ પછી અન્ય વર્ણો માટેનાં ઘરો આવી શકે; અને સોમનાથનો જે દેશભરમાં મોટો મહિમા હતો તે જોતાં

૧. ભાવબૃહસ્પતિની પ્રશસ્તિ.

આટલી વસ્તી પણ ઘણી જ મોટી. હોય, અને ઘણા મોટા વિસ્તારમાં રહેલી હોય આજનું કોટમાં રહેલું પાટણ કાંઈ એવડી .વસ્તીને સમાવી શકે નહિં. આ ઉપરાંત પરદેશની સાથેનો વેપાર પણ એટલો જ મોટો .અને સમૃદ્ધ હતો એ પણ જોયું એટલે દુનિયાના દરેક દેશોના સોદાગરો અને મુખ્યત્વે કરીને આરબ, તુર્ક અને ઈજીપ્ત તથા ઈરાનના[2] લોકો સૌથી વધારે પ્રમાણમાં હોવાના પુરાવા મળે છે; અને હિંદુ સમયમાં એમનું સ્થાન ધાર્મિક વિસ્તારથી દૂર જ હોઈ શકે. એટલે આજના પાટણથી બે માઈલ ઉપર આવેલું વેલાકુલ એ સોમનાથપત્તનનો બંદર વિભાગ હોઈ શકે વેરાવળ અને સોમનાથની વચ્ચે જે મુસલમાન અવશેષો મળે છે, અને વેરાવળમાં મળે છે તે જોતાં આ બધો ભાગ વહાણવટીઓના અને વેપારીઓના વસવાટનો

### વેરાવળ-બિલાવલ

મુસલમાન સમયમાં ખંડેરોથી છવાયલી પ્રાચીન નગરીમાંથી વસવાટ કમી થઈને આબાદ રહેલા બંદરમાં ચાલુ રહ્યો હોય એમ જણાય છે, અને મુસલમાન તવારીખોમા એનું નામ બિલાવલ રહેલુ છે એ પણ એમ સિદ્ધ કરે છે કે સોરઠી બોલીનો વેરાવળ શબ્દોચ્ચાર થતા પહેલાં જ વેલાકુલ-વેલાઉલમાથી સીધું બિલાવલ થયું હોય મુસલમાન સલ્તનતના સમયમા એ સમૃદ્ધ હતું અને સુરત મોગલોના સમયમાં વધ્યું ત્યાર પછીજ એની સમૃદ્ધિ કાંઈક ઓછી થઈ

### બિલાવલ રાગ

અહીં એક વાતની ખાસ નોધ લેવાની જરૂર છે આપણા સંગીત શાસ્ત્રમા એક જાણીતા રાગનું નામ બિલાવલ છે સગીત શાસ્ત્રનો ઈતિહાસ લખાય ત્યારે સ્થળો અને શહેરોમા નામો ઉપરથી કેટલાક રાગોનાં નામો પડ્યા છે એનો ઇતિહાસ પણ તપાસવાની જરૂર છે [4] જે જે સ્થળોએ અને નગરોએ રાગોને પોતાનાં નામો આપ્યાં છે તે એક સમયે

---

૪ આ દષ્ટિએ રાગોનો ઇતિહાસ તપાસવા જેવો છે આશાવરી રાગ આશાપલ્લી-આશાવલી-ઉપરથી થયો હોય એની તપાસ કરવાની જરૂર છે જો કે એ માટે આધાર નથી. પરંતુ સ્થળોનાં નામો ઉપરથી રાગનાં નામોના દાખલા તો ઘણા મળે છે. દક્ષિણમા સોળમી સદીનો એક સંસ્કૃતમાં સગીતનો ગ્રંથ મળ્યો છે એમા એક મધ્યમિકા નામે રાગ છે. એ મધ્યમિકા નગરી ઈ સ ની શરૂઆતમાં ચિત્તોડની બાજુમા હતી એના ઘણા ઉલ્લેખો મળે છે. એ નગરી એજ રાજશેખરનુ દેવસભ હશે એમ મારૂ અનુમાન છે. બિલાવલ રાગ માટે પણ વધારે સશોધનની જરૂર છે.

સમૃદ્ધિના શિખર ઉપર પહોંચેલાં અને ખૂબ જ શોખીન પ્રજાથી વસેલાં હતાં. વેરાવળે પોતાનું બિલાવલ નામ એક રાગને આપ્યું એ આ દૃષ્ટિએ મહત્ત્વની વાત છે. ખંભાવતી રાગે ખંભાતનું નામ જાળવી રાખ્યું છે અને સંગીત રત્નાકરમાં એ નામ આવે છે, એટલે બારમી સદીથી એ જુનું કહી શકાય. પરંતુ બિલાવલ નામ મુસલમાની જેવું દેખાય છે એટલે એ વેલાકુલ બંદરમાં જ ઉદ્ભવ થયું કે પ્રાચીન સોમપુરમાં એવા કોઈ રાગનું નામ પાછળથી વેરાવળને મળ્યું એ કહેવું મુશ્કેલ છે. સોમનાથપાટણમાં એવા કોઈ રાગનો કાંઈ અવાજ કે ઉલ્લેખ કાને કે આંખે ચઢયો નથી. એ ગમે તેમ હોય પણ બિલાવલ રાગના નામમાં વેરાવળ વેલાકુલનું નામ છે અને એ એટલું બતાવે છે કે વેરાવળ–સોમનાથપાટણની પ્રજામાં સંગીતનો કોઈ પ્રકારનો મૌલિક શોખ હશે.

### વેરાવળનો ઈતિહાસ

ગેઝેટીઅરમાં લખે છે કે એનું નામ જુના વખતમાં વેલાપુર હતું એ પણ આ વાતનું સૂચન કરે છે. પણ ગેઝેટીઅરના લેખકને વેલાપુરનો અર્થ બંદર કરવા છતાં વેલાકુલ એવા મૂળ શબ્દની ખબર હોય એમ લાગતું નથી. ગેઝેટીઅર એક એવી દંતકથા આપે છે કે સેલાઈત વાળા અહીં રહેલો અને લગ્ન પણ કરેલું. એનો કુંવર ધાન વાળા એની તળાજાની ગાદીએ બેઠો. એનો કુંવર વેરાવળજી અહીં આવ્યો અને વેરાવળ ગામ વસાવ્યું. આ ભાટ લોકોની દંતકથા જ છે. વેરાવળજી નામ પણ વેરાવળ બંદર ઉપરથી જ પાડેલું દેખાય છે. ગેઝેટીઅર વિલયસ્થળ એવા નામ ઉપરથી

વેરાવળ નામ પાડયું છે એવી બીજી કથા નોંધે છે અને એનો અર્થ રળિયામણી જગા એવો કરે છે. આ પણ કેવળ કલ્પના જ છે. મોગલોના સમય પછી માંગરોળના શેખે, તે પછી દીવાન અમરજીએ, એ પછી થોડા વખત પોરબંદરના રાણા સુલતાનજીએ, અને એની પાસેથી પાછું જુનાગઢના નવાબ હમીદખાનજીએ ઈ. સ. ૧૭૦૦માં જીતી લીધું. એ બધા ઈતિહાસને અહીં સંબંધ નથી. અહીં હરસત માતાના મંદિરમાં ઈ સ. ૧૨૬૪ (વિ. સં. ૧૩૨૦)નો પ્રસિદ્ધ લેખ મળ્યો છે એનો ઉલ્લેખ આગળ કર્યો છે વેરાવળની પશ્ચિમે દેવકાનદીના સંગમે દાણીબારું છે એનો ઉલ્લેખ પણ આગળ કર્યો છે, અને ત્યાં જાલેશ્વર મહાદેવ છે તે ખારવાના ઈષ્ટદેવ કહેવાય છે તેમનું મંદિર છે.[૫]

વેરાવળથી સોમનાથ જતાં રસ્તામાં અસંખ્ય પાળિયા અને મોટું કબરસ્તાન આવે છે. પાસેજ દરિયામાં શિવલિંગો પણ દેખાય છે. એમ કહેવાય છે કે દરિયામાં ઓટ વખતે એવાં લિંગો જોવામાં આવે છે પહેલાં દરિયો છેટો હશે અને મંદિરો વગેરે એ તરફ હશે એમ સમજાય છે. વેરાવળ નજીક દરિયામાં એવું ખૂબ મોટું, ખૂબ લીસા પથ્થરનું બનાવેલું શિવલિંગ છે જ્યાં ઓટ વખતે લોકો દર્શને જાય છે. એ શિવલિંગની આસપાસ ઓટ વખતે ખોદકામ કરીને રેતી દૂર કરેલી અને એક માથોડા ઉપર પણ ખોદેલું છતાં

૫. કાઠીઆવાડ ગેઝેટીઅર.

લિંગનો છેડો કે જલાધારી જણુચલાં નહિ[૬] એ ઉપરથી લિંગનો ખ્યાલ આવે

બીજા સ્થળો

વેરાવળથી સોમનાથ પાટણ જવાના રસ્તામાં માઈપુરી મસ્જિદની પાસે મંગલૂરી શાહની દરગાહ છે, અને એમના વિશે આગળ ઉલ્લેખ કરેલો છે એ દરગાહની બાજુમાં ઝફર અને મુઝફ્ફર નામના માણસોની કબરો છે માઈપુરી મસ્જિદની બાજુમાં એક વાવ છે એમાં દરવાજા ઉપરનું શિલ્પ સારૂં છે. કઝીન્સે એનાં ચિત્રો આપેલાં છે[૭] વેરાવળમાં હરસત માતામાં એક સુંદર ગોવર્ધનધારીની મૂર્તિ છે, અને એની નીચે લેખ છે.[૮]

ભાલકા તીર્થ અને દેહોત્સર્ગ

વેરાવળથી ઈશાન દિશામાં ભાલકા તીર્થનો કુંડ છે કુંડમાં પાણી ચોખ્ખું નથી' અને પગથીઆં પણ સારાં નથી. કુંડમાં વચ્ચે એક નાનું શિવલિંગ છે આ જગ્યાએ ભગવાન શ્રીકૃષ્ણને જરા નામના પારધિએ બાણ મારેલું અને એમણે યોગસ્થ થઈને પ્રાણત્યાગ કરેલો. શ્રીકૃષ્ણે પ્રભાસને પોતાના

---

૬. વેરાવળના પોર્ટ કમીશનર શ્રી. કૃષ્ણલાલભાઈ ધ્રુવે આ લિંગની આસપાસથી રેતી ખસેડીને જોવા પ્રયત્ન કરેલો અને માથોડા ઉપર ખોદયા છતાં જળાધારી દેખાયલી નહિં.

૭. આર્કિ. સર્વે સોમનાથ, પ્લેટ—૨૦–૨૧. અહી કટપૂણે બે વાવો છે એમ કઝીન્સ લખે છે અને ખડકમાંથી કોતરી કાઢેલી છે એમ લખે છે,

૮. એજ પ્લેટ ૨૩.

અંતિમ નિવાસ તરીકે પસંદ કર્યું તેનું પુરાણે આપેલું વર્ણન આગળ કર્યું છે. પ્રભાસમાં આ તીર્થ મહત્વનું છે. શ્રીકૃષ્ણે પ્રાણત્યાગ આ જગ્યાએ કર્યો પણ એમના મનુષ્ય-દેહની અંતિમ ક્રિયા ત્રિવેણી ઉપર કરવામાં આવી અને એ જગા આજે દેહોત્સર્ગ તીર્થ તરીકે ઓળખાય છે,[૯] અને ત્યાં પિંપળાનાં વૃક્ષ અને નદીનો ઘાટ છે એની પાસે આચાર્યજીની બેઠક છે સોમનાથને લીધે જેમ પ્રભાસ મોટું શૈવ તીર્થ છે તેમ શ્રીકૃષ્ણના આખરના દિવસો અને એમના દેહોત્સર્ગના સ્થાન તરીકે પ્રભાસ વષ્ણવો માટે પણ પવિત્ર ધામ છે દેહોત્સર્ગની ઉત્તરે નરસિંહનું મંદિર અને એથી આગળ ઉત્તરે શિતળા માતાનું મંદિર છે એ જગાએ હીરાકોટ નામે જગા છે અને પ્રાચીન નગરનાં અવશેષો હોય એવી ભૂમિ દેખાય છે વેરાવળથી સોમનાથ પાટણ જતાં રસ્તાની ડાબી બાજુ મોટું તળાવ જેવું દેખાય છે.

## ભીડીઆ

વેરાવળથી દેવપાટણ જતાં જમણે હાથે શશિભૂષણ મહાદેવનું મંદિર અને ભીડભંજન ગણપતિનું મંદિર છે એને ભીડીઆ નામથી લોકો ઓળખે છે. આ જગાએ ચંદ્રે શાપનિવારણ માટે યજ્ઞ કરેલો, અને એ જગાએથી જરા પારધિએ શ્રીકૃષ્ણને બાણ મારેલું એવું કહેવાય છે આગળ ઉલ્લેખ કર્યો છે એ ડૉ. નઝીમના મત પ્રમાણે મહમૂદે

---

૯. ભાલકા તીર્થના કુંડના ચિત્ર માટે જુઓ એજ પ્લેટ ૨૨ કઝીન્સ પૃ ૩૩માં બળરામ અને શ્રીકૃષ્ણના દેહત્યાગનું વર્ણન કરે છે એમાં બલરામનો પ્રાણ શેષનાગના વિષથી ગયો એવી વિચિત્ર વાત લખે છે.

હુકમથી મુહમ્મદ બીન હાજી મુહમ્મદ અલી ગીલાનીની દરગાહ બંધાવી એમ લખે છે.[12] આ મહમૂદ બેગડાના સમયનો ઉલ્લેખ છે. વેરાવળમાં હરસતમાતાના મંદિરના વલભી વગેરે સંવતોને માટે પ્રસિદ્ધ થયેલા, વહાણવટી ફિરોઝે બંધાવેલી મસ્જિદના ઉલ્લેખ વાળા લેખ માટે, અને ગોવર્ધનધારીની મૂર્તિના જલ્લદે (ગોવાળ) કરેલા લેખ માટે આગળનોંધ કરી ગયા છીએ

સ્કંદપુરાણના પ્રભાસ ખંડમા વર્ણવેલા પ્રભાસ ક્ષેત્રમાં તો સોમનાથ પત્તનની આસપાસનાં દૂરનાં સ્થળોને પણ ગણાવ્યા છે એમાં ઉના દેલવાડા, દીવ, તુલસીશ્યામ, જુનાગઢ અને ગિરનારનાં સ્થળો અને પોરબંદર પાસેનું માધાપુર વગેરે સ્થળો પણ આવી જાય છે. દ્વારકાને પણ એમાં ગણે છે.

**મિરાતે અહમદીએ કરેલું ભાલકા તીર્થનું વર્ણન.**

અઢારમી સદીના મધ્યમાં મિરાતે અહમદીનો લેખક કહે છે કે પ્રભાસ પાસે સરસ્વતી અને બીજી મળી પાંચ નદીઓ સાગરને મળે છે ત્યાં મોટું તીર્થ છે. અને ત્યાં ભાલકાનામે તીર્થ પણ છે. ત્યાં કાર્તિકી પૂર્ણિમાએ સ્નાન કરવાનું બહુ પુણ્ય છે, અને ત્રણ દિવસ મેળો ભરાય છે એમાં હજારો લોકો જાય છે, અને બજાર મંડાય છે. અમદાવાદ અને બીજા સ્થળોમાથી ત્યાં સંઘ કાઢીને લોકો યાત્રાએ જાય છે. એજ લેખક કહે છે કે હાલ સંઘ કાઢવાનું બંધ થયું છે અને બજાર પણ ભરાતું નથી. માત્ર નજીકના માણસો

---

૧૨. આર્કી સર્વે સોમનાથ પૃ. ૩૪-૩૫.

જ ત્યાં જાય છે. આ સમય ગૂજરાતમાં મરાઠાઓની સત્તા અને ચોથ માટેની લઢાઈઓનો હતો એટલે મુસાફરી મુશ્કેલ થઈ ગઈ હતી, અને સોરાષ્ટમાં જવાનુ તો બહુ મુશ્કેલ બન્યું હતું એટલે અમદાવાદથી જતા સંઘ બંધ થઈ ગયા હશે. [૧૩]

## પ્રભાસ ક્ષેત્રનાં અન્ય સ્થળો

પ્રભાસ ક્ષેત્રનો વિસ્તાર બાર યોજનનો ગણાય છે. પણ અહીં યોજન શબ્દ પૌરાણિક રીત પ્રમાણેનો જ ગણવાનો. આમ છતાં પ્રભાસખંડ આસપાસના કેટલાંક પવિત્ર અને ઐતિહાસિક સ્થળોને પ્રભાસ ક્ષેત્રમાં ગણાવે છે એનાં નામ અને વર્ણન ટુંકામાં જોઇએ. [૧૪]

## કદવાર સુત્તરાપાડા.

પ્રભાસપાટણ અને એનાથી સાત માઈલ પૂર્વે આવેલા આવેલા સુતરાપાડાની વચ્ચે એક કદવાર નામે ગામ છે ત્યાં એક પ્રાચીન મંદિર, છે. અને એમાં દશાવતારની મૂર્તિઓ હશે એમ કહેવાય છે. સુતરાપાડાના મદિર કરતાં આ વધારે પ્રાચીન છે અને આજે ખંડેરની સ્થિતિમાં છે કઝીન્સે પ્લેટ–૨૯–૩૫ મા એમાં ચિત્રો આપ્યાં છે.

કદવારની પાસે બે માઈલ ઉપર સુતરાપાડા છે. સસ-પાટક–સાતપાડા–પરાં–એવા પ્રાચીન નામ ઉપરથી એ નામ

૧૩. મિરાતે અહમદીની પુરવણી ગૂ ભા. નિઝામુદ્દીન ચિસ્તિ.

૧૪. હવે પછીનું વર્ણન કઝીન્સના આર્કીઓલોજીના ગ્રંથમાંથી અને કાઠીઆવાડ ગેઝેટીઅર ઉપરથી બહુ ટુંકામા સાર લીધો છે.

પડ્યુ છે. ત્યાં સોમનાથના મંદિરથી જુનું અને થાનના સૂર્યમંદિરથી પણ જુનું એક મંદિર છે. એમાં સૂર્યનું પ્રાચીન મંદિર છે. કઝીન્સ ધારે છે કે એ મૂર્તિ ઈ. સ. ૧૩૦૧માં મૂકેલા છે, અને એ પણ પાછળથી નવી મૂકેલી છે એમ લેખઉપરથી સમજાય છે. મંદિર એથી પણ પ્રાચીન છે અને કનડા જીલ્લાઓમાં ઐહોલના મંદિર જેવી બાંધણી જણાય છે. મૂર્તિ ઉલુગખાને સોમનાથ ઉપર ચઢાઈ કરી તે પછી તુરત મુકેલી છે. જૂની મૂર્તિનું ખંડન થયું હશે. જૂની સૂર્ય મૂર્તિઓના ટુકડા મંદિરની બહાર કઝીન્સે જોયેલા. અહીં ચ્યવનઋષિએ તપ કરેલું અને ત્યાં ચ્વનકુંડ છે એમ એમ પુરાણ કહે છે. સુતરાપાડાના મંદિરનાં ચિત્રો કઝીન્સે પ્લેટ. ૪૦—૪૧ માં આપ્યાં છે.

'બિલેશ્વર'

બરડામાં બિલેશ્વરનું મંદિર સુતરાપાડા અને કદવારના મંદિર કરતાં પણ પુરાણી બાંધણીનું છે. એનું શિવલિંગ મોટું છે. ત્યાં બિલગંગા છે. રબારી લોકો આ મંદિરની ખાસ પૂજા કરે છે. કઝીન્સે પ્લેટ. ૩૬—૩૯ માં એનાં ચિત્રો આપેલાં છે.

ઊના—દેલવાડા

દેલવાડાને પુરાણમાં દેવસ્થલ તરીકે લખે છે. દેવલોનો પાડો—પરૂં—એ ઉપરથી દેલવાડા શબ્દ થયો છે, તેથી ત્યાં પહેલા દેવળો હશે. દીવથી આ ગામ પાસે છે તેથી મુસલમાન સમયમાં દીવમાં ગૂજરાતનો નૌકાસેનાધિપતિ રહેતો હતો અને નૌકાનું મથક હતું તેથી દેલવાડાનું મહત્ત્વ મોટું હતું સોમનાથ ઉપરની ચઢાઈઓ પણ દેલ-

વાડાથી થયેલી છે એ ઉલ્લેખો આગળ જોયા છે. એને ઉના દેલવાડા આજે કહે છે. ઉનાનું જૂનું નામ ઉન્નતદુર્ગ હતું અને ત્યાંના બ્રાહ્મણો ઊનેવાળ કહેવાતા હતા.

### તુલસીશ્યામ

ગીરના જંગલમાં ઉનાથી ૨૧ માઇલ ઉત્તરે તુલસીશ્યામનું તીર્થ પણ પ્રભાસ ક્ષેત્રમાં ગણાય છે. પુરાણમાં એને તપ્તોદક અને તલસ્વામી નામો આપ્યાં છે. આ વૈષ્ણુતીર્થ છે. ત્યાં ઉન્હા પાણીના કુંડને લીધે તપ્તોદક કહેતા હશે. તલનામે દૈત્યને શ્રીકૃષ્ણે માર્યો તેથી તલસ્વામી પણ કહેવાય છે. કાર્તિક સુદ એકાદશીએ અહીં તુલસી અને શાલિગ્રામનાં લગ્ન કરે છે.

પ્રાચી સરસ્વતી પણ પુરાણ પ્રમાણે પ્રસિદ્ધ તીર્થ છે. એની ચર્ચા આગળ કરી ગયા છીએ ત્યાં પણ લોકો સ્નાન માટે જાય છે.

### વસ્ત્રાપથ-ગિરનાર-દામોદર કુંડ

ગિરનાર, જુનાગઢ, વંથળી, વગેરે પણ પ્રભાસ ક્ષેત્રમાં પુરાણો ગણે છે આ બધાના વર્ણન માટે જુદું પુસ્તક થાય. ગિરનાર ઉપરના શ્રી અંબાજી, ગુરુદત્ત, અને તળેટીમાં દામોદર કુંડ વગેરેનાં વર્ણન પ્રભાસખંડમાં સવિસ્તર કથાઓ સાથે આપ્યાં છે. ગિરનાર મહાત્મ્ય પણ છે આ સ્થાનને પુરાણો વસ્ત્રાપથ ક્ષેત્ર તરીકે પણ ઓળખે છે આપણે ગુજરાતીઓને તો ભક્તકવિ નરસિંહ મહેતાનું એ સ્થાન અને મહેતાજી દામોદર કુંડમાં નિત્ય સ્નાન માટે જતા એ વાતથી જુનાગઢ ગિરનાર અને દામોદર કુંડ પવિત્ર છે.

## વંથળી

વંથળી જુનાગઢથી થોડે છેટે છે. સોલંકીઓના સમયમાં વંથળીમાં રાજધાની હતી અમદાવાદના સુલતાન અહમદશાહે વંથળી ઉપર ચઢાઈ કરેલી વંથળીને પુરાણોમાં વામનસ્થલિ કહેલી છે, અને વામનાવતારનું માહાત્મ્ય ગાયું છે મિરાતે સિકંદરી લખે છે કે વંથળીમાં રાજધાની હતી ત્યારે જુનાગઢના કિલ્લા આગળ માણુસ પેસી ન શકે એવું ગાઢ જંગલ હતું જંગલના જાણકાર એમાં જઈ શકતા. વંથળી તુટયા પછી એ જંગલમાં તપાસ કરતા એક જુનો —જીર્ણદુર્ગ—દેખાયો એ પછી જુનાગઢ આબાદ થયું ગિરિનગર તો મૌર્ય અશોકના સમયનું પ્રસિદ્ધ છે પણ કાળે કરીને અને ગિરનારની ઝાડીને લીધે એ જીર્ણ થયું હશે. અને વંથળી તુટયા પછી પાછું સમૃદ્ધ થયું હશે.

## દ્વારકા

પ્રભાસખંડ ભગવાન શ્રીકૃષ્ણની દ્વારકાને પણ પ્રભાસ ક્ષેત્રમાં ગણે છે જો કોડીનાર આગળ મૂળદ્વારકા છે તેને સમુદ્રમાં ડૂબેલી પ્રાચીન દ્વારવતી નગરી માનીએ તો પ્રભાસ ક્ષેત્રમાં ગણી શકાય. પશ્ચિમે માધવપુરને પણ કોઈ ગણે છે તેને પણ એ ક્ષેત્રમાં ગણી શકાય આજનું દ્વારકા તો છેટે છે. અને ખરૂં દ્વારકા કયું તે બહુ ભારે મતભેદનો વિષય છે એટલે અહીં એમાં નહિં ઉતરીએ [૧૫]

---

૧૫. આ બાબત મૂળદ્વારકા કદાચ ખરૂં હોય એવો મત આગળ જોઈ ગયા છીએ.

## માંગરોળ

માંગરોળ-મંગલપૂર-પોરબંદર પણ પ્રભાસ ક્ષેત્રમાં ગણાવી શકાય માંગરોળ ૨૨૦૦ વર્ષનું પ્રાચીન છે ફર્ગ્યુસન કહે છે કે સોમનાથ પછી જો મુસલમાનોએ મંદિરો ભ્રષ્ટ કરી મસ્જિદો કરી હોય તો તે સર્વથી વધારે માંગરોળમાં છે. ત્યાં ઘણી મસ્જિદો મંદિરોના સામાનમાંથી બનાવેલી છે અને જુમામસ્જિદ વેરાવળ-સોમનાથથી સારી છે. અમદાવાદની બાંધણીને કાંઈક મળતી આવે તેવી છે.

આમ પ્રભાત ક્ષેત્રમાં ભગવાન સોમનાથના માહાત્મ્ય અને કીર્તિનો ઇતિહાસ છે. આજે યુગ બદલાઈ ગયો છે. સોમનાથનો જીર્ણોદ્ધાર થવાની વાત ચાલી છે. દેશ સ્વતંત્ર થયો છે. સોમનાથના મહાત્મ્યને લીધે અને ભગવાન શ્રીકૃષ્ણના દેહોત્સર્ગને લીધે આ પ્રભાસ ક્ષેત્રનું માહાત્મ્ય પુણ્યતમ બન્યું છે. આજના યુગમાં મહાત્મા ગાંધી જેવા તપસ્વી પુણ્યાત્મા પોરબંદરમાં ઉદ્ભવ પામ્યા એ પણ પ્રભાસ ક્ષેત્રનું માહત્મ્ય વધારે છે. ગાંધીજીનું તપ સૂર્યના તેજ જેવું છે, અને ગૂજરાતને એ શુદ્ધિની પ્રેરણા આપે. સોમનાથનો ઇતિહાસ, સોમવિદ્યાના તપસ્વીઓની પેઠે-ચંદ્રે ચતુર્દશીએ મલિન જીવન બાળી બીજને દિવસે શુદ્ધ જીવનપ્રકટાવ્યું તેમ-ગૂજરાતીઓને મલિન જીવનને શુદ્ધ કરવાની પ્રેરણા આપે, અને ગૂજરાતીઓ સ્વતંત્ર હિંદમાં પોતાનો ફાળો આપે, એવી પ્રાર્થના આપણે ભગવાન સોમનાથને કરીએ, અને જય સોમનાથ ધ્વનિ પુનઃ પ્રકટાવીએ.

## પરિશિષ્ટ अ

# પુરાણ પ્રમાણે પ્રભાસ ક્ષેત્રની ભૂગોળ

પ્રભાસ ક્ષેત્ર, પીઠ, અને ગર્ભગૃહ અનુક્રમે બાર યોજન, પાંચ યોજન અને બે ગાઉ છે એની સીમા પૂર્વે તસોદક સ્વામી, પશ્ચિમે માધવ, દક્ષિણે સાગર, અને ઉત્તરે ભદ્રા નદી છે. એના માહેશ્વર, બ્રાહ્મ અને વૈષ્ણવ એવા ત્રણ ભાગ છે જેમાં અનુક્રમે દોઢ, એક, અને એક કોટિ તીર્થ છે પીઠની સીમાઓ પૂર્વે ન્યંકુમતી, પશ્ચિમે બજિાણી, દક્ષિણે સમુદ્ર, ઉત્તરે માહેશ્વરી છે ગર્ભગૃહની સીમાઓ: પૂર્વે ગોમુખ, પશ્ચિમે આશ્વમેધિક આરો, દક્ષિણે સમુદ્ર અને ઉત્તરે કૌરવેશ્વરી છે.

આ પછી સોમેશ્વરના ભૈરવ કાલાગ્નિરુદ્ર વગેરે નામ અને પંચસકાર લખે છે એ આગળ જોઈ ગયા છીએ પછી આ પ્રમાણે લખે છે:—ક્ષેત્રના રક્ષણ માટે દક્ષિણે વિઘ્નેશ અને ઉત્તરે દંડપાણિ છે. એ પછી શંકરના ગણો દરેક દિશાના દ્વારે ગણાવે છે એની અહીં જરૂર નથી. ઈશાને ઉમા છે એ ઉલ્લેખ જોયો છે.

પ્રભાસ ક્ષેત્રમાં અસંખ્ય ઋષિઓ જેનું સેવન કરે છે તે:—દેવિકાતટ, ચંદ્રભાગા, ઉમાપતિ, શશિભૂષણ,

રુદ્રેશ્વર, કપર્દીશ, રત્નેશ્વર; અર્ગસ્થળ, સિદ્ધેશ્વર, માર્કંડ, સરસ્વતી, બ્રહ્મકુંડ, અને પ્રાચી સરસ્વતી અને હિરણ્યા. આ પછી ચંદ્રે કાલભૈરવના લિંગનું આરાધન કરી એમનું સોમનાથ નામ માટે વરદાન માગ્યું એ વાત આવે છે પછી સોમનાથ સ્વયંભૂ છે એમ લખે છે પશ્ચિમ દિશામાં સમુદ્રની પાસે કૃતસ્મર પર્વતની પશ્ચિમે ત્રણસો ધનુષ છેટે આવેલુ છે, અને સોમેશ્વર પાસે ક્ષેત્રના ચોથમાં ભાગમા બસો ધનુષના ચોમેર ઘેરાવાવાળી મંડલાકાર કર્ણિકા છે એ પછી સાવિત્રીના નૈઋત્ય ભાગમાં, રાજ્ઞીપુત્ર હોવાથી લોકમાં ભટ્ટારક નામે પ્રસિદ્ધ થયેલો સૂર્ય અને સંજ્ઞાના પુત્ર રેવંતનું સ્થાન છે.

યમેશ્વર; અર્કસ્થળ, એના અગ્નિમાં સિદ્ધેશ્વર, પાપનાશન, કૃતસ્મર અને અર્કસ્થળની વચ્ચે ત્રિવેણી ઉપર સૂર્યક્ષેત્ર, ત્યાં આઠ સિદ્ધિઓ વસે છે, ત્યા દેવમાતા, મંકીશ, નાગસ્થાન, અને નગરસ્થાન છે, શ્રીમુખ નામે પાતાલ વિવર છે; તે સુનદાદિ માતાઓના ગણોથી રક્ષિત છે કૃતસ્મરની પશ્ચિમ ૩૦૦ ધનુષ છેટે સ્વયંભુ અને સૂર્યબિંબ જેવું કુકુટના ઈંડા જેવડું સ્પર્શલિંગ ભૂમિ મધ્યે છે ઋષિતોયા નદી સોમેશ્વરની પ્રતિષ્ઠા બ્રહ્મશિલા ઉપર છે તેની પૂજા કૌશીક ગોત્રના બ્રાહ્મણોને સોંપાઈ હતી

પછી ગંધર્વેશ્વર, સોમેશ્વરની ઉતરે દંડપાણિની પાસે વરદાની પશ્ચિમે, પાંચ ધનુષ છેટે વિમલેશ્વર અગ્નિતીર્થ, (અગ્નિકુંડ), સોમેશ્વરથી સો ધનુષ છેટે દક્ષિણે સાગર તટે છે, પદ્મકતીર્થ (પદ્મકસર) સોમેશ્વરથી દક્ષિણે સો ધનુષ છેટે

પાણિમાં છે સો હાથના પ્રમાણનો પાપહરકુંડ, હિરણ્યા વજ્રિણી, ન્યંકુ, કપિલા અને સરસ્વતી એમ પંચસ્રોતા સરસ્વતી છે કૃતસ્મર પર્વત, અને વડવાનલ ધારિણી છે. કપર્દી, કેદારેશ્વર, ભીમેશ્વર, ભૈરવેશ્વર, અને ચંડીશ્વર આ પાંચ રુદ્રલિંગ છે પ્રાચીન તીર્થ-સરસ્વતીને ઉત્તર કિનારે મંકયાશ્રમ, સોમેશ્વરની ડાબી બાજુએ વિષ્ણુ 'વારાહ' રૂપે અને જમણી બાજુએ, બ્રહ્મા સાવિત્રીના કોપને કારણે 'કપર્દી' રૂપે સ્થિત છે. કપર્દિ વિનાયક જે સત્ય યુગમાં હેરંબ નામે અને દ્વાપરમાં લંબોદર નામે ને કલિમાં કપર્દી નામે ઓળખાય છે એનું ઉદર કપર્દ (કોડી) આકારનું છે તેથી એવું નામ છે.

રુદ્રેશ્વર લિંગ, સોમેશ્વરની પશ્ચિમે ૭ ધનુષ પર આદિત્યેશ્વર (રત્નેશ્વર) સોમેશ્વરની ઈશાને અંગારકેશ્વર, તેથી બે ધનુષ ઉત્તરે બુધેશ્વર, ઉમાના પૂર્વ ભાગે સિધ્ધેશના અગ્નિકોણે બ્રહસ્પતીશ્વર, વિભૂતીશ્વરની પશ્ચિમે શુક્રેશ્વર, બુધેશ્વરની પશ્ચિમે અને અજાદેવીના અગ્નિકોણે પાંચ ધનુષ ઉપર શનૈશ્વરેશ્વર, એની વાયવ્યે અને અજાદેવીની ઉત્તરે ૭ ધનુષ ઉપર મંગલાની પાસે રાહવેશ્વર, એની ઉત્તરે અને મંગલાની દક્ષિણે ૧ ધનુષે કેત્વીશ્વર, આમ નવ ગ્રહનાં લિંગ છે.

પાંચ સિદ્ધ લિંગ: સોમેશ્વરની ઈશાને વરારોહા, તેની પૂર્વે સિધ્ધેશ્વર, તેની પૂર્વે કપિલેશ્વર, ગંધર્વેશ્વર તે દંડપાણિની ઉત્તરે, તેની પૂર્વે ઉમાની પાસે બ્રહસ્પતિની નૈર્ઋત્યે વિમલેશ્વર રાહુલીંગની પાસે બ્રહ્માની નૈર્ઋત્યે ૧૬ ધનુષે

ધનદેશ્વર, સોમેશ્વરની વાયવ્યે ૬૦ ધનુષ ઉપર પાતાલ વિવર છે જેની રક્ષા અજાપાલેશ્વરી (અજાદેવી) કરે છે. એની ઉત્તરે રાહુવેશ્વરની દક્ષિણે મંગલાદેવી. દૈત્યસૂદનની પૂર્વે ને યોગીશ્વરની ઈશાને ૭ ધનુષ પર વિશાલાક્ષી લલિતા, એની પૂર્વે ૧૭ ધનુષે ચત્વરપ્રિયા—આ બધી ક્ષેત્રદૂતીઓ છે.

ભૈરવેશ્વર પૂર્વે ૫ ધનુષે લક્ષ્મીશ્વર, એની ઉત્તરે વિશાલાક્ષીની દક્ષિણે વાડવેશ્વર, વિશાલાક્ષીની ઉત્તરે અર્ધ્યેશ્વર, કામેશ્વર, આ પાંચ વક્રત્રલિંગ દૈત્યસૂદનની પશ્ચિમે ૫ ધનુષ ઉપર છે; સોમનાથની પૂર્વે ૬૦ ધનુષે ગૌરીતપોવન છે, એનું ક્ષેત્રફળ ૫૫ ધનુષ છે, એમાં મધ્યે એક પાદ ઉપર ગૌરી તપમાં ઉભાં છે એની ઇશાને ૪ ધનુષે ગૌરીશ્વર છે. એ વનની અગ્નિ દિશાએ ૨૦ ધનુષ ઉપર વરુણેશ્વર છે. એની દક્ષિણે ૩ ધનુષે ઉષેશ્વર છે ત્યાંજ જલવાસ ગણપતિ, વરુણેશ્વરની નૈઋત્યે કુમારેશ્વર, દૈત્યસૂદનની વાયવ્યે ૩૦ ધનુષે શાકલ્યેશ્વર, એનું ક્ષેત્રફલ ૧૮ ધનુષ છે એની નૈઋત્યે ૬ ધનુષે કલકેશ્વર, એની દક્ષિણે લકુલીશ લિંગદ્વય છે. પછી ઉત્તંકેશ્વર, એની અગ્નિમાં ૫ ધનુષે વૈશ્વાનરેશ્વર, લકુલીશ્વરની પૂર્વે ગૌતમેશ્વર.

દૈત્યસૂદનનું× ક્ષેત્ર—પૂર્વમાં યમેશ્વર ને પશ્ચિમમાં સોમનાથ સુધી, ઉત્તરે વિશાલાક્ષી અને દક્ષિણે સમુદ્રપર્યંત, યવા કારનું છે. (જવનો આકાર). પછી ચક્રતીર્થ, એની પૂર્વે યોગેશ્વરી, એની પૂર્વે આદિનારાયણ, એની પશ્ચિમે ૩ ધનુષે સંનિહિતા નામે નદી તીર્થ છે. એની દક્ષિણે

×આ આ દૈત્યસૂદનની સુંદર મૂર્તિ હમણાં જડી છે એમ સાંભળ્યું છે.

પાંડવેશ્વર, પછી અગિયાર રુદ્ર તેમાં પહેલા ભૂતેશ્વર, એની ઉત્તરે ૧૬ ધનુષે નીલરુદ્ર એની પૂર્વે ૭ ધનુષે, કપાલીશ્વર, એની ઉત્તરે ૩ ધનુષે જ્યાં બાલબ્રહ્મા સ્વયં છે તે વાહનેશ્વર ૩૦ ધનુષ ક્ષેત્રફલનું ચતુષ્કોણ છે કપાલીશ્વરની ઇશાને ૧૬ ધનુષે ત્ર્યંબકેશ્વર, તેની વાયવ્યે ૫ ધનુષે અઘોરેશ્વર, એની વાયવ્યમા ૩૦ ધનુષે મહાકાલેશ્વર, તેના અગ્નિકોણે ૧૦ ધનુષે ભૈરવેશ્વર, એના અગ્નિકોણે ૧૦ ધનુષે સાગરની પશ્ચિમે ૪ ધનુષે મૃત્યુંજયેશ્વર, એની ઉત્તરે ૩ ધનુષે કામેશ્વર, એની વાયવ્યે ૭ ધનુષે યોગેશ્વર, સોમેશ્વરની વાયવ્યે ૬ ધનુષે ચડેશ્વર (ચદ્રેશ્વર) એ ૧૬ ધનુષનું ક્ષેત્ર છે એની પૂર્વે, સોમનાથની ઉત્તરે ૫ ધનુષે ગાંધર્વેશ્વર પાસે ઉમાની નૈઋત્યે વિષ્ણુ ચક્રધર અને દંડપાણિ છે એમની ઉત્તરે બાલબ્રહ્માની વાયવ્યે સાબાદિત્ય સૂર્ય છે. એની ઉત્તરે ૨ ધનુષે મહિષમર્દિની કંટકશોધિની નામે છે. એની ઉત્તરે કપાલેશ્વર, એની ઉત્તરે કોટીશ્વર; સોમનાથની ઇશાને સાંબાદિત્યની અગ્નિ બાજુ બ્રહ્મા છે સોમનાથની ઇશાને ૫૦ ધનુષે વસુલિંગ પ્રત્યૂષેશ્વર. છે એની ઇશાને ૩ ધનુષે અનિલેશ્વર ગૌરીતપોવનની પશ્ચિમે ૭ ધનુષે પ્રભાસેશ્વર, એની ઇશાને ૬૦ ધનુષે પુષ્કરારણ્ય, ત્યાં અષ્ટપુષ્કરકુંડ અને રામેશ્વર છે પૂર્વે ૩૦ ધનુષે લક્ષ્મણેશ્વર, નૈઋત્યે ૩૦ ધનુષે જાનકીશ્વર (વસિષ્ઠેશ્વર) પુષ્ક... નૈઋત્યે ૩૦

એની ઉત્તરે ૩ ધનુષે ગોપીશ્વર એની વાયવ્યે ૩૦ ધનુષે જામદગ્ન્યેશ્વર (રામેશ્વર), નૈઋર્ત્યે ૨૦ ધનુષે ચિત્રાંગદેશ્વર, દક્ષિણે ૨૦ ધનુષે રાવણેશ્વર, પશ્ચિમે ૫ ધનુષે સૌભાગ્ય-દાયિની ગૌરી, વાયવ્યે ૩૦ ધનુષે પૌલોમીશ્વર, બાલબ્રહ્માની પશ્ચિમે ૧૬ ધનુષે શાંડિલ્યેશ્વર, એની ઉત્તરે કપાલેશ્વરની અગ્નિએ ૧૫ ધનુષે ક્ષેમેશ્વર, ભૈરવેશ્વર અને મૃત્યુંજય રુદ્રની પશ્ચિમે સાંગરદિત્ય, એની ઇશાને ૫૦ ધનુષે ઉગ્રસેનેશ્વર, પૂર્વે ગોપાદિત્યની અગ્નિએ અને ધ્રુવેશ્વરની દક્ષિણે પાશુપતેશ્વર અને ધ્રુવેશ્વર (જાલેશ્વર) છે

સોમનાથની ઇશાને સિદ્ધલક્ષ્મી, ત્યાંજ મહાકાલી, બ્રહ્મકુંડના ઉત્તરે પુષ્કરાવર્તકા નદી ત્યાં દુ.ખાન્તકારિણી શીતલા દેવી પૂર્વે ૭ ધનુષે લોમશેશ્વર, ને ત્યાંજ કંકાલ ભૈરવક્ષેત્રપાલ; એની પશ્ચિમે ૫ ધનુષે તૃણબિંદ્વીશ્વર, અને દક્ષિણે બ્રહ્મકુંડ નજીક ચિત્રાદિત્ય. એની મધ્યે અને બ્રહ્મકુડ નજીક ચિત્રપથા નદી, એની ઉત્તરે નજીક કર્પાર્દ્દિ ચિંતામણિ એની અગ્નિ-દક્ષિણે ૭ ધનુષે વિચિત્રેશ્વર પૂર્વે ૧૦ ધનુષે–જરા અગ્નિ તરફ વિચિત્રેશ્વર; પૂર્વે કાંઈક ઇશાને તૃતીય પુષ્કર કુંડ ત્યાંજ ગજકુંભોદર ગણપતિ; એની ઉત્તરે યમેશ્વર, નૈઋત્યે બ્રહ્મ કુંડ એની પાસે ઉત્તરે કુંડલકૂપ, ઇશાને ચતુર્મુખ ભૈરવેશ્વર, દક્ષિણે બ્રહ્મેશ્વર; દક્ષિણે તૃતીય ભૈરવ–સાવિત્રીશ્વર ભૈરવ છે બ્રહ્મેશ્વરની પશ્ચિમે ૩ ધનુષે ચોથાભૈરવ–નારદેશ્વર ભૈરવ બ્રહ્મકુંડની વાયવ્યે ૨ ધનુષે હિરણ્યેશ્વર તે યમેશ્વરની નૈર્ઋત્યે ને સમુદ્રની ઉત્તરે કૃતસ્મરની પશ્ચિમે ને અગ્નિતીર્થની પૂર્વે છે એની વાયવ્યે

૩ ધનુષે પાપવિમોચન-ગાયત્રીશ્વર, ત્યાં જ રત્નેશ્વર; એની ઉત્તરે ૩ ધનુષે ગરુડેશ્વર, દક્ષિણે સત્યભામેશ્વ, આગળ ૧ ધનુષે અનંગેશ્વર, દક્ષિણે ૫ ધનુએ રત્નકુંડ; સાવિત્રીની નૈઋત્યે રાજ ભટ્ટારક, દક્ષિણે લક્ષ્મણેશ્વરની ઈશાને અનંતેશ્વર; એની દક્ષિણે અષ્ટકુલેશ્વર, પૂર્વે નાગત્યેશ્વર, તેની પૂર્વે અશ્વિનેશ્વર છે.

સોમનાથની ઈશાને સાવિત્રી; પશ્ચિમે ૧૦૦ ધનુષે સમુદ્રની ઉત્તરે ભૂતમાતૃકા, સાવિત્રીની દક્ષિણે રૈવતની પૂર્વે શાલકટંકટા દક્ષિણે ૩૦ ધનુષે વૈવસ્વતેશ્વર, ત્યાં દેવખાત તીર્થ પછી માતૃગણઃ બલદેવી, એકલવીરિકા દેવી, એની દક્ષિણે દશરથેશ્વર, ઉત્તર ભરતેશ્વર, સાવિત્રીની પશ્ચિમે એકજ સ્થાને ચાર લિંગો, બે પૂર્વાભિમુખ અને બે પશ્ચિમાભિમુખ, કુશકેશ્વર, ગર્ગેશ્વર ને મૈત્રેયેશ્વર, સાવિત્રીની પૂર્વે ખેતમધ્યમાં કુંતીશ્વર, અગ્નિએ અર્કસ્થળ, પાસે સિધ્ધેશ્વર, પૂર્વે લકુલીશ; દક્ષિણે ભાર્ગવેશ્વર, સિધ્ધેશ્વરની દક્ષિણે ૩ ધનુષે માંડવ્યેશ્વર, પુષ્પદંતેશ્વર, સિધ્ધેશ્વર પાસે પૂર્વમાં ક્ષેત્રપેશ્વર; અર્કસ્થળ પાસે દક્ષિણે માતૃગણઃ—વસુનંદા, અને શ્રીમુખ વિવર, ત્રિસંગમસૂર્ય તીર્થ. એની પાસે મંકીશ્વર અને નૈઋત્યે સરસ્વતી ગૌરી રૂપે છે. પશ્ચિમે નાગસ્થાન અને નાગરાદિત્યની પૂર્વે શેષસ્થાન છે.

ત્યાં પ્રભસપંચક—પશ્ચિમે આદ્યપ્રભાસ, દક્ષિણે વૃદ્ધપ્રભાસ, એનાથી દક્ષિણે જળપ્રભાસ, અને કૃતસ્મર પ્રભાસ છે, ત્યાં ભૈરવ સ્મશાન છે આદ્ય પ્રભાસ આગળ ૩ ધનુષે રુદ્રેશ્વર છે એની પાસે પશ્ચિમે કર્મમોટી ચંડિકા, નૈઋત્યે મોક્ષસ્વામી, કર્મમોટી અને ચંદ્રવાપી પાસે

અજીગર્તેશ્વર, મોક્ષસ્વામીની ઉત્તરે ૫ ધનુષે વિશ્વકર્મેશ્વર; પાસે નૈઋત્યે યમેશ્વર, અમરેશ્વર, આદિપ્રભાસ પાસે દક્ષિણે ચતુર્મુખ મહાલિંગ, તે વૃદ્ધ પ્રભાસનું છે. એની પાસે જમદગ્નીશ્વર; જળપ્રભાસની દક્ષિણે મહાપ્રભાસ. કૃતસ્મરની દક્ષિણે કામકુંડ, ત્યાંથી બ્રહ્મકુંડ સુધી કાલભૈરવ સ્મશાન. ત્યાંથી મંકીશ્વર સુધી મહા સ્મશાન. મંકીશ્વરની દક્ષિણે કૃતસ્મરની અગ્નિએ, સરસ્વતીની પૂર્વે કામેશ્વર; એની ઉત્તરે દેવમાતાની પાસે અર્કસ્થળની દક્ષિણે કૃતસ્મરની પૂર્વે મંકીશ્વર; અને સરસ્વતી સંગમ. એની ઉત્તરે માર્કંડેશ્વર, એની ઉત્તરે ૫ ધનુષે પુલસ્ત્યેશ્વર; એની નૈઋત્યે ૮ ધનુષે પુલહેશ્વર. એની નૈઋત્યે ૮ ધનુષે ક્રત્વીશ્વર; એની પૂર્વે ૧૬ ધનુષ ઉપર કશ્યપેશ્વર, ઈશાને ૮ ધનુષે કૌશિકેશ્વર. માર્કંડેશ્વરની દક્ષિણે ૨૦ ધનુષે. કુમારેશ્વર, ઉત્તરે ૧૫ ધનુષે ગૌતમેશ્વર; એની પાસે પશ્ચિમે ૧૬ ધનુષે દેવરાજેશ્વર, ત્યાંજ માનવેશ્વર, એની દક્ષિણે માર્કંડેશ્વર, અને પાસે નીલકંઠ, એની દક્ષિણે વૃષભધ્વજેશ્વર, ત્યાં ઋણમોચન તીર્થ, ત્યાંજ રુકમવતીશ્વર એની દક્ષિણે ગાત્રોત્સર્ગ તીર્થ (પ્રેતતીર્થ); તે પુરુષોત્તમ ક્ષેત્ર જે ૧૦૦ ધનુષનું છે. એની દક્ષિણે ઇંદ્રેશ્વર એની ઉત્તરે 'અનરકેશ્વર, એની પૂર્વે અને પાપમોચનની નૈઋત્યે મેઘેશ્વર; ગાત્રોત્સર્ગથી ઉત્તરે બલભદ્રેશ્વર.

પછી માતૃસ્થાન, ભૈરવેશ્વર, અનરકેશ્વરથી ઈશાને ત્રિપથગામિની ગંગા, એની દક્ષિણે ગણપતિ, અને જાંબવતી નદી. એની પશ્ચિમે પાંડવકૂપ, ત્યાં પાંડવેશ્વર–પાંચલિંગ. પછી દશાશ્વમેધ તીર્થ, એની દક્ષિણે શતમેધ; ઉત્તરે સહસ્રમેધ તીર્થ, અને કોટિ તીર્થ. પછી દુર્વાસાદિત્ય સૂર્ય,

પછી યાદવસ્થળ—ત્યાં વજેશ્વર, ત્યાંથી હિરણ્યાનદી. એની પાસે નાગરાદિત્ય; એની પાસે બલભદ્ર, સુભદ્રા અને કૃષ્ણ ત્યાં બલભદ્રનું શેષનાગ કલેવર, જે તેમણે ત્રિસંગમ તીર્થ પાસે પાતાલવિવરથી છોડયું તે બે ગાઉ વિસ્તારના મિત્રવનમાં શેષ નામથી છે જ્યાં કૃષ્ણ હંતા જરા નામનો કૌલિક લય પામેલો તે ભલ્લ તીર્થે (ભાલકું). એની પૂર્વે રક્ષાર્થે કુમારિકાદેવી. તેની ઈશાને હિરણ્યા તટે હીરકક્ષેત્રની રક્ષાર્થે મંત્રાવલિ ક્ષેત્રપાળ હિરણ્યા તટે વિચિત્રેશ્વર. સરસ્વતી તટે પર્ણાદિત્યની પશ્ચિમે બ્રહ્મેશ્વર ઋષિતીર્થની પશ્ચિમે પિંગલા–પિંગા–નદી ત્યાં પિંગલાદિત્ય, પિંગાદેવી, શુક્રેશ્વર એની પશ્ચિમે ગોલક્ષ નામે સંગમેશ્વર. એની પશ્ચિમે ગંગેશ્વર. એની પૂર્વે શંકરાદિત્ય ત્યાંજ શંકરનાથ હિરણ્યાની ઉત્તરે ગુફેશ્વર, ત્યાંજ ઘંટેશ્વર એની પશ્ચિમે ઋષિતીર્થ; નંદાદિત્ય (મંદાદિત્ય) એની પૂર્વે ત્રણ યોજન ઉપર ત્રિતકૂપ. એની દક્ષિણે શશાપાન.

પ્રાચી સરસ્વતીને ઉત્તર કિનારે પર્ણાદિત્ય. એની પશ્ચિમે સિદ્ધેશ્વર. એની દક્ષિણે ન્યંકુમતી નદી. ગોષ્પદની દક્ષિણે વરાહસ્વામી. ન્યંકુમતીની ઉત્તરે છાયાલિંગ ત્યાંજ નંદિની ગુફા ઇશાનમાં કનકનંદા શરભસ્થાનની પૂર્વે કુંભીશ્વર (કુંતીશ્વર) ગંગાપથ, ગંગેશ્વર ઉત્તાનગંગા. પછી ચમસોદ્‌ભેદ, વિદુરાશ્રમ, પ્રાચી સરસ્વતી, મંકીશ્વર, પાસે જાલેશ્વર, પ્રાચી પાસે ત્રિપુરલિંગત્રય–વિદ્યુન્માલી, તારક અને કપોલ. પછી શંડતીર્થ અને સૂર્યપ્રાચી. ઋષિતીર્થ પાસે ત્રિનેત્રેશ્વર, દેવિકાનદી, અને ઉમાપતીશ્વર, દેવિકા તટે ભૂધર યજ્ઞવરાહ ત્યાં શૂલસ્થાન–(મૂલસ્થાન)

આદિત્ય. હિરણ્યાની પૂર્વે ચ્યવનાદિત્ય, અને ચ્યવનેશ્વર અને સુકન્યાસર; ન્યંકુમતી સાગર સંગમ, ત્યાં અગસ્ત્યાશ્રમ, એની પાસે ઉત્તર બાલાર્ક. પાસે પૂર્વે અન્નપાલેશ્વરી, અને પૂર્વે બે ગાઉએ બાલાદિત્ય એની દક્ષિણે બે ગાઉએ પાતાલ-ગંગા, ગંગેશ્વર વિશ્વામિત્રેશ્વર, બાલેશ્વર, કુબેરસ્થાન, અને ઉત્તર ભદ્રકાલી, નૈઋત્યે કુબેર, તેની પૂર્વે દસગાઉએ પુષ્કર અને અલોગ ધેશ્વર, ઈશાને દસ ગાઉ ઉપર ઈન્દ્ર સ્થાન, અને પાસે ઉત્તરે ચંદ્રસર–ચંદ્રોદકતીર્થ, અને અગ્નિએ ૧૪ ગાઉ ઉપર દેવકુલ (દેલવાડા) એની પશ્ચિમે ઋષિતોયા નદી. એની પશ્ચિમે બેગાઉ ઉપર સંગાળેશ્વર અને ગુપ્તપ્રયાગ? માધવ વિષ્ણુ એની પાસે પૂર્વમાં સિદ્ધેશ્વર, એની ઉત્તરે ૫ ધનુષે ગંધર્વેશ્વર, ઉત્તરે ઉત્તમે(રે)શ્વર, સંગાલેશ્વરની ઈશાને ૭ ધનુષે ત્રિપથગામિનીગંગા, (જેમાં ત્રણ નેત્ર વાળા મત્સ્યો છે) એની પૂર્વે નારદાદિત્ય એની ઉત્તરે સાંબાદિત્ય, એની પૂર્વે કાંઇક અગ્નિએ અપનારાયણ; એની પૂર્વે કાંઇક ઈશાને મૂલચંડીશ;

પછી તપ્તોદકકુંડ ચંડીશથી ઉત્તરે કાંઇક ઈશાને ૪ ધનુષ ચતુર્મુખ ગણપતિ. એની વાયવ્યે ૪ ધનુષે કંબલે-શ્વર; ચંડીશની પૂર્વે ૨૦ ધનુષે ગોપાલસ્વામી હરિ. એની ઉત્તરે ૮ ધનુષે બકુલસ્વામી સૂર્ય. એની વાયવ્યે ૧૬ ધનુષે ઉત્તરાર્ક. દેવકુલ (દેલવાડા) થી અગ્નિએ બે ગાઉ ઉપર સમુદ્ર તટે ઋષિતીર્થ. એની પશ્ચિમે અધકોશ ઉપર મરુદાર્યા દેવી. દેવકુલની પૂર્વે ૧૦ ગાઉ ઉપર શબરસ્થાન મધ્યે ક્ષેમાદિત્ય અને ઉત્તરે (ઉન્નતસ્થાનની દક્ષિણે) કંટકશો-

પછી યાદવસ્થળ—ત્યાં વજ્રેશ્વર, ત્યાંથી હિરણ્યા નદી એની પાસે નાગરાદિત્ય; એની પાસે બલભદ્ર, સુભદ્રા અને કૃષ્ણ ત્યાં બલભદ્રનું શેષનાગ કલેવર, જે તેમણે ત્રિસંગમ તીર્થ પાસે પાતાલવિવરથી છોડયું તે બે ગાઉ વિસ્તારના મિત્રવનમાં શેષ નામથી છે જ્યાં કૃષ્ણ હંતા જરા નામનો કૌલિક લય પામેલો તે ભલ્લ તીર્થે (ભાલકું) એની પૂર્વે રક્ષાર્થે કુમારિકાદેવી તેની ઈશાને હિરણ્યા તટે હીરકક્ષેત્રની રક્ષાર્થે મંત્રાવલિ ક્ષેત્રપાળ હિરણ્યા તટે વિચિત્રેશ્વર સરસ્વતી તટે પર્ણાદિત્યની પશ્ચિમે બ્રહ્મેશ્વર ઋષિતીર્થની પશ્ચિમે પિંગલા-પિંગા-નદી ત્યાં પિંગલાદિત્ય, પિંગાદેવી, શુક્રેશ્વર એની પશ્ચિમે ગોલક્ષ નામે સંગમેશ્વર એની પશ્ચિમે ગંગેશ્વર એની પૂર્વે શંકરાદિત્ય ત્યાંજ શંકરનાથ. હિરણ્યાની ઉત્તરે ગુપ્તેશ્વર, ત્યાંજ ઘંટેશ્વર એની પશ્ચિમે ઋષિતીર્થ; નદાદિત્ય (મંદાદિત્ય) એની પૂર્વે ત્રણ યોજન ઉપર ત્રિતકૂપ એની દક્ષિણે શશાપાન

પ્રાચી સરસ્વતીને ઉત્તર કિનારે પર્ણાદિત્ય. એની પશ્ચિમે સિદ્ધેશ્વર એની દક્ષિણે ન્યંકુમતી નદી. ગોષ્પદની દક્ષિણે વરાહસ્વામી. ન્યંકુમતીની ઉત્તરે છાયાલિંગ ત્યાંજ નંદિની ગુફા ઈશાનમાં કનકનંદા શરભસ્થાનની પૂર્વે કુંભીશ્વર (કુંતીશ્વર) ગગાપથ, ગંગેશ્વર ઉત્તાનગંગા પછી ચમસોદ્‌ભેદ, વિદુરાશ્રમ, પ્રાચી સરસ્વતી, મંકીશ્વર, પાસે જાલેશ્વર, પ્રાચી પાસે ત્રિપુરલિંગત્રય-વિદ્યુન્માલી, તારક અને કપોલ. પછી શંડતીર્થ અને સૂર્યપ્રાચી ઋષિ-તીર્થ પાસે ત્રિનેત્રેશ્વર, દેવિકાનદી, અને ઉમાપતીશ્વર, દેવિકા તટે ભૂધર યજ્ઞવરાહ ત્યાં શૂલસ્થાન-(મૂલસ્થાન)

આદિત્ય. હિરણ્યાની પૂર્વે ચ્યવનાદિત્ય, અને ચ્યવનેશ્વર અને સુકન્યાસર; ન્યંકુમતી સાગર સંગમ, ત્યાં અગસ્ત્યાશ્રમ, એની પાસે ઉત્તર બાલાર્ક. પાસે પૂર્વે અન્નપાલેશ્વરી, અને પૂર્વે બે ગાઉએ બાલાદિત્ય એની દક્ષિણે બે ગાઉએ પાતાલગંગા, ગંગેશ્વર વિશ્વામિત્રેશ્વર, બાલેશ્વર, કુબેરસ્થાન, અને ઉત્તર ભદ્રકોલી, નૈઋત્યે કુબેર, તેની પૂર્વે દસગાઉએ પુષ્કર અને અજોગપેશ્વર, ઈશાને દસ ગાઉ ઉપર ઈન્દ્ર સ્થાન, અને પાસે ઉત્તરે ચંદ્રસર—ચંદ્રોદકતીર્થ, અને અગ્નિએ ૧૪ ગાઉ ઉપર દેવકુલ (દેલવાડા) એની પશ્ચિમે ઋષિતોયા નદી. એની પશ્ચિમે બેગાઉ ઉપર સંગાળેશ્વર અને ગુપ્તપ્રયાગ ? માધવ વિષ્ણુ એની પાસે પૂર્વમાં સિદ્ધેશ્વર, એની ઉત્તરે ૫ ધનુષે ગંધર્વેશ્વર, ઉત્તરે ઉત્તમે(રે)શ્વર, સંગાલેશ્વરની ઈશાને ૧૭ ધનુષે ત્રિપથગામિનીગંગા, (જેમાં ત્રણ નેત્ર વાળા મત્સ્યો છે) એની પૂર્વે નારદાદિત્ય એની ઉત્તરે સાંબાદિત્ય, એની પૂર્વે કાંઈક અગ્નિએ અપનારાયણ; એની પૂર્વે કાંઈક ઈશાને મૂલચંડીશ;

પછી તપ્તોદકકુંડ ચંડીશથી ઉત્તરે કાંઈક ઈશાને ૪ ધનુષ ચતુર્મુખ ગણપતિ. એની વાયવ્યે ૪ ધનુષે કંબલેશ્વર; ચંડીશની પૂર્વે ૨૦ ધનુષે ગોપાલસ્વામી હરિ. એની ઉત્તરે ૮ ધનુષે બકુલસ્વામી સૂર્ય. એની વાયવ્યે ૧૬ ધનુષે ઉત્તરાર્ક. દેવકુલ (દેલવાડા) થી અગ્નિએ બે ગાઉ ઉપર સમુદ્ર તટે ઋષિતીર્થ. એની પશ્ચિમે અધકોશ ઉપર મરુદાર્યા દેવી. દેવકુલની પૂર્વે ૧૦ ગાઉ ઉપર શબરસ્થાન મધ્યે ક્ષેમાદિત્ય અને ઉત્તરે (ઉન્નસ્થાનની દક્ષિણે) કંટકશો-

પિણી દેવી એની પાસે પૂર્વે બ્રહ્મેશ્વર. એની ઉત્તરે ઋષિતોયાને તટે ઉન્નતસ્થાન (દેલવાડા પાસેનું ઊના) ત્યાંજ સ્થલકેશ્વર. એની પૂર્વે કાંઇ અગ્નિએ લિંગદ્વય ત્યાં ઊનામાં બાલબ્રહ્મા એની દક્ષિણે દુર્ગાદિત્ય; એની દક્ષિણે ઋષિતોયા તટે ક્ષેમેશ્વર. અની ઉત્તરે વાયવ્યમાં ગણનાથ વિનાયક; ઋષિતોયાને બીજે તટે પણ ગણપતિ. એની ઉત્તરે મહાકાલેશ્વર, ઈશાને મહાદેવ તીર્થ, જે અર્ધા કોશના ઘેરાવાનું છે એની વાયવ્યે સંગમેશ્વર. દેવકુલની ઉત્તરે બે ગાઉ ઉપર ઉત્તમસ્થાન ? એની ઉત્તરે ૧૨ ધનુષે ઉન્નતવિનાયક. ઉન્નતસ્થાનની ઉત્તરે યોજન ઉપર તપ્તોદકસ્વામી-તપ્તકુંડ, તલસ્વામી (તુલશીશ્યામ) એની પૂર્વે કાલમેઘ ક્ષેત્રપ એની દક્ષિણે ૫ ધનુષે તપ્તોદ કુંડો (જે આજે પણ છે) અને કુંડની પૂર્વે ૨૫ ધનુષે રુકિમણી દેવી, પૂર્વે ભદ્રા નદી અને બલદેવે સ્થાપેલા હુવોસેક્રુ ૨, ક્ષેત્રના પરિધિસ્થાને મધુમતી નદી એની નૈર્ઋત્યે ખંડઘટા, ત્યાં સમુદ્ર તટ પાસે (?) પિંગેશ્વર, ત્યાં સાત કુઆઓ; ભદ્રાસાગરસંગમ જળસ્વામીની પશ્ચિમે ન્યંકુમતીતટે દક્ષિણ દિશમાં શંખાવતી. ચિત્રાંકિતા શિલા છે. ગોષ્પદ(મોક્ષદ) તીર્થ ન્યંકુમતીમાં છે. એની પાસે અનંત નાગેન્દ્ર, ગોષ્પદની દક્ષિણે સાગરતટે ન્યંકુ પાસે નારાયણગૃહ દેવિકાતટે જાલેશ્વર. દેવિકા કાંઠે હુંકારથી આજે પણ જેમાં પાણી આવે છે તે હુંકારકૂપ ત્યાં ચંડીશ્વર શશિભૂષણની વાયવ્યે આશાપુર ગણપતિ એની પાસે દક્ષિણે નર્ઋત્યે ચંદ્રેશ્વર અને કેલાકુંડ શશિભૂષણની પૂર્વે અને કોટિતીર્થની પશ્ચિમે જરદ્‌ગવેશ્વરની દક્ષિણે ને સમુદ્રની ઉત્તરે કપિલક્ષેત્ર અને કપિલેશ્વર અને નદી કપિલધારા ગુપ્તરૂપે છે. કપિલેશ્વરની ઈશાન ઉત્તરે જરદ્‌ગવેશ્વર અને ત્યાં.

અંશુમતિ નદી. એની પૂર્વે ૧૮૦ ધનુષ ઉપર હાટકેશ્વર-નલેશ્વર. એની ઉત્તરે કર્કોટકાર્ક. નલેશ્વરની પૂર્વે ૧૦૦ ધનુષે હાટકેશ્વર ત્યાં ચિંતામણિની પૂર્વે ઈશાનમાં ૩ ધનુષે અગસ્ત્યાશ્રમ.

ત્યાંથી પશ્ચિમે નારદેશ્વરી, ભીમેશ્વરની પાસે મંત્ર-વિભૂષણાદેવી. ભલ્લતીર્થની પૂર્વે યોગિનીચક્રની દક્ષિણે દુર્ગ-કૂટક (ધર્મકૂટક) ગણપતિ ત્યાંથી કૌરવેશ્વરી. દુર્ગકૂટથી દક્ષિણે ૫૦૦ ધનુષે સુપર્ણેલા ભૈરવી. ત્યાં સુપર્ણકુંડ. એની પશ્ચિમે. ભલ્લતીર્થ (ભાલકું) ત્યાં ભલ્લથી હણાયેલા વિષ્ણુએ (કૃષ્ણે) શરીર છોડ્યું. અર્ધાર્ધ યોજનના તે મિત્રવનમાં યુગેયુગે વિષ્ણુની સંસ્થિતિ (મૃત્યુ) છે. તે વૈષ્ણવતીર્થ છે. કર્દમાલ તીર્થ. એની પશ્ચિમ વાયવ્યે ગુપ્તેશ્વર ( ગુપ્ત સોમેશ્વર ). હિરણ્યાની પૂર્વે બહુસુવર્ણેશ્વર. શુક્રસ્થાનની પાસે શૃંગેશ્વર. હિરણ્યા તટે ઘોટકા સ્થાન અને માર્કંડેશ્વર ઈશાને કોટિનગર (કોડીનાર ?). અને એમ દક્ષિણે એક યોજને કોટીશ્વર, નારાયણ તીર્થ અને શાંડિલ્ય વાપી. સુંગ-સર અને પાસે શુંગેશ્વર, મંકુકેશ્વર ત્યાં કોટીહ્રદ, અને કોટીશ્વર, અને એક યોજને ત્રિતકૂપતીર્થ. ગોષ્પદની ઉત્તરે ૪ ગાઉ ઊપર વલાયતીર્થ. ત્યાં એકાદશરુદ્ર લિંગ. હિરણ્યા કાંઠે તુંડપુર. ઘર્ઘરહ્રદ ને કંદેશ્વર, ઈંદ્રેશ્વરની પશ્ચિમે ને અર્ક ભાસ્કરથી પૂર્વે સંવર્તેશ્વર. હિરણ્યાની ઉત્તરે સિદ્ધિ સ્થાનો ને અનેક લિંગો. ૧૦૦ વજ્રિણી તટે ૧૯ ન્યંકુમતીતટે ૧૨૦૦ કપિલા તટે ૬૦ અને સરસ્વતી તટે અગણિત લિંગો છે. આમ પંચકુલા લિંગમાલા છે. પ્રભાસમાં સરસ્વતી પંચ

ઓના છે. અને દ્વાદશ યોજનનું તીર્થ છવાયું છે*

---

* શ્રી ઉમાશંકર જોશી કૃત "પુરાણોમાં ગૂજરાત"માંથી પ્રભાસ-ક્ષેત્રમાંથી આ ઉતારો કર્યો છે. આમાં આપણા પુસ્તકમાં જે જે ઉલ્લેખો આવે છે તેવાં નામો મોટા કાળા અક્ષરમાં છાપ્યાં છે કેટલાંક નામો આમાં બે વાર પણ આવે છે. એ પુરાણની રીત છે. આ ઉપરથી એક સમયે પ્રભાસ ક્ષેત્રમાં કેટનાં તીર્થો અને મંદિરો હશે એનો ખ્યાલ આવે. તે સમયના સમાજનો પણ ખ્યાલ આવે. આમાનાં કેટલાક આજે પણ છે. આમા પુરાણકારે પ્રાચીન પરંપરાથી ગણાતાં સ્થળો, અને પછી છેક ભીમદેવના સમય સુધીનાં સ્થળો પુરાણમા વખતોવખત ઉમેરેલાં હોય એમ જણાય છે.

# પરિશિષ્ટ આં લેખો.

## प्रभासपाटणमां भद्रकालीना मंदिरमां राजा कुमारपालना समयनो शिलालेख*

### श्री गंडभावबृहस्पतिनी प्रशस्ति ।

### अक्षरान्तर.

१ ॐ नमः शिवाय येनाहं भवतः सहे सुरधुनीमंतर्ज्जटानामतः कर्णे लालयसि क्रमेण कितवोत्संगेऽपि तांधार्यसि इत्यद्रेः सुतया सकोप

२ (मुखयो) र्क्कोवोचदार्ये भ्रुवोर्भुर्पेयं गुरुगंडकीर्तिरिति वः सोव्याद्भवानीप्रियः १ श्रीविघ्नराजविजयस्वनमोऽस्तु तुभ्यं वाग्देवते त्यज नवोक्तिषि

* Histrical Inseriptions of Gujrat II. પૃ. ૬૧. આ લેખ ભદ્રકાલીના મંદિરમાંથી મળ્યો છે. વલભની સંવત ૭૫૦ અષાઢ માસ, વિ. સં. ૧૨૨૫ નો લેખ છે. સંસ્કૃત પદ્યમાં છે અને, લિપિ નાગરી છે મોટી કાળી શિલા ૨૮'×૧૮ ઇંચના માપની છે. એમાં કોતરેલો છે. ૫૪ પંક્તિઓ છે. કેટલીક લીટીમાં અક્ષરો ઘસાઈ જવાથી દેખાતા નથી.

३ धि यतोहं जिह्वे समुक्ष्स सखि प्रकरोमि यावत् सर्वेश्वरप्रवर-
गंडगुणप्रशस्ति २ सोमः सोस्तु जयी समरांगदहनो यं
निर्म्मलं निर्म्ममे गौर्या शाप

४ (वलेन वै) कृतयुगेऽव्ययत्वं मौपेयुपां प्रादात्पाशुपतार्थसाधु-
सुधियां य स्थानमेतत्स्वयं कृत्वा स्वामथ पद्धतिं शशि-
भृतो देवस्य तस्याज्ञया

५ २ कलौ किंचिद्गतिक्रान्ते स्थानकं वीक्ष्य विप्लुतं तदुद्धारकृते
शंभुर्नंदीश्वरमथादिशत् ४ । अस्ति श्रीमतिकान्यकुब्जविषये
वारासणी विश्रु

६ (ता) पुर्यस्यामधिदेवताकुलगृहं धर्म्मस्य मोक्षस्य च तस्यामी-
श्वरशासनाद्द्विजपतेर्गेहे स्वजन्मगृहं चक्रे पाशुपतव्रतं च
विदधे नंदीश्वरः

७ (सर्वेवि) त् ५ तीर्थविधानाय भूभुजां दक्षिणाय च स्थानानां
रक्षणार्थाय निर्ययौ स तपोनिधिः ५ श्रीमद्भावबृहस्पति.
समभव

८ (सद्धि) धविश्वार्चितो नानातीर्थकरोपमानपदवीमासाद्य धारां
पुरीं संप्राप्तो नकुलीशसन्निभतनुः संपूजितस्तापसैः
कंदर्प्पप्रतिभश्च

९ (शाल) मखिलस्वीयागमोद्घाटनं ७ यत्पन्मालवकान्यकुब्ज-
विषयेऽवंत्यां सुतप्तं तपो नीता शिष्यपदं प्रमारपतयः
सम्य ग्दा पालिताः

१० मीतः श्रीजयसिंहनृपतिर्भ्रातृ यमात्यंतिकं तेनैवास्य जगत्त्रयी
परिलसयाद्यापि धीजृंभितं ८ संसारावतरस्य कारण

११ मसौ संस्मारितः शंभुना स्थानोद्धारनिबंधन प्रति मतिं चक्रे
पवित्राशय. तस्मिन्नेन दिने कृतांजलिपुटः श्रीसिद्धराजः
स्वयंचक्रे ऽ

१२ मुख्यमहत्तरत्वमसमंचार्यत्वम यादरात् ९ तस्मिन्नाकमुपेयुषि
क्षितिपतौ तेजोविशेषोदयी श्रीमद्वीरकुमारपालनृ

१३ पतिस्तद्राज्यसिंहासनं आचक्राम झटित्यमर्चिन्त्यमहिमाबलाद-
धाराधिपः श्रीमज्जांगलभूपकुंजरशिरः संचारपंचाननः
१० एवं

१४ राज्यमनारत विदधति श्रीवीरसिंहासने श्रीमद्वीरकुमारपाल-
नृपतौ त्रैलोक्यकल्पद्रुमे गंडो भावबृहस्पतिः स्मररि-
पोरुद्वीक्ष्य

१६ देवालयं जीर्णं भूपतिमाह देसदनं मोद्धर्तुमेतद्वचः ११ आदे-
शात् स्मरशासनस्य सुहृत्प्रासादनिष्पादकं चातुर्जातक-
संमत स्थिर

१६ धियं गार्गेयवंशोद्भवं श्रीमद्भावबृहस्पतिं नरपति सर्वेश-
गंडेश्वरं चक्रे तं च सुगोत्रमण्डलतया ख्यातं धरित्रीतले १२
दत्वालंकरणं क

१७ रेण वु गलेभ्यात्कंव्य मुक्त्या प्रणम्याग्रतः उत्सार्या ममहत्तमं
निजतमामुच्छिद्य मुद्रामदात् स्थानं भव्य

१८ पुराणपद्धतियुतं निस्तन्त्रभक्तव्ययं १३ प्रासादं यद्कारयत् स्मररिपोः कैलासशैलोपमं भूपालस्तदतीव हर्षमगमत् प्रोचाच प्रोवाच चेदं वचः श्री

१९ मद्गंडमहामर्ति प्रतिमया गंडत्वमेतत्तव मत्त संप्रतिपुत्रपौत्र-सहितायाचंद्रतारारुणं १४ सौवर्णं सोमराजो रजतमय-मथो रावणोदार

२० वीर्य कृष्ण श्रीभीमदेवो रुचिरतरमहाप्रावमी रत्नकूटं तं कालाज्जीर्णमेष क्षितिपतितिलको मेरुसंज्ञं चकार प्रासादः सप्रभावः सकल

२१ गुणनिधेर्गंडसर्वेश्वरस्य १६ पश्चाद्गुर्जरमंण्डलक्षितिभूजासंतोष-हृष्टामना दत्तो ब्रह्मपुरीति नामविदितो ग्रामः सवृ-क्षोदकः कृत्वा

२२ त्रैपुरता (प्र) शासनविधिं श्रीमण्डलीसन्निधौ त्वत्पुत्रैस्त-दनुव्रतैः स्वकुलजैः संभूज्यतां स्वेछाय १६ उद्धृत्य स्थानकं यस्मात्कृतं सोमच्चवस्थयाब्रहस्प

२३ तिसमो गण्डो नाभून्न भविता परः १७ बहुकुमतिभगंडै-र्द्रव्यलोभाभिभूतैर्नृपकुलविवृदैर्नाशितं स्थानमेतत् सपदि तु गुरुगंडेनोद्धृतं दंतं

२४ कोटीस्थितधरणिवराहस्पर्द्धया लीलयैव १८ के के नैव विडंबिता नरपतेरग्रे विपक्षव्रजा केषां नैव मुखं कृतं समलिनं केषां न दर्पो हृतः

२५ :केषां नापहृतं पदं दृढतया दत्वा पदं मस्तके के वानेन विरोधिनो न बलिनाभिक्षामत माहिता १९ सुस्थामभिर्वा- हिरिदं बहुभिर्यदीयैर्गाढं गुणे ।

२६ नियमितं यदि नाभविष्यत् नून तदंतरखिलं सुभृतं यशोभि- र्ब्रह्मांडभाण्डकमणु स्फुटमस्फुटिष्यत् २० यद्रूपेक्षणवांछया शतमखो धते सहस्रं

२७ दृशां यन्निसीमगुणस्तुतौ धृतधियो धातुश्चतुर्वक्रता यन्माहात्म्य- भराचलेति वसुधा गोत्राचलैः कीलिता यत्कीर्तिर्न भुवि प्रयास्यति ततो नूनं त्रिलोकीकृता

२८ २१ उद्धृत्य वृत्तयो येन सबाह्याभ्यंतरस्थिताः चातुर्जातक- लोकेभ्यः संप्रदत्ता यशोर्थिना २२ स्वमर्यादां विनिर्म्माय स्थानकोद्धा

२९ रहेतवे पंचोत्तरां पंचशतीमार्याणां योभ्यपूजयत् २३ देवस्य दक्षिणे भागे उत्तरस्यां तथा दिशि विधाय विषमं दुर्गं प्रावर्द्धयत यः पुरं २४ गौ

३० र्यां भीमेश्वरस्याथ तथा देवकपर्द्दिनः सिद्धेश्वरादिदेवानां यो हेमकलशान् दधौ २५ नृपशालां च यश्चक्रे सरस्वत्याश्च कूपिकां महानसस्य

३१ शुद्ध्यर्थं सुस्नापनजलाय च २६ कपर्दिनःपुरोभागे सुस्तंभां पट्टशालिकां रौप्यप्रणालं देवस्य मन्डुकासनमेवच २७ पापमोचनदेवस्य प्रासादं जी

३२ पंमृद्धृतं तत्र त्रीन् पुरुषांश्चके कयां सोपात्तमेव च २८ युग्मं
येना क्रियंत बहुशो ब्राह्मणानां महागृहाः विष्णुपूजनवृत्तीनां
यः प्रोद्धारमचीकरत् २९

३३ नवीननगरस्यांतः सोमनाथस्य चाध्वनि निर्मिते वापिके द्वे
च तत्रैवापरचंडिका ३० गंडेनाकृत वापिकेयममला स्फार-
प्रमाणामृतप्रख्या स्वादुजला

३४ सहेलविलसद्धुन्काफोलाहलै भ्राम्यद्रितरारघट्टघटिका मुक्तां-
बुधाराशतैर्या पीतं घटयोनिनापि हसतीवांभोनिधिं लक्ष्यते
३१ शशि

३५ भूषणदेवस्य चंडिकां सन्निधिस्थितां यो नवीनां पुनश्चके
स्वश्रेयोराशिलिप्सया ३२ सूर्याचंद्रमसोर्ग्रहे प्रतिपदं येना-
श्रिताः साधवः सर्वज्ञा प

३६ रिंपूजिताद्विजवरादानैः समस्तैरपि सद्वृत्पंचसु पर्वसु क्षितित-
लख्यातैश्च दानक्रकमैर्येन क्ष्मा परितोषिता गुणनिधि. क
(स्तत्समोन्य पुमान् ३३)

३७ भक्ति स्मरद्विषि रतिः परमात्मदृष्टौ श्रद्धा श्रुतौ व्यसनिता च
परोपकारे क्षांतौ मतिः सुचरितेषु कृतिश्च यस्य विश्वंभरेऽपि
च नुतिः सुतरां सुखाय ३४

३८ एतस्याभवदिंदुसुंदरमुखी पत्नी प्रसिद्धान्वया गौरीवत्रिपुरद्विषो
विजयिनी लक्ष्मीर्मुरारेरिव श्रीगंगेव सरस्वतीव यमुने
वेदामकीर्त्या गिरा कांया

३९ सोढलसंभवाभूवि महादेवीति आ विश्रुता २६ लावण्य नव-
चंपकोद्गतिरथो बाहुः शिरीषावली दृष्टिः क्रौंच..,.

४० नहासः कुंदममंदरोभकुसुमान्युचा कपोलस्थकी यस्या मन्मथ-
शिल्पिना विरचितं सर्वर्तुलक्ष्म्या वपुः २६....

४१ सिद्धार्थस्त्वारस्ते दशरथसमेनास्य पुत्रोपमानाः आयस्तेषाम-
भवदपरादित्यनामा ततोभूद्वन्नादि त्म.......(अे)

४२ (न्य:) सोमेश्वर इति कृती भास्करश्चावरोभूदेते रामादिभिरू-
पमिता नत्यसौभ्रात्रयुक्ताः नि........

४३ द्रवविनिहिताबाहवः श्रीमुरारेः ३८ धन्या सा जननी नूनं स
पिता विश्वरोत्तरं यावन्जी........

४४ दलोपरि लुठत्पानीयबिंदूपमा लक्ष्मीः संभूतवाजिचामरगना-
विद्युद्विलासस्य भा........

४५ येन गुणिना कीर्तिः परं संचिता ४० सन्वेनाद्य शिविदधी-
चिरथवा तीव्राज्ञया रा (वण)........

४६ युधेष्ठिरः क्षितिपतिः किं वा बहु ब्रूमहे इत्येतेभिधया बृहस्पति
तया सर्वेपि......

४७ कुमारपालस्य भागिनेयो महाबलः ४२ प्रेमलदेव्यास्तनयं.
भोजः........श्रीसोम

४८ नाथपूजा यच्छशांकग्रहणक्षणे कारितो गंडराजे १ तेन प्रीतिमगा

५९ यथाक्रमं ४५ हिरण्यतटिनी पापमोचनसन्निधौ गंडत्रि....

६० (ददौ) तस्मै महेश्वरनृपाग्रणीः ४७ शासनीकृत्य ददता ग्राम

६१ (वंशप्र) भवैः पुत्रपौत्रकैः प्रमदामिश्र यावच्चंद्रा...

६२ (गंडगु) णप्रशस्तिं चकार यः शीघ्रकविः सुकाव्यैः ५०...

६३ (५१) लक्ष्मीधरसुतेनेयं लिखिता रुद्रसुरिणा....

६४ लक्ष्मीसंवत ८५० आषा.......!

## ભાષાન્તર

(૧) શિવને નમસ્કાર હોજો ભવાનીપ્રિય શંકરને તેની કોપિત સહચારિણીએ "તમારી જટામાં હું ગંગાની હાજરી સહન કરું છું તેથી એ શું? તમે તમારી કર્ણમાં તેની લીના કરાવો છો અને કેમ તમે તમારા અંકમાં લીધી છે" એમ ઉચ્ચાર્યા ત્યારે શ્રી શંકરે કહ્યું કે નારીઓમાં શ્રેષ્ઠ! ગુરૂ ગંડની આ કીર્તિ મારી ભમરનું ભૂષણ માત્ર છે તે (શંકર) તમારી રક્ષા કરો

(૨) વિઘ્નરાજ ગણપતિ જય પામો હું તમને નમન કરું છું સત ગંડના ગુણોની પ્રશસ્તિનું કાર્ય કરું ત્યાં સુધી મારો વાણી પ્રવાહ ચાલુ રહે તે માટે સરસ્વતિ મને નવોક્તિની શક્તિની પ્રસાદી અર્પો

(૩) કામદેવના અંગને ભસ્મ કરનાર શંકરથી પવિત્ર થયેલો, અને તેને શિર પર ધારનાર દેવની આજ્ઞાથી પોતેજ પ્રસારેલી આ પદ્ધતિ સત્યુગમાં પાર્વતીની શાપથી અદશ્ય થયેલા પશુપત મતના બુદ્ધિમાન અનુયાયીઓને આપી દેનાર ઋષિનો વિજય થાઓ

(૪) જ્યારે કલિયુગનો થોડો સમય વહી ગયો ત્યારે શંકરે મંદિરને જીર્ણ હાલતમાં જોઇ નન્દીશ્વરને તેનો ઉદ્ધાર કરવા આજ્ઞા કરી

(૫) શ્રી કાન્યકુબ્જ વિષયમાં વારાણસી નગરીમાં જે દેવતાનું, ધર્મનું અને મોક્ષનું સ્થાન હતું તે વિખ્યાત પુરીમાં દ્વિજ-

વરના ઘરમાં શીવની આજ્ઞાથી નન્દીશ્વરે જન્મ લીધો અને પશુપતિનું મત કર્યું.

(૬) તે તપનો નિધિ યાત્રાઓ માટે, નૃપોને દીક્ષા આપવા માટે અને પશુપતિનાં સ્થાનોની રક્ષા કરવા માટે નીકળ્યો.

(૭) અતિ વિદ્વાન, અખિલ જગતથી પૂજિત, ત્રિવિધ યાત્રા કરનારાઓના ઉપમાનની પદવી પ્રાપ્ત કરનાર, નકુલિશ સમાન દેહવાળો, મુનિઓથી પૂજાતો, કામદેવ સમાન, અને તેનો પોતાનો આગમ સ્પષ્ટકરતાં એકત્ર મૂકેલાં શાસ્ત્રો સમાન, ભાવ બૃહસ્પતિ ધારપુરી ગયો.

(૮) માલવા અને કાન્યકુબ્જ અને ઉજ્જનમાં કરેલા તપથી, પરમારોને તેના શિષ્ય બનાવી, મઠોનું સુરક્ષણ કરીને અને તેની સાથે અતિ પ્રસન્ન થએલા જયસિંહદેવ નૃપનો ભ્રાતૃભાવ પ્રાપ્ત કરીને, ત્રિભુવનમાં ભાવબૃહસ્પતિની મતિ સૌથી ઉજ્જવળ ભાસે છે.

(૯) આ જગમાં તેના જન્મનું કારણ શંભુએ સ્મરણ કરાવ્યાથી, પવિત્ર મનના ભાવબૃહસ્પતિએ મંદિરનો ઉદ્ધાર કરવા વિચાર કર્યો તે દિવસે સિદ્ધરાજે અંજલિ કરી ને તેને સર્વથી શ્રેષ્ઠ માન આપ્યું અને અતિશ્રદ્ધાથી તેની સેવા કરી.

(૧૦) જ્યારે તે નૃપ સ્વર્ગમાં ગયો ગયો ત્યારે અચિંત્ય મહિમાવાળો, બલ્લાદેશ અને ધાર નગરીનો સ્વામી જાંગલમાં ધનવાન નગરનાં રાજા સમાન રાજાઓનાં શિરપર તરાપ મારતો સિંહ સમાન અને પોતાના શૌર્યથી તેજસ્વી એવો કુમારપાલ રાજા ગાદી પર આવ્યો.

(૧૧) ત્રિભુવનમાં કલ્પતરૂ સમાન શ્રી કુમારપાલ રાજા રમ્ય અને વિજયી સિંહાસનપર રાજ્ય ચલાવતો ત્યારે ગંડ ભાવબૃહસ્પતિએ શિવનું મંદિર જીર્ણ સ્થિતિમાં જોઈ તે દેવનું મંદિર ઉદ્ધારવા રાજાને કહ્યું.

(૧૨) શંકરના શાસનથી મહાન મંદિર બંધાવનાર, ચાર વર્ણોથી માન પામેલા, ૬૯ મનના, ગાર્ગેય ગોત્રમાં જન્મેલા શ્રી બૃહસ્પતિને પૃથ્વી પર ગંડેશ્વરના નામથી વિખ્યાત, ગોત્રમંડલમાં શ્રેષ્ઠ હોઈ સર્વનો સ્વામિ કુમારપાલે બનાવ્યો

(૧૩) તેણે (કુમારપાલે) તેના સ્વહસ્તથી તેને અલંકાર કર્યા તેના કંઠપર મૌક્તિક માળા મૂકી, બે ચરણને ચંદનનો લેપ કર્યો, આદરથી શિવ તેની આગળ નમાવ્યું, મમતા મૂકી તેને પોતાની મુદ્રા આપી, અને પુરાણ ધર્મનું પાલન થયું અને નિત્યે અન્ન વહેંચાતું તે સ્થાનનું દાન કર્યું

(૧૪) કૈલાસ પર્વત સમાન શંકરનું દેવાલય બનેલું જોઈ નૃપે અતિ પ્રસન્ન થઈ મહામતિ વાળા શ્રીમદ્ ગંડને આ પ્રમાણે કહ્યું–
"હું તમને ગંડનું પદ તમારા પુત્રો પૌત્રોને શશિ, તારા અને સુર્યના અસ્તિત્વ કાળ સુધી અર્પણ કરું છું

(૧૫) સર્વનો સ્વામિ અને ગુણનો નિધિ તેવા ગંડનું મંદિર સોમરાજે સુવર્ણથી બનાવ્યું, રાવણ સમાન બલવાન કૃષ્ણે રૂપાનું બનાવ્યું અને શ્રી ભીમદેવે મોટા સરસ પત્થર અને ઘણા રત્નોથી જડિત બનાવ્યું સમય જતા તે જીર્ણ થવાથી તેનો ઉદ્ધાર શ્રેષ્ઠ અને મહાન વિખ્યાત નૃપથી થયો અને મેરૂ નામ અપાયું

(૧૬) અતિ પ્રસન્ન થએલા ગુર્જર દેશના નૃપે વૃક્ષ, જળ વગેરે સહિત બ્રહ્મપુરી નામનું ગામ આપી સભા સમક્ષ ત્રાંબાના પતરા ઉપર લેખિત શાસનથી પુત્રો, પૌત્રો અને વંશજોને પ્રતિબંધ વિના ઉપભોગ માટે આપ્યું.

(૧૭) બૃહસ્પતિ સમાન આ ગંડે સોમની વ્યવસ્થાથી (સહાયથી) મંદિર પુનઃ બાંધ્યું, એથી સ્પષ્ટ થાય છે કે પૂર્વે કદિ આવો પુરૂષ થયો નથી અને ભાવિમાં થશે નહિ

(૧૮) આ મંદિરનો નાશ રાજાઓના દુષ્ટ, કુમતિ, અને લોભથી અંધ થએલા સચિવોથી થયો હતો! તેનો

વરના ઘરમાં શીવની આજ્ઞાથી નન્દીશ્વરે જન્મ લીધો અને પશુપતિનું વ્રત કર્યું.

(૬) તે તપનો નિધિ યાત્રાઓ માટે, નૃપોને દીક્ષા આપવા માટે અને પશુપતિનાં સ્થાનોની રક્ષા કરવા માટે નીકળ્યો.

(૭) અતિ વિદ્વાન, અખિલ જગતથી પૂજિત, વિવિધ યાત્રા કરનારાઓના ઉપમાનની પદવી પ્રાપ્ત કરનાર, નકુલિશ સમાન દેહવાળો, મુનિઓથી પૂજાતો, કામદેવ સમાન, અને તેનો પોતાનો આગમ સ્પષ્ટકરતાં એકત્ર મૂકેલા શાસ્ત્રો સમાન, ભાવબૃહસ્પતિ ધારપુરી ગયો.

(૮) માલવા અને કાન્યકુબ્જ અને ઉજ્જનમાં કરેલા તપથી, પરમારોને તેના શિષ્ય બનાવી, મઠોનું સુરક્ષણ કરીને અને તેની સાથે અતિ પ્રસન્ન થએલા જયસિંહદેવ નૃપનો ભ્રાતૃભાવ પ્રાપ્ત કરીને; ત્રિભુવનવનમાં ભાવબૃહસ્પતિની મતિ સર્વથી ઉજ્જવળ ભાસે છે.

(૯) આ જગમાં તેના જન્મનું કારણ શંભુએ સ્મરણ કરાવ્યાથી, પવિત્ર મનના ભાવબૃહસ્પતિએ મંદિરનો ઉદ્ધાર કરવા વિચાર કર્યો તે દિવસે સિદ્ધરાજે અંજલિ કરી ને તેને સર્વથી શ્રેષ્ઠ માન આપ્યું અને અતિશ્રદ્ધાથી તેની સેવા કરી.

(૧૦) જ્યારે તે નૃપ સ્વર્ગમાં ગયો ગયો ત્યારે અચિંત્ય મહિમાવાળો, ભલાદેશ અને ધાર નગરીનો સ્વામી જાંગલમા ધનવાન નગરનાં ગજ સમાન રાજાઓનાં શિરપર તરાપ મારતો સિંહ સમાન અને પોતાના શૌર્યથી તેજસ્વી એવો કુમારપાલ રાજા ગાદી પર આવ્યો.

(૧૧) ત્રિભુવનમાં કલ્પતરૂ સમાન શ્રી કુમારપાલ રાજા રમ્ય અને વિજયી સિંહાસનપર રાજ્ય ચલાવતો ત્યારે ગંડ ભાવબૃહસ્પતિએ શિવનું મંદિર જીર્ણ સ્થિતિમાં જોઈ તે દેવનું મંદિર ઉદ્ધારવા રાજાને કહ્યું.

(૧૨) શંકરના શાસનથી મહાન મંદિર બંધાવનાર, ચાર વેદોથી જ્ઞાન પામેલા, ૬૮ મનના, ભાર્ગવ ગોત્રમાં જન્મેલા શ્રી બૃહસ્પતિને પૃથ્વી પર ગંડેશ્વરના નામથી વિખ્યાત, ગોત્રમંડલમાં શ્રેષ્ઠ હોઈ સર્વનો સ્વામિ કુમારપાલે બનાવ્યો.

(૧૩) તેણે ( કુમારપાલે ) તેના સ્વહસ્તથી તેને અલંકાર કર્યા. તેના કંઠપર મૌક્તિક માળા મૂકી, બે ચરણને ચંદનનો લેપ કર્યો, આદરથી શિષ તેની આગળ નમાવ્યું, મમતા મૂકી તેને પોતાની મુદ્રા આપી, અને પુરાણ ધર્મનું પાલન થયુ, અને નિત્ય અન્ન વહેંચાતું તે સ્થાનનું દાન કર્યું.

(૧૪) કૈલાસ પર્વત સમાન શંકરનું દેવાલય બનેલું જોઈ નૃપે અતિ પ્રસન્ન થઈ મહામતિ વાળા શ્રીમદ્ ગંડને આ પ્રમાણે કહ્યું– " હું તમને ગંડનું પદ તમારા પુત્રો પૌત્રોને શશિ, તારા અને સૂર્યના અસ્તિત્વ કાળ સુધી અર્પણ કરું છું.

(૧૫) સર્વનો સ્વામિ અને ગુણનો નિધિ તેવા ગંડનું મંદિર સોમરાજે સુવર્ણથી બનાવ્યુ; રાવણ સમાન બલવાન કૃષ્ણે રૂપાનું બનાવ્યું અને શ્રી ભીમદેવે મોટા સરસ પત્થર અને ઘણા રત્નોથી જડિત બનાવ્યું. સમય જતા તે જીર્ણ થવાથી તેનો ઉદ્ધાર શ્રેષ્ઠ અને મહાન વિખ્યાત નૃપથી થયો અને મેરૂ નામ અપાયું.

(૧૬) અતિ પ્રસન્ન થએલા ગુર્જર દેશના નૃપે વૃક્ષ, જળ વગેરે સહિત બ્રહ્મપુરી નામનું ગામ આપી સભા સમક્ષ તાંબાના પતરા ઉપર લેખિત શાસનથી પુત્રો, પૌત્રો અને વંશજોને પ્રતિબંધ વિના ઉપભોગ માટે આપ્યું.

(૧૭) બૃહસ્પતિ સમાન આ ગંડ સોમની વ્યવસ્થાથી ( સહાયથી ) મંદિર પુનઃ બાંધ્યું, એથી સ્પષ્ટ થાય છે કે પૂર્વે કદિ આવો પુરુષ થયો નથી અને ભાવિમાં થશે નહિ.

(૧૮) આ મંદિરનો નાશ રાજાઓના કુષ્ટ, કુમતિ, અને લોભથી ઞ્ધ થએલા સચિવોથી થયો હતો ! તેનો

ઉદ્ધાર ભૂમિને દાંત પર ધારણ કરનાર મહાન્ વરાહ ભગવાનની સ્પર્ધા કરતા હોય તેવી રીતે લીલા માત્રમાં શુરૂ ગડે કર્યો.

(૧૯) તે પ્રતાપીથી નૃપની સમક્ષ કયા શત્રુઓ અજિત રહ્યા હતા? કોના મુખ કલંક વિનાના રહ્યાં હતા? કોનો દર્પ ઉતર્યો ન હતો? કોની સ્થિતિ તેમનાં મસ્તકો પર તેનો ચરણ મૂકીને બલથી તેણે હલાવી નહની? અને કયા શત્રુઓ ભિક્ષુક થયા નહતા?

(૨૦) આ વિશ્વનો કુંભ બાહ્ય ભાગમાં તેના સદ્ગુણોથી સારી રીતે દબાયો નહોત તો જરૂર તે તેની અંદરના મહાન યશથી ફૂટી જાત.

(૨૧) ખરેખર! ઇંદ્રે તેનું રૂપ નિહાળવા સહસ્ત્ર ચક્ષુ ધારણ કર્યાં છે, બ્રહ્માને તેના અસંખ્ય ગુણનું ગાન કરવાના નિશ્ચયથી ચાર મુખ ધારવા પડયાં છે. તેના મહિમાથી ધ્રુજેલી પૃથ્વી પર્વતોથી સ્થાનમાં રખાઈ છે. અને પૃથ્વી ન સમાવી શકે તે યશ સમાવવા ત્રણ ભુવન સર્જેલાં ભાસે છે.

(૨૨) યશની પ્રાપ્તિના અભિલાષથી તેણે ચાર વર્ણેના ચાર બાહ્ય અને ચાર અભ્યન્તર કર્મોનો ઉદ્ધાર કરીને પ્રત્યેક વર્ણને એક એક આપ્યાં.

(૨૩) મર્યાદા નિર્માણ કરીને દેવાલયના યોગ્ય સ્થાનના ઉદ્ધાર માટે તેણે પાંચસો પંચાવન (૫૫૫) સંતોની પૂજા કરી.

(૨૪) મંદિરની દક્ષિણમાં અને ઉત્તરમાં મજબુત દુર્ગ બંધાવી નગરનો વિસ્તાર કર્યો.

(૨૫) ગૌરી, ભીમેશ્વર, કપર્દિ (શિવ), સિદ્ધેશ્વર વગેરે દેવો (નાં મંદિરો) પર તેણે સુવર્ણના કળશો મૂકયા.

(૨૬) નૃપોને એકત્ર ભેગા મળવા માટે દરબાર બનાવ્યો. રસોઈ અને સ્નાન માટે શુદ્ધ જળ માટે સરસ્વતીનો વાપી બંધાવી.

(૨૭) શંકરના મંદિરના અગ્ર સ્થાનમાં સુંદર સ્તંભના આધારવાળો એક ઓરડો બનાવ્યો અને રૂપાના જલમાર્ગવાળુ મંડૂકના આકારનું શિવનું આસન બનાવ્યું.

(૨૮) પાપમોચન દેવના મંદિરનો ઉદ્ધાર કરાવ્યો, માણસની ત્રણ પ્રતિમા કરી અને નદીમાં પગથીયાં બંધાવ્યાં.

(૨૯) દ્વિજો માટે વિશાળ ગ્રહો બંધાવ્યાં અને વિષ્ણુની પૂજાને સહાય કરી.

(૩૦) સોમનાથના માર્ગ ઉપર નવા નગરમાં બે વાપી કરાવ્યાં અને અપર ચંડિકાની ત્યાં સ્થાપના કરી.

(૩૧) ગંડથી કરાવેલી આ વાપી વિસ્તારવાળી છે અને તેનું જળ મધુર છે અને અમૃત કહેવાય છે. આ વાપી જે રમ્ય તરંગોનો ધ્વનિ કરે છે અને જેના જળનું પાન અનેક પીતળની ડોલથી થાય છે. તે ઘટમાંથી પ્રકટેલા અગસ્ત્ય ઋષિથી પાન થએલા જળવાળા સાગરને હાસ્ય કરતો ભાસે છે.

(૩૨) તે શ્રેય પ્રાપ્ત કરવાનો અભિલાષી હતો. તેણે ઈન્દુથી ભૂષિત શિવ ભગવાનની સમીપમાં પુનઃ નવી ચંડિકા કરી.

(૩૩) સૂર્ય અને ચંદ્રના ગ્રહણના દિને તેની પાસે આવતા વિદ્વાન અને ગુણી દ્વિજોને સર્વદાન આપી પૂજા કરનાર, અને ભૂતલ ઉપર વિખ્યાત પાંચ પર્વમાં નિયમિત દાન કરીને ભૂમિને પ્રસન્નકરનાર આ ગુણનિધિની સ્પર્ધા કોણ કરી શકે !.

(૩૪) તે કામદેવના રિપુ (શંકર)ની ભક્તિમાં પરાયણ છે, બ્રહ્મના જ્ઞાનમાં આનંદ લે છે, શ્રુતિમાં શ્રદ્ધાવાળો છે. દાનનો શોખી છે, ક્ષમાવાળી મતિનો છે, સુચરિતવાળો છે, અને શાશ્વત શ્રેય માટે શંકરની આરાધના કરે છે.

(૩૫) તેની પત્ની પૃથ્વી પર મહાદેવી નામથી વિખ્યાત, ઈન્દુ સમાન રમ્ય મુખવાળી, વિખ્યાત કુળની, ત્રિપુરદૈત્યના શત્રુ શંકરને પાર્વતી સમાન, વિષ્ણુને શ્રી લક્ષ્મી સમાન, સોઢલના

સંભવની; યશ વાણી અને સૌંદર્યમાં ગંગા, સરસ્વતી અને યમુનાને અનુક્રમે સમાન હતી.

(૩૬) તેનુ લાવણ્ય ચંપાના પુષ્પ જેવુ હતું; કામમાં રંભા સમાન તેના કર હતા, નયન શિરિષ કુસુમની શ્રેણી સમાન હતાં ... ... તેનું હાસ્ય મોગરાનું ફૂલ સરખું હતું, તેના કપોળપૂર્ણ વિકસેલાં લોધ્ર કુસુમ સમાન હતાં તેથી એમ દેખાતું કે કામદેવના શિલ્પિએ સર્વ ઋતુના સૌંદર્યવાળું તેનું અંગ બનાવ્યું હતું.

(૩૭-૩૮) તે દશરથ સમાન હતો ... ... તેને દશરથના ચાર પુત્રો સમાન આ ચાર સિદ્ધો પુત્રો તરીકે હતા. તેમાંનો પ્રથમ અપરાદિત્ય, બીજો (તેનાથી) રત્નાદિત્ય ... ત્રિજો સર્વ નિપુણ સોમેશ્વર, અને ચોથો ભાસ્કર કહેવાતો હતો-ડૂબી ગયેલા વિષ્ણુ શ્રી મુરારિના કરો ... ... ...

(૩૯-૪૦) ખરેખર ધન્ય છે વિશ્વ શિખર સમાન તેનાં માતા-પિતાને; જીવનના અંત સુધી તે અને ... ... ... અને અશ્વો, ચૌરીઓ અને ગજોના સમાવેશવાળી લક્ષ્મી પણ ઉપર ગબડતા જલબિંદુ સમાન છે ... ... ... વિદ્યુતના ચમકારાને ... ... ... ... તે જે ગુણી હતો તેણે મહા યશ પ્રાપ્ત કર્યો.

(૪૧-૪૨) ભલાઈમાં શિબિ નૃપ અથવા દધિચિ ઋષિ તે હતો-તીવ્ર આજ્ઞા દેવામાં રાવણ સરખો હતો ... ... યુધિષ્ઠિર સમાન હતો. ... ... આપણે વધાર શું કહી શકીએ? તે બૃહસ્પતિ સમાન હતો તેઓ સર્વ ... ... કુમારપાળની બ્હેનનો પુત્ર મહાબલ.

(૪૩-૪૪) પ્રેમલદેવીનો પુત્ર ભોજ ... ... ચંદ્ર ગ્રહણના સમયે સોમનાથની પૂજા ગંડરાજે કરી તેથી તે અતિ પ્રસન્ન થયો ... ... અનુક્રમે.

(૪૬-૪૭) ગંડ........હિરણ્યા નદીના તટ પર પાપમોચન

સમીપમા ... ... જે સર્વ મહાન માહેશ્વર નૃપોમાં અગ્ર હતો તેને અર્પ્યું.

[૪૮-૪૮) શાસનથી દાનપત્ર વડે એક ગામ આપ્યું .... પુત્રો, પૌત્રો અને વંશમાં જન્મેલી પ્રમદાના સૂર્ય, ચંદ્રના અસ્તિત્વ કાળ સુધી ઉપભોગ માટે ... .. શીઘ્ર કવિએ ગ ડના ગુણોની આ પ્રશસ્તિ રચી છે.

(૫૧) ... ... ... લક્ષ્મીધરના પુત્ર રૂપસુરિએ આ લખ્યું ... ... વલભી સવત ૮૫૦ અવા (૬) ... ... ...*

# લેખ ૨ જો.

સારંગદેવના સમયની પોર્તુગલમાં સિંટ્રામાંથી જડેલી, ત્રિપુરાંતક પ્રશસ્તિ, એનો ઉલ્લેખ આગળ કર્યો છે. એનું માપ. ૪૨'×૨૦' ઇંચ છે. Historical Inscriptions of Gujarat III પૃ. ૭૯-૬૭.

१ ओं ॥ ओं नमः शिवाय । हृदि स्थितं चिन्मयमात्मवेदिनः
समाधिमास्थाय विलोकयंति यं । स चित्तसंतापमपाकरोतु
वः स्तनंधयश्वेतमयूखभूषणः ॥ [ १ ॥ ]

२ शैलात्मजोरसिजशृंगकुरंगनाभिपत्रावलीतलिनतल्पशयालुपाणिः ।
पीयूषभानुकलिकाकलितावतंसो देवः शिवानिवि–

३ तनोतु दिवानिशं वः । २ [॥] त्रैलोक्यमंगलमनंगरिपोरपत्यमंकुरि-
तैकदशनोल्लसदाननश्रीः । देवः प्रपद्य हृदयैकपदीं कपर्दी

४ भूयादनेकपसुखः सुखसंपदे वः । ३ [ ॥ ] श्री विश्वमल्ल इति
भूपतिमौलिरत्नं चौलुक्यवंशमवतंसयतिस्म विष्णुः । यस्य
द्विधारमपि

५ संयति मंडलाग्रमाहादमंस्त शतधारमहरातिवर्गः । ४ [ ॥ ]

आबद्धमूलमभितः क्षितिपा [द्रि] जातमुन्मुलयन् कुलिशवंश-
भुवा भुजेन । सत्व—

६ स्य यः किपपि धाम जनेन राजनारायणेति जगदे जगदेकनाथः ।
५ [ ॥ ] यस्मिन्नात्मकलां न्यधत्त सकलक्षत्रावतंसे जग-
त्तापव्यापदपा—

७ करिष्णुमहिमा श्रीवैद्यनाथः प्रभुः । शल्यैस्तेन चिकित्सितास्तदुचितं
विश्वोपकारव्रतख्यातेन प्रतिभूभुजामपि हृदः प्रौढा मद-
ग्रंथयः । ६ [ ॥ ]

८ नागल्लदेवीति बभूव यस्य जाया जयश्रीरिव देहबद्धा । तया स
राजा सुतरां बभासे भासेव देवो हरिणांकमूर्त्तिः । ७ [॥]
आशांतविश्रांत—

९ भुजप्रतापः प्रतापमल्लावरजः स राजा । स्वपौरुषोत्कर्षरसातिरे-
कादेकातपत्रां बुभुजे धरित्रीं । ८ [ ॥ ] श्रीविश्वमल्ल
स्वपदेभिषिच्य प्रताप—

१० मल्लात्मजमर्ज्जुनं सः । साकं सुधापाकमभुक्त [नाक] नितंबिनी-
नामधरामृतेन । ९ [ ॥ ] राकानिशाकर सनाभिगुणा-
भिरामोदामोदराश इव वि—

११ क्रममांसलश्रीः । भूपालमौलिमणिरर्ज्जुनदेवनामा कामार्ज्जुनीमिव
धनानि धरामदुग्ध । १० [ ॥ ] हस्ते विधाय कदनाय-
दुराशयानां दाम—

१२ वधूतसुरशाखिनि भूमिचक्रं । यः स्वैरदानैश्च रतैरनघः प्रजानां रक्षां चकार किल चक्रधरावतारः । ११ [ ॥ ] तस्यांग-भूर्जयति गूर्जरराज्य–

१३ लक्ष्मीसंभोगकंदलितसौख्यनिमग्नचेताः । क्षौणीसमुद्धरणकेलि-रसोत्तरंगः सारंगदेव इति शार्ङ्गधरानुभावः । १२ [ ॥ ] युधि यादवमा–

१४ लवेश्वरावकृत क्षीणबलौ बलेन यः । पृथुविग्रहधारिणौ पुरापतगेंद्रो गजकच्छपाविव । १३ [ ॥ ] इतश्च । भट्टारकश्रीलकुलीशमूर्त्या तपः–

१५ क्रियाकांडफलदाता । अवातरद्विश्वमनुग्रहीतुं देवः स्वयं बाल-मृगांकमौलिः । १४ [ ॥ ] अनुग्रहीतुं च चिरं विपुत्रका-नुलूकसूनानभिशाप–

१६ त· पितुः । ललाटमुर्व्या इव लाटभूषणं समेत्य कारोहणमध्युवास यः । १५ [ ॥ ] अवतेरुश्चत्वारः पाशुपतव्रतविशेषचर्यार्थं । इव कुशिकगा–

१७ र्ग्यकौरुषमैत्रेया इति तदंतसदः । १६ [ ॥ ] ततस्तपस्विनां तेषां चतुर्द्धा जातिहृना । भुवं विभूषयामास चतुर्णवमुद्रिता । १७ [ ॥ ] एतैनुगृ–

१८ हीतानामन्वयेन महात्मनां । निःसीमवैभवं श्रीम.......कर्मिय-भृत् । १८ गार्ग्येयगोत्राभरणं बभूव स्थानाधिपः कार्त्तिक-राशिनामा ।

१९ मूर्तस्तमोराशिरिवाधितानामालोकमात्रेण हरन्नाघानि । १९ [॥] तेन स्वहस्तकमलानुगृहीतजन्मा वाल्मीकिराशिरुदियाय दयालुचेताः [।]

२० वाणीं च तीर्थपदवीं च सदा पदानां न्यासैः स्वचित्तविमलाकृ[ति] भिः पुनानः । २० [॥] तेनानुगृह्य समकेति सतां प्रबोधकारी तपोधनयुवा त्रि-

२१ पुरांतकेति साक्षाद्भवंति विबुधाः किलतद्विधानां हस्तांबुजेन दृषदोपि कृतप्रतिष्ठाः २१ [॥] वाल्मीकिराशेः सुगृहीत-नाम्नस्तस्यैष शिष्यस्त्रिपुरांतकेति ।।

२२ तीर्थांतरालोकनकौतुकेन पवित्रयामास दिशश्चतस्रः ! २२ [॥] पूर्वं तपस्विगृहिणीस्मृहपीयमूर्त्तिर्यो देवदारुविपिने वि [जहार]

२३ देवः । आशावभूलवणीमानमनुपहीतुं तीर्थावगाहनमिषेण चचार सोयं । २३ [॥] समाधिपूतेन हृदंबुजेन यः.... गि.........[।]

२४ ततः शुचिर्ब्रह्मसरः सरोजैरानर्च केदारपदारविंदे । २४ [॥] जगद्गुरुं चेतसि यः प्रपद्य यागेश्वरं मूर्तमि...[।]...

२५ प्रसादसंपत्तिलभ्यानि तपः फलानि । [२५ [॥] मिथो मिलज्जन्हुकलिंकदन्तातरंगहस्तोपहृतैः पयोभिः । ससर्ज यस्याजि........

२६ पः पाथमिव प्रयागः। २६ [॥] प्रदक्षिणीकृत्य सुतां प्रदीपः श्रीपर्वतं यः किल सर्वतोपि। श्रीमल्लिनाथस्य विलोकनेन कृतार्थ......

२७ चे। २७ [॥] प्रेंखालितानि कलसोद्भवपादमुद्रा निःकल्मषा-कृतिषु विंध्यगिरेः शिलासु। रेवाजलानि गजरञ्जविगाहलीला

२८ पाण्यपि यः सिषेवे। २८ [॥] गोदावरीतीरविहारिणी भिर्वनस्थलीनामधिदेवताभिः। कृतार्थयन्नध्वगहक्पयोजं यो जंगमस्त्र्यंवकं......। २९ [॥]

२९ ततः शमाद्वैतरसाभिरामे रामेश्वरं चेतसि चिंतयन् यः। ददर्श लंकाधिपकालरात्रेः प्रस्थानवीथीमिव सेतुलेखां। ३० [॥] श्रीदेवपत्तनसम-

३० स्तघनस्तनीनां नेत्रारविंदमुक्तैरिव सानुबंधैः। तीर्थावगाहन-धिया दिशि पश्चिमायामायातवानुपशमायतनं कृती यः। ३१ [॥] सरस्वती-

३१ सागर संप्रयोगविभूपिताभोगमथागमद्यः। सोमेशचूडावल-मानबालचंद्रप्रभासंवलितं प्रभासं ३२ [॥] इह महीतल-तीर्थविगाहना-

३२ दखिलतीर्थमयी दधदाकृतिं। भुवनभूषणभूतमभूषयन्नगरमिं-दुकलाभरणस्य यः। ३३ इह साक्षादुमाकांतः श्रीमान् गंडबृहस्पतिः।

३३ आयंमेन विनिर्माप पट्टं चक्रे महत्तरं । २४ [ ॥ ] स्थानकं निजविशुद्धचरित्रैरुद्धरिस्यति महत्तर एषः । इत्यवेत्य सुमुदे हृदि चातुर्जातके—

३४ न गुणजातरसेन । २५ [ ॥ ] अस्ति श्रीत्रिपुरांतकोपि विबुधश्रेणीकिरीटोपलच्छायापल्लवलालिताह्रिकमलः कासां गिरामध्वनि । यस्योद्दामचरि—

३५ त्रवैभवनिधेरेषा कियंतं गुणग्रामं धारयतु स्वकुक्षिकुहरक्रोडे वराकी श्रुति । २६ [ ॥ ] धनानि कामाधिकधामलोचनप्रांचलचं—

३६ चलानि यः । ददौ महादौस्थ्यनिपीडितात्मने सतां प्रपन्नार्तिहरा हि संपद. । [ ॥ ] अस्थितस्य पुरुषोत्तमभूय कामजन्मनि समाहितबुद्धेः । य—

३७ स्य पुण्यघटितस्य रमेति प्रेयसी भुवनभूषणमास्ते । २८ [॥] सरस्वतीमौलिश्रियालुकेतश्रीपलाशलक्ष्मी सह पाशुकेलयः । महात्मनो यस्य म—

३८ होज्वला गुणा दिगंतनानामवतंसतां ययु । २९ [ ॥ ] सोमेश्वरायतनमंडपमुत्तरेण श्रीमाजिजीर्णघटिकालयसंनिधाने । श्रीकंठपंचमुखवा—

३९ समधिष्ठितानि येनाक्रियंतकृतिनायतनानि पंच । ३० [ ॥ ] मातुर्माल्हण देव्या [ य. ] श्रेयसे माल्हणेश्वरं । सतामध्येयमहिमा तन्मध्ये निरमापय—

४० त् । ४१ [ ॥ ] उमापतेरायतनं नाम्ना गंडबृहस्पतेः ।
कृती कृतयुगाचारः कारयामास तत्र यः । ४२ [ ॥ ]
श्रीबृहस्पतिभार्याया श्लाध्यजन्मनः श्रेय–

४१ से यः सतां सीमा निरमासीदुमेश्वरं । ४३ [ ॥ ] इह स्व–
नाम्ना त्रिपुरांतकेश्वरं महत्तरश्रीत्रिपुरांतको व्यधात् ।
प्रियाभिधानेन मनोरमं श्रिया रमा–

४२ पतिः संविदधे रमेश्वरं । ४४ [ ॥ ] गोरक्षकं भैरवमांजनेयं
सरस्वतीं सिद्धि विनायकं च । चकार पंचायतनांतराले
वालेन्दुमौलिस्थितमानसो–

४३ वः । ४५ [ ॥ ] आत्मबाहुयुग सौहृदांचितस्तम सौरभशुभं
सुतोरणं । दूरमस्त दुरितस्तदुचद्धारमूपरिसरे चकार यः
। ४६ [ ॥ ] सम्मार्जताय देवां–

४४ नां कावडिद्वयमंभसः । सम्मार्जनी जगत्याश्च कोलिनी प्रति–
वासरं । ४७ [ ॥ ] कर्तव्यमेतदुभयं बटुकेन पटीयसा ।
स्वमासपाटकद्रव्यैर्नैवेद्या–

४५ नोपयोगतः । ४८ युग्मं । श्रीखंडहेतोः शशिखंडमौलिपुरानु–
कुन्येन मपारके यः । द्रम्मांश्चकार प्रतिमासमष्टावष्टापदोत्सर्ग
निसर्गपूतः । ४९ [ ॥ ]

४६ दातव्यं मालि [ क ] श्रेण्या शतपत्रशतद्वयं । नवीनकण–
वीराणां द्वे सहस्रे च नित्यशः । ५० [ ॥ ] घांटीवाहाय
वाटीभ्यो महीतुं शुचि [ वेदि ] कां । चक्रे परी–

४७ क्षिपट्टे यः पड् द्रम्मान्मासपाटके । ६१ [॥] माणक-
द्वितयं चोपा मुद्रनामैकमाणकं घृतं कर्षाश्च चत्वारस्तं तै
दीपायतादृशं । ६२ [॥] जान्यानि पंच-

४८ पूगानि स्थितके स्थितिशालिना । कोष्ठागारे गुणज्ञेन प्रत्यहं
येन चक्रिरे । ६३ युग्मं । इहैव धूपवेलायां गुग्गुलस्य
मणद्वयं । यः पुण्येषु समा-

४९ सक्त प्रतिमासमकारयत् । ६४ [॥] पत्रा....च पंचाशत्'
पत्राणि फणिवीरुधां । मेहरेण प्रदेयानि नित्यं नीकंटहेतवे
६६ [॥] पशुपालन तदे-

५० वं धर्मस्थानोपहारसंबद्धं । श्री...कोष्ठागारानीय दातव्यं ।'
५६ [॥] चोपा माणकमेकं नित्यं पह्लिकाद्वयं मुद्राः ।
नित्यं घृतकर्षौ द्वाविति

५१ पशुपालाय दातव्यं । ५७ [॥] [इद]...दातव्यं नित्यंके
वेधहेतवे । ततस्तदन्नं वटुना पचनीयं प्रयत्नतः । ६८
[॥) पशुपालेच संकल्प्य तं तैवे-

५२ दं समीटकं । बटुकाय सदा (तव्यं).... (कर्म) विधायिने
५९ (॥) मंडपिकाया स्थितिके चातुर्जातकशासनात् ।
प्रत्यहं यः सवां सीमा द्रम्ममेकमका-

५३ स्यत् । ६० [॥] अत्रैव कारयामास प्र.... ....मुदारधीः ।
स्थितके यो नव द्रम्मान् वटुकमासहेतवे । ६१ [॥]
पूजामप्रतिमां कर्तुं प्रतिमासमुपेयुषः ॥

५४ देयाः पंचदश द्रम्माः पशुपालस्य [धर्म्म] तः । ६२ [।।]
चातुर्जातकपादानां यः संमिलितपोत्तके । ततः पचदश
द्रम्मान् प्रतिमासं व्यधत्त यः ६३ [।।] हट्टानि

५५ यो विशिष्टानि त्रीणि प्रीणितमानस । चातुर्जातकपादेभ्यो
वित्तेनादाय दत्तवान् । ६४ तेषा मध्यादुत्तमं हट्टमेकं देव-
श्रद्धामालिना मालिकेभ्यः ।

५६ नित्यं पूजापुष्पजातोपहारे श्रीमच्चातुर्जातकेन प्रदत्तं । ३६
[।।] चैत्रीमहे भाद्रपदीमहे च पवित्रकं विस्तरणं च कर्तुः
महाजनोपि प्रतिहट्ट-

५७ मेकं द्रम्मं विशेषस्थितके चकार । ६६ [।।] कोष्टागारेण
पूगानि मेहरेण दलानि च । शिवरात्रौ प्रदेयानि चातुर्जातक-
वीटके । ६७ [।।] श्रीसोमनाथ प्रभु-

५८ राजपाटिकात्रये त्रिमिर्दद्भवणिग्मिरात्मना । समालिकेराणि युगाश्च
कोमलाः सदा विधेयानि विशुद्धबुद्धिभिः । ६८ [।।]
अमूनि सोमेश्वरदेवरीत्या-

५९ संपूज्य पंचायतनानि पूर्वं । अनेन पश्चात्पशुपालकेन श्रीदेव-
पाटचामधिरोहणीयं । ६९ (।।) चैत्रीभाद्रपदीभग्नपतितो-
द्धारहेतवे । चातुर्जा-

६० तकपादेभ्यो धर्मस्थानमदत्त यः । ७० (।।) स्वोपार्जितेन
[ ] शुचिना विभवेन धर्म्मस्थानं च शासनमिदं च विनिर्ममे यः ।
तेनास्य कीर्त्तननिबद्धयशः-

६१ पताका राकामृगांकधवलाकृतिरुल्ललास । ७१ (॥) श्रीगंड-
शणकबृहस्पतिकीर्त्तनस्य सारंगभूपतिसरस्वटभूषणस्य । यः
श्रीविलासगृहमा-

६२ यतनस्य मध्ये स्वामीयदेवकुलिकां स्वयांचकार । ७२ [॥]
तादृक् विशेषशुचितांधिगमाय संतश्चित्तेषु विभ्रति यदीय-
गुणानजस्त्रं । पुष्णंति

६३ सिंधुलनयाहृदयाधिनाथनाभीसरोरुहमृगालसनाभितां ये । ७३
[॥] निर्व्याजभक्तिरसवासितविश्वनाथमाविभ्रतः सरिद्-
भीरुगभीरमंतः ।

६४ एतस्य शारदतुषारमयूखलेखानिः कल्मषाणि चरितानि जग-
त्पुनंति । ७४ [॥] सोमार्कवक्रराशिमंडलतो निपीय पीयू-
षरद्धतस्त्रितानि सुधा

६५ षितानि । एषा प्रशस्तिरनवद्यपदार्थ बद्धा । धंधात्मजेन विदधे
धरणी धरेण । ७५ [॥] एनां लिलेख मंत्री विक्रम इति
पूर्ण सिंहतनुजन्मा । उ-

६६ दटंकयच्च शिल्पी नाहडतनयश्च पूणसीह इति । ७६ [॥]
श्रीनृपविक्रमसं १३४३ वर्षे माघशुदि ५ सोमे लिंगप्रतिष्ठा-
महोच्छवः समजनि ॥

## ભાષાંતર

૧–૨. ( શિવની સ્તુતિ )

૩. ( ગણપતિની સ્તુતિ )

૪. પૂર્વે, ભૂપતિઓનો મુકુટમણિ જયશાલી શ્રી વિશ્વમલ્લ ચૌલુક્યવંશનો અલંકાર હતો; જેના બે ધાર ખડ્ગને યુદ્ધમાં શત્રુઓ અનેક ધારવાળું માનતા.

૫. ચોતરફ મૂળ નાંખી રહેલા પર્વત જેવા રાજાઓને વજ્ર સમાન ભુજવડે ઉખેડી નાંખતો એ સત્ત્વશાલી, જગતનો એકલો ધણી, રાજનારાયણ કહેવાયો.

૬. જગતના તાપના દૂર કરવાવાળા શ્રી વૈદ્યનાથ પ્રભુએ ક્ષત્રિયોના ભૂષણ એવા એ રાજામાં પોતાની એક કલા મૂકી; તેથી વિશ્વના ઉપકારની દીક્ષા લીધેલા એ રાજાએ શત્રુરાજાઓના હૃદયમાંની મદરૂપ ગાંઠની યોગ્ય ચિકિત્સા કરી.

૭. તેની રાણી નાગલ્લદેવી હતી, જે દેહધારી જયશ્રી જેવી હતી; જેના વડે, જેમ પ્રભા વડે ચંદ્ર શોભે તેમ, રાજા શોભતો હતો.

૮. દિશાઓના અન્ત સુધી જેનો પ્રતાપ પહોંચેલો છે એવો પ્રતાપમલ્લ જેનો નાનો ભાઈ હતો એવો એ રાજા પોતાના પૌરુષ વડે પૃથ્વિનો એક છત્રધારી બન્યો હતો.

૯. પોતાની ગાદીએ પ્રતાપમલ્લના પુત્ર અર્જુનને બેસાડીને એ રાજા સ્વર્ગસુન્દરીઓના અધરામૃત અને સુધા પીવા ચાલ્યો ગયો.

૧૦ પૂર્ણચંદ્રના જેવા ગુણથી આનંદદાયક, દામોદરના અંશ જેવા,

પરાક્રમથી યશસ્વી થયેલા ભૂપતિઓના મુકુટમણિ, એવા અર્જુનદેવે કામધેનુની માફક પૃથ્વિ દોહી ને ધન મેળવ્યાં.

૧૧. દાનમાં સુરવૃક્ષથી ચઢીયાતા હાથમાં એણે દુષ્ટના સંહાર માટે 'પૃથ્વીચક્ર ધારણ કર્યું', અને કૃષ્ણના અવતાર જેવા એ નિષ્પાપ રાજાએ પોતાના ઉદાર ચારિત્રો વડે પ્રજાની રક્ષા કરી.

૧૨. ગુર્જર રાજ્યલક્ષ્મીના સંભોગસુખમાં આનંદ મગ્ન બનેલો, પૃથ્વીનો ઉદ્ધાર કરવાની ક્રીડાનો રસિયો, શાર્ઙ્ગધર જેવા મહિમાવાળો, એનો પુત્ર સારંગદેવ વિજયી છે.

૧૩. જેમ ગરૂડે પૂર્વે ગજ અને કચ્છપને હરાવ્યા હતા તેમ એ ગરૂડે મોટા વિગ્રહ-( શરીર ) ધારી રહેલા યાદવેશ્વર અને માલવેશ્વરને લડાઈમાં હરાવ્યા.

૧૪. તપઃ ક્રિયાઓનું ફળ આપવાવાળા બાલેન્દુશેખર દેવ પોતે વિશ્વના અનુગ્રહને અર્થે ભટ્ટારક શ્રીલકુલીશ રૂપે અવતર્યા.

૧૫. અને પિતાના શાપથી લાંબા વખતથી વિપુત્ર રહેલા ઉલૂક સુતોના ( ? ઉલૂકના વંશજોના ? ) અનુગ્રહ માટે પૃથ્વીના લલાટ જેવા લાટ દેશમાં આવેલા કારોહણમાં આવી વસ્યા.

૧૬. પાશુપત વ્રત પાળવા માટે એના ચાર શિષ્યો પ્રકટ થયા : કુશિક, ગાર્ગ્ય, કૌરુષ અને મૈત્રેય.

૧૭. એ તપસ્વીઓમાંથી ઉદ્ભવેલી ચાર જાતિઓએ ચાર સમુદ્રથી બંધાયેલી પૃથ્વીને શણગારી

૧૮. ( ખંડિત છે. )

૧૯. મૂર્તિમાન્ તપોરાશિ, દષ્ટિ વડેજ આશ્રિતોના પાપનાશક, ગાર્ગ્ય ગોત્રના અલંકાર, કાર્તિકરાશિ નામે, સ્થાનાધિપ ( મહાધિકારી ) હતા.

૨૦. એના કરતલ કમલ વડે જેના જન્મનો અનુગ્રહ થયો હતો તેવા, દયાલુ ચિત્તવાળા, વાલ્મીકિરાશિ ઉત્પન્ન થયા, જે

પોતાના ચિત્ત જેવા વિમલ પદન્યાસ વડે વાણીને અને તીર્થ પદવીને પાવન કરતા.

૨૧. તેણે તરૂણ તપોધન ત્રિપુરાંતકને અનુગ્રહ કરીને સત્પરૂષોનો ઉપદેશક નીમ્યો, એવા પુરૂષોના હસ્તકમલ વડે પ્રતિષ્ઠા પામેલા પત્થરો પણ સાક્ષાત્ દેવો બને છે.

૨૨. જેનું નામ લેતાં પુણ્ય થાય એવા વાલ્મીકિરાશિના એ શિષ્ય ત્રિપુરાંતકે તીર્થો જોવાની ઈચ્છાથી ચારે દિશાઓ પવિત્ર કરી.

શ્લો. ૨૩–૩૩. ( તીર્થયાત્રા વર્ણન ) હિમાલય—કેદારનાથ, પ્રયાગ, શ્રી પર્વત, નર્મદા, ગોદાવરી—ત્ર્યંબક, રામેશ્વર—રામસેતુ, એ પ્રમાણે ઠેક ઉતરથી દક્ષિણ સુધી ત્રિપુરાંતકે યાત્રા કરી અને પછી ઉત્તરમાં પાછા ફરીને એ પશ્ચિમ કિનારે દેવપટ્ટન અથવા પ્રભાસ આવ્યો, જ્યાં સરસ્વતી સમુદ્રને મળે છે.

૩૪. અહિંયાં ઉમાના પતિ ગંડ ( બૃહપતિ નામે મન્દિરના પૂજારીએ ) ત્રિપુરાતંકને આર્ય બનાવીને છઠ્ઠો મહત્તર કર્યો.

૩૫–૩૯ ( ત્રિપુરાન્તકની પ્રંશસા )

૪૦–૪૬. ( ત્રિપુરાન્તકે સોમનાથમાં કરેલાં કાર્યોનું વર્ણન ) પાંચ દેવળો બંધાવ્યાં, પાંચ મૂર્તિની પ્રતિષ્ઠા કરી, અને બે સ્તંભના આધારવાળું તોરણ રચાવ્યું.

૪૭–૭૨ ( પોતે બધાવેલાં મદિરોની પૂજાને અર્થે ત્રિપુરાન્તકે આપેલાં દાનોનું અને પૂજાવિધિનું વર્ણન. )

૭૩–૭૪ ( ત્રિપુરાન્તકની પ્રશસા )

(૪૭) નિત્ય દેવોની શુદ્ધિ અર્થે બે કાવડ જળ અને ઝીણી ફસ જુજુમની સાવરણી મકાનો સાફ કરવા માટે—

(૪૮) નૈવેદ્ય અન્ન અને માસિક ખર્ચના આપેલા દ્રવ્યના બદલામાં એક ચાલાક બટુકે આ બન્ને ચીજો મેળવવાની અને તેમનો ઉપયોગ કરવાનું ( આ શ્લોકો એક જોડકું રચે છે. )

(૪૯) તે ( ત્રિપુરાન્તક )જે સુવર્ણ આપવાની નૈસર્ગિક ભાવનાથી પવિત્ર થયો હતો. તેણે શિરપર ઈંદુકલા ધરતા દેવની પુરી તરફ કૃપાને લઇને પ્રતિમાસ ૮ દ્રમ્મ મપારકમાં ચંદન કાષ્ટ ખરીદવા આપ્યા.

(૫૦) માળીઓનું મંડળ પ્રતિદિન ૨૦૦ શ્વેત કમળ અને ૨૦૦૦ સુગંધિત કનેરનાં પુષ્પ ( કણવીર ) આપશે.

(૫૧) તેણે ધાટી વાહને માટે વાડીમાંથી શુદ્ધ વેદિકા પ્રાસ કરવાના માસિક ખર્ચ માટે પરીક્ષિપટ્ટમાં ૬ દ્રમ્મ આપ્યા.

(૫૨) "બે માણક ચોખા, અને એક માણક મુદ્દગ, ચાર કર્ષ ઘૃત ( ઘી ) અને તેટલું દીપ માટે તેલ અને.

(૫૩) સારી જાતના પાંચ સોપારી, [આ સર્વ] તે અન્યના ગુણદ સ્થિર જનથી પ્રતિદિન કોઠારમાં અપાયું હતું. (આ બને ) શ્લોકો જોડકું રચે છે.)

(૫૪) તે કે જે પુણ્ય કાર્યોના અનુષ્ઠાનમા પરાયણ હતો તેણે અહીં પણ પ્રતિમાસ ધૂપ વેળા માટે બે માણ સુગંધિત ગુગ્ગુલ આપવાની વ્યવસ્થા કરી.

(૫૫) મહેર પ્રતિદીન ૫૦ ... ... ... નાગરવેલના પાન બીટક (પાનપટ્ટી) કરવા આપશે.

(૫૬) આ જૈની ધર્મ સ્થાન (મંદિરો)માં ઉપહાર માટે વ્યવસ્થા થઈ છે તે પશુપાલે શ્રી સોમનાથના કોઠારમાંથી લાવવું જોઈએ અને ( પૂજા કરનાર માણસને તેણે ) આપવું.

(૫૭) એક માણ ચોખા અને બે પલ્લિકા મુદ્દગ તથા બે કર્ષ ઘૃત આદિ કોઠારીએ પશુપાલને ઉપહાર માટે પ્રતિદિન આપવું જોઈએ.

(૫૮) ( આ પણ ) નૈવેદ્ય ઉપહાર માટે પ્રતિદિન આપવું જોઈએ. પછી તે અન્ન સંભાળ પૂર્વક બહુકે રાંધવું જોઈએ.

(૫૯) સંકલ્પ કર્યા પછી, પશુપાલે તે નૈવેદ્ય અને બીટક પૂજા કરનાર બટુકને આપવા જોઈએ.
(૬૦) ગુણિજનોમાં શ્રેષ્ઠ, તેણે (ત્રિપુરાન્તકે), મણ્ડપિકામાં આવક-માંથી પ્રતિદિન એક દ્રમ્મ ચાતુર્જાતકના શાસનથી અપાવ્યું
(૬૧) ત્યાં પણ આ ઉદાર મનનાં પુરુષે મંદિરોની સેવા કરતા બટુકના પાલન માટે પ્રતિમાસ ૯ દ્રમ્મ અપાવ્યા.
(૬૨) વિધિ અનુસાર અનુપમ પૂજા અર્થે આવનાર પશુપાલને પ્રતિમાસ ૧૫ દ્રમ્મ આપવા જોઈએ.
(૬૩) આ આશય માટે તેણે (ત્રિપુરાન્તકે) પૂજ્ય ચાતુર્જાતકના સંચયમાં (ખજાનામા) પ્રતિમાસ ૧૫ દ્રમ્મ મૂકયા.
(૬૪) હૃદયમાં આનંદ કરતાં, તેણે પૂજ્ય ચાતુર્જાતકના દ્રવ્ય માટે ત્રણ ઉત્તમ હાટ ખરીદ્યાં (દુકાનો ખરીદી) અને (તેના મંદિરોને ઉપહાર તરીકે) અર્પ્યાં.
(૬૫) તેમાંની ઉત્તમ (દુકાન) (શિવ) દેવમાં શ્રદ્ધાની માળા ધારે છે તે શ્રી ચાતુર્જાતકે, નિત્યપૂજા, નિત્યપૂજા અર્થે જોઈતાં પુષ્પ આપવાના બદલામાં માળીઓને આપી,
(૬૬) મહાજનોએ ચૈત્ર અને ભાદ્રપદ પૂર્ણિમાના ઉત્સવ સમયે પવિત્રક અને વિસ્તરણની ક્રિયા માટે દરેક હાટ (દુકાન) માંથી એક દ્રમ આપ્યો.
(૬૭) શિવરાત્રિના ઉત્સવ સમયે ચાતુર્જાતકના બીટક માટે સોપારી (સોમનાથના મંદિરના) કોઠારથી અને પાન મહેરથી આપવા જોઈએ.
(૬૮) ત્રણ વિમળ મનનાં વેપારીઓએ નિત્ય જાતેજ શ્રી સોમનાથ પ્રભુના ત્રણ રાજ પાટિકામાં હાર, શ્રી ફળ અને કોમળ • ગુણ આપવાં.
(૬૯) ભગવત સોમેશ્વરની પૂજા માટે નિર્માણ થયેલી વિધિ અનુસાર

આ પાંચ મંદિરોની પ્રથમ પૂજા કરી, પશુપાલક શ્રીમાન દેવનાં મંદિર જતાં પગથીયાં ઉપર આરોહણ કરશે.

(૭૦) તેણે (ત્રિપુરાન્તકે) પૂજય ચાતુર્જાતકને ચૈત્ર અને ભાદ્રપદ પૂર્ણિમાને દિને ભગ્ન અથવા પતિત થયેલાના ઉદ્ધાર માટે આ ધર્મસ્થાન આપ્યુ.

(૭૧) આ ધર્મ સ્થાન અને આ શાસન સ્વઉપાર્જિત વિમળ વિભવથી આરંભ કર્યું હતું. તેથી તેનો યશધ્વજ જેનો મંદિરો સાથે યોગ છે તે પૂર્ણ ઈન્દુસમાન ઉજ્જવળ પ્રકાશે છે

(૭૨) શ્રી ગંડ શાણક ગૃહસ્પતિના યશની પ્રતિમા અને સારંગ નૃપના સરવરના તટના ભૂષણરૂપ તે મંદિરના મધ્ય ભાગમાં તેણે તેના કુલદેવનું સ્થાન, શ્રીનું વિલાસગૃહ બંધાવ્યું.

(૭૩–૭૪) શ્લોકમાં ત્રિપુરાન્તકની સામાન્ય પ્રશસ્તિ પછી ૭૫ઃ શ્લોકોમાં ધાધનો પુત્ર ધરણીધર પ્રશસ્તિ કર્તા (રચનાર) હતો તે આપણે જાણીએ છીએ. ૭૬ શ્લોક આગળ જણાવે છે કે કવિતાનો હસ્તલેખ પૂર્ણ સિંહના પુત્ર મંત્રી ત્રિક્રમથી લખાયો હતો અને તે શિલ્પિ પૂણસીહ–નાહડના પુત્રથી કોતરાયો હતો. અનુલેખ અનુસાર વિ. સ. ૧૩૪૩ ના માઘ શુદિ ૧૫મી ને સોમવારે, અથવા ડૉ. શ્રામની ગણતરી પ્રમાણે ઈ સ. ૧૨૮૭ જાન્યુ ૨૦મી ને સોમવારે, પાંચ લિંગની પ્રતિષ્ઠા થઈ હતી આ તિથિ (તારીખ) ઐતિહાસિક મહત્વની નથી કારણકે તવારિખ અનુસાર સારંગે ૨૨–૨૩ વર્ષ ઈ. સ. ૧૨૯૬–૯૭ સુધી રાજ્ય કર્યું.

# શબ્દાનુક્રમણિકા

( પરિશિષ્ટના શબ્દો લીધા નથી )

# અનુપૂર્તિ

સોમવિદ્યા અને સોમવતી અમાવાસ્યાનું મહત્ત્વ દર્શાવતું એક સૂચન–આવણદરપતિની પ્રશસ્તિના સોમવ્યવસ્થા શબ્દની પેઠે— પ્રાચીન દસ્તાવેજોના મુસદ્દાના ગ્રંથમાંથી મળે છે. એમાં સોમપર્વમાં પ્રભાસક્ષેત્રમાં ભૂમિદાન માટે થતા દસ્તાવેજનો મુસદ્દો છે. દસ્તાવેજી પુરાવા કરતાં પણ દસ્તાવેજ-વિષયક આવા મુસદ્દાનો પુરાવો વધારે વ્યાપક ગણી શકાય તેથી આ અનુપૂર્તિરૂપે અહીં આપ્યો છે. નમૂનાના આ લેખમાં તારીખ કે સંવતનું કાંઈ મહત્ત્વ અહીં નથી

संवत् १२८८ वर्षे वैशाख सुदि १५ सोमेऽद्येह श्रीमदणहिल्लपाटके समस्तराजावलीपूर्वं थाल्लूआग्रामे धर्मपत्रं लिख्यते यथा। इहैववास्तव्य ब्राह्मण अमुकसुत अमुकाकेन संसारासारतां विचिंत्य सोमपर्वणि प्रभासक्षेत्रे अमुकज्ञातीय ब्राह्मण अमुकाय ग्रामीयडोहलिकामध्यात् तेषां ग्रामीयग्रामेयकानां धर्मस्थानिनां च विदितमाचन्द्रार्कं धर्मेण प्रदत्तभूमी हलः १ हलैका भूमी ब्राह्मण त्रिवेद् अमुकाय स्वपितुरात्मनश्च श्रेयसे प्रदत्ता। आचन्द्रार्कं धर्मेणाद्यदिनानन्तरं तदीयपुत्रपौत्रपरंपरया यथा प्रदत्ता भूमी भोक्तव्या॥ अत्र मतानि। अत्र साक्षिणः। समस्तपुत्रभ्रातृगोत्रविदितमभिलिख्यते॥*

ઉત્તર ગુજરાતના ઉનાવા બાલવા ગામનો એક લેખ સોમપર્વ માટેનો ઉલ્લેખનો છે તે ખાસ છે, જ્યારે આ લેખ મુસદ્દો છે, તેથી વધારે વ્યાપક છે. એટલે પ્રભાસ માટે આવાં દાનના લેખોનો ખૂબ પ્રચાર હશે એમ લાગે છે.

---

[ *લેખપદ્ધતિ (ગા. પ્રા. માળા), પૃ. ૪૪ ]